# રાઝંદી મનશાની.

૩૬૫ રોજના ૩૬૫ ભલા વીચારો.

સંગ્રહ કરી પ્રગટ કરનાર—

**દીનશાહ મેહરવાન ઈરાની,**

સચ્ચાપીર સ્ત્રીટ, પુના.

નકલ ૨૨૦૦, કીંમત રૂ. ૧.

આ "પુસ્તક" નમે જમશેદ પ્રીંટીંગ વરકસ, મેંગલોર સ્ત્રીટ, કોટ, મુંબઈ મધે માણેકજી નવરોજી પ્રીંટરે છાપયું છે અને મી૦ દીનશાહ મેહેરવાન ઈરાનીએ સચાપીર સ્ત્રીટ, પુણાં મધે પોતાને માટે પ્રગટ કીધું છે.

# ખોલાસો.

સોથી પહેલા પરવરદેગારનો આભાર માનવો જોઇયે, કારણકે તેની મેહેરબાનીથી આ નાના પુસ્તકનું કામ પાર પડયું છે.

બીજો ઉપકાર "જામે જમશેદ"ના માલિક શેઠ જાંહગીર બેહેરામજી મર્ઝબાનનો માનવો જોઇયે. તેવણુ સાહેબે "રોજીંદી મનરની" ના ફકરાઓ દર-રોજ છાપવા માટે પોતાના "જામે જમશેદ" પત્રની કીમતી જગા ફાજલ પાડી હતી.

ત્રીજો ઉપકાર મી૦ માણેકશાહ નવરોજી પદરનો માનું છું, કારણકે અંગ્રેજી પુસ્તકો ઉપરથી એવણે એ ચોપડી લખી આપી છે.

ચોથો ઉપકાર જેમસ એલન તથા રેવરંડ ડા૦ મીલરનો માનવો જોઇયે, કે જે બંનના પુસ્તકોનો ઉપ્યોગ કીધો છે.

ચોપડી જેઓએ આગમચથી ખરીદવા માટે નામ નોંધાવ્યાં હતાં તેઓનો આ તકે હું હેસાન માનુંછું. આ પુસ્તકના વેચાણની અડધી ઉપજ ધર્મ ખાતે આપવામાં આવનાર છે.

લા૦ સેવક,

દી. મે. ઇરાની.

પુના, ૧-૭-૧૮.

# રોજીંદી મનશાની.

**સંગ્રહ કરી છપાવનાર—સેવક, દી. મે. ખ.**

## રોજ ૧ લો હોરમજદ માહ ૧ લો ફરવરદીન.

આજે બેસ્તાં નવા સાલનો પહેલાં અહુરમઝદ રોજે દરેક ચુસ્ત જરથોસ્તીએ પોતાના અતઃકરણમાં ઉંડાણથી કોતરી રાખવું જોઇયે કે અહુરમઝદ ઉપર ઇતબાર રાખી નેકીથી ચાલનાર માણસ કદીબી દુઃખી થતો નથી. અહુરમઝદ સારાનોજ રાજી છે અને તે સઘળાંઓનું સારૂંજ કરે છે. આપણને જે આફત અને સંતાપ જેવું લાગે છે તે દુઃખ નહી પણ સુખ છે—બાહેરથી દેખાતાં દુઃખના ઢાકણ હેઠળ તેમાં આપણને માટે અહુરમઝદ તરફના આશીરવાદ છુપાયલા હોય છે. ગઇ કાલે પુરાં થયલાં વરસમાં દુઃખ અને સુખ—ખુશાલી અને દલગીરી—તથા ફતેહ અને નીશફળતાનો જેવો અનુભવ મળયો હશે તેવોજ આજથી શરૂ થતાં નવાં વરસમાં પણ મળશે. નવાં વરસમાં તમારે માટે શું બનશે, તે આગમજથી કોઇ કહી શકવાનું નથી. જેબી બને તે ખરૂં—પણ આજે અહુરમઝદ રોજથી અહુરમઝદ ઉપર સંપુર્ણ ઇતબાર રાખીને નવું સાલ શરૂ કરશો, તો ગમે એવી મુસકેલી વચેથી તે દયાળુ બાપ તમને પોતાની પનાહ હેઠળ રાખીને કાંઇબી અવલવલ આવવા દેશે નહી.

## રોજ ૨ જો બેહમન માહા ૧ લો ફરવરદીન.

ગઇ ગુજરી ભુલી જવામાંજ લાભ છે. ગઇ પરમે પુરાં થયલાં વરસમાં જેઓથી કાંઇ ભુલચુક થઇ હોય, જે કાંઇ દુઃખ યા અપમાનો સહન કરવાં પડયાં હોય, તે યાદ કરીને મનમાં મુઝાયા કરવામાં લાભ શું– ઘોળાયલાં દુધ માટે વીલાપ કરવામાં હાંસલ શું? ગઇ પરમે પુરાં થયલાં વરસનું જો કાંઇબી યાદ રાખવું હોય, તો એ વરસમાં જે કાંઈ નવો અનુભવ અને નવો બોધ મલ્યો હોય, તેજ માત્ર યાદ રાખવાનો છે, કે જે ગેઇકાલથી શરૂ થતાં નવાં સાલમાં નવી સદગુણી જીંદગી શરૂ કરવામાં કામ લાગે, બીજાઓ તરફનો ધીક્કાર, અદેખાઇ, અંતસ અને અણગમો, ખતમ થયલાં વરસ સાથ સદાના દટાઇ જવાં જોઇયે. સઘળાઓ તરફના એકસરખા પ્યાર અને ભલી લાગણીઓ તેની જગા લેવી જોઇયે. ખરે સુખી અને ભાગ્યશાળી તે નર છે, કે જેને આજના બખતાવર દીવસે, કે કોઇબી તરફનું નુકસાન યા અપમાન યાદ કરવાનું નથી– જેના સ્વચ્છ અંતઃકરણમાં ધીક્કારની લાગણીઓ વાસો કરયો નથી.

## રોજ ૩ જો અરદીબેસત માહ ૧ લો ફરવરદીન.

પૈસાવાળા પાડોશીને જોઇને ઘણાઓ મનમાં મુઝાય છે કે પરવરદેગારે અમને ગરીબ કાંય કીધા? પણ એ ભલાં માણસો સમજતા નથી કે સુખ અને શાંતી તેઓના પોતાના અંતકરણમાં છે-પાડોશીના પૈસામાં નથી. પાડોશી પૈસાવાળો હશે, પણ તેથી તે સુખીજ હશે એમ કાંઇ ઠરતું નથી. તે ગાડી ઘોડે ફરતો હશે, પણ તેના ઘરમાં કજીયા ટંટો હશે-કોઇ બીમાર પડેલું હશે-વા કોઇ કુછંદી ફરજંદનો તેને રાત દહાડો બળાપો હશે. જેઓ પાસે પૈસા ટકા ન હોય, તેઓ કાંઇ ગરીબ કહેવાય નહીં, પણ જેઓ પોતાની લાચારીને સહન કરવાનું કૌવત ધરાવતા ન હોય તેઓજ ખરેખરા ગરીબ કહેવાય. આફત કોણ ઉપર નથી પડતી? તેમાંથી કોણ બચ્યું છે અને હવે પછીબી કોણ બચશે? પણ એટલું યાદ રાખવાનું છે કે કોઇબી આફત એવી નથી કે જેની વેદના, ડહાપણભરી રીતે કામ લેવાથી ઓછી ન થાય. ભાગેલા પ્યાલાં આગળ બેસીને રડવાથી તે આખું થતું નથી. તેજ મીસાલે એક આફત ગુજરવા પછી તે માટે વીલાપ કરયા કરવાથી તે નહીં ગુજરેલી થતી નથી.

## રોજ ૪ થો શેહરેવર માહ ૧ લો ફરવરદીન.

મોજમજાહ સૌને વાહલી છે. પણ કાંઇબી હદ વગર મોજમજાહ ભોગવ્યા પછી તેના જે દુઃખ-દાયક પરીણામો આવે, તે ભોગવવા કોઇને ગમતું નથી. જે માણસો પેટ ભરીને મજાહ કરયા પછી તેના પરીણામો ભોગવવા માગતા નથી તેઓને દુન્યાનો કારોબાર અંધેર અને ખોદાનો ઇનસાફ ઉંધો લાગે છે. તેઓ પોતાની ઇચ્છા મુજબ દુન્યાનું કામકાજ ચાલતું જોવા માગે છે—કુદરતના કાયદાનો ભંગ કરીને તેની સજામાંથી તેઓ છટકવા માંગે છે. પણ કુદરતના કાયદા અચુક તેમજ સંપુરણ છે—તેઓ કોઇનોબી સરોપરો રાખતા નથી. નાના કે મોટા—અમીર કે ફકીર—રંક યા રાય—સઘળાઓને કુદરત એકસરખો ઇનસાફ આપતી જાય છે. તેના કાયદાને અને તેના ઇનસાફને નમયા વગર કોઇબી ઇનસાનનો છુટક નથી. જેઓ કાંઇબી આંકોશ વગરની મોજમજાહ ભોગવીને કુદરતના કાયદાઓનો ભંગ કરયા જતા હોય તેઓએ કુદરત તરફની સજા પણ તેટલાજ આંકોશ વગર ભોગવવાને તૈયાર રહેવું જોઇયે.

## રોજ ૫ મો અસપનદાદ માહ ૧ લો ફરવરદીન.

અહુરમઝદની ઇચ્છાને આધીન થઇને જે માણસ ખરેખરો સહનશીળ થયલો છે, તે કદીબી કોઇની સામે થતો નથી. સામો થવાને બદલે તે નમી જાય છે અને નમી જઇને સઘળાઓને વશ કરે છે. બીજાઓ તરફથી પોતાને હેરાનગતી થશે, એમ જે માણસ ધારે છે અને તે ધારેલી લીધેલી ઇજા સામે પોતાનો બચાવ કરવાની જે માણસ તજવીજ કરે છે તે સહનશીળતાનો અરથ સમજતો નથી, યા જીંદગીનો ભેદ શું છે તે જાણતો નથી. કોઇએ આપણી પીઠ પાછળ ખોટી બદગોઇ કરી હોય, તો તે માટે બીહવાનું શાનું—તે સામે આપણો બચાવ કરવાની જરૂરજ શી? બદગોઇ ખોટી હતી—અને જે ખોટું હતું, તે ખોટુંજ રહેવાનું—ત્યાંજ તેનું સેવટ આવવાનું. જે ચીજ ખોટી હોય, તે કોઇને કાંઇ ઇજા કરી શકતી નથી. તે જોતાં દરેક બાબદમાં સઘળો મામલો અહુરમઝદની ઇચ્છા ઉપર છોડી દઇને સહનશીળ થવામાંજ ઇનસાનને લાભ છે.

**રોજ ૬ થો ખોરદાદ  માહ ૧ લો ફરવરદીન.**

માણસની સામે કોઇબી એવી મુશ્કેલી રજુ થતી નથી કે જે દુર કરવાની શક્તી તેનામાં નહીં હોય. મુશ્કેલી આવી પડે યા ગુંચવણ ઉભી થાય તેથી માણસ જો બાહીને નાહીંમત બની જાય, તો તેથી કાંઇ ફાયદાને બદલે સામું નુકસાન થાય છે—ગભરાટથી તે મુશ્કેલીની સામે થવાની શક્તી ઓછી થાય છે અને માણસ વધુ ગુંચવાડામાં ઉતરે છે. મુશ્કેલીને હાથતાલી આપાને દુર કરી નાંખવાની કોશેશ કરતી ફોકટ છે—તેમ તે દુર થઇ શકતી નથી. મુશ્કેલીથી બાહીને દુર નાસી જવાની આશા રાખવી મીથ્યા છે, કારણકે માણસ જયાંઆ જશે, ત્યાં મુશ્કેલી તેની સાથે જવાનીજ. મુશ્કેલી યા આફતને દુર કરવાનો ખરો ઉપાય જુદોજ છે. તે એ કે મનને શાંત રાખીને હીંમતથી તેની સામે થવું. મુશ્કેલી કેવા પ્રકારની છે, તેનું બળ કેટલુ છે, તે વગેરેનું ધારજથી તોલ કરવું, તે બરાબર ધ્યાનમાં ઉતારવું અને તે પછી તેની ઉપર હુમલો કરીને તેને શેરટની દુર કરી નાંખવી. એ મુજબ અમલ કરનારાઓનું બળ તથા ડહાપણ વધતું જાય છે અને તેઓ સુખના એક એવા મારગમાં દાખલ થાય છે કે જેવું સુખ સહેજમાં ગભરાઇને નાહીંમત થઇ જનારાઓને મળતું નથી.

## રોજ ૭ મો અમરદાદ માહ ૧ લો ફરવરદીન.



દુન્યાને જેવી નજરે જોઇયે તેવી દેખાય. એકજ દેખાવ જોનારાં બે મ ણુસો જુદા જુદા વીચાર બાંધે છે. એકની નજરે તે દેખાવમાંની ખામીઓ અને બેડખાપણો નજરે પડે છે, જયારે બીજો તેની ખુબીઓ જોઇને આફ્રીન કરે છે. તમ જેવી નજરે દુન્યાને જોશો તેવી તે તમને દેખાશે. દુન્યાને સુખી જોવા માટે તમોએ નવી આંખો મેળવવાની દુવા ગુજારવી જોઇયે, કે જ આંખોવડે તમે અહુરમઝદની ભલાઇ જોઇને તે વખાણી શકો. એક સંતોશી અંત:કરણ આખી દુન્યાને સુખી જોઇ શકે છે. તે ગમે એવાં દુ:ખ વચ્ચેબી કાંઇ ને કાંઇ સુખ આપનારી ચીજો જોઇને તેમ ટે અહુરમઝદનું એહશાન માને છે. અહુરમ-ઝદે પેદા કરેલી આ જગતમાં તેમજ આપણી પોતાની સરજતમા જે કાંઇ થોડું કે ઘણું સુખ સમાવલું હોય, તે જોઇને તેની કદર બુજવાની આપણું ટેવ પાડવી જોઇયે. ત્યારેજ આપણી ગરીબાઇ યા લાચરી માટે બરબડાટ કરવાની યા હાયસોકારા કરવાની ટેવ જતી રહેશે—ત્યારેજ અહુર મઝદ તરફથી મળેલી બક્ષેશો માટે તેનું હેશાન માનતાં આપણે શીખીશું.



## રોજ ૮ મો દ્દેપાદર માહ ૧ લો ફ્રુરવરદીન.

માણસોને મોટે ભાગે એકલું રહેવા ગમતું નથી. આથી સ્ત્રી પુરૂષો પરણીને લગનના ગાંઠથી એક થાય છે કે અડીભીડીએ એક બીજાને મદદ લાગે. એ ઉપરાંત પુરૂષો દોસ્તદારોની તથા સ્ત્રીઓ સઇ મીઠીઓની સંગતમાં ફરે છે. અલબતાં એવી સાચી મજબુત મીત્રાચારી ઘણીવાર આપણને ઉપયોગી થઇ પડે છે તેમાં કાંઇ શક નથી. પણ તેમ આ વાત બી ખરી છે કે આપણા મીત્રો ગમે એવા વફાદાર અને દીલસોઝ હોય તોપણ આ દુન્યાના સુખદુ:ખ માંથી તો આપણ દરેકને એકલાનેજ પસાર થવાનું છે. આપણને કાંઇ દુ:ખદરદ થાય છે ત્યારે તેની સઘળી વેદના આપણને એકલાંનેજ ભોગવવી પડે છે. આપણા ગમે એવાં વાહલાં ખેશીઓ યા મીત્રો તે વેદનાનો થોડોક ભાગ પોતે ઉપાડી લઇને આપણું દુ:ખ ઓછું કરે એ બીલકુલ બનવાજોગ નથી. તેજ મુજબ મરણ નજદીક આવતાં જયારે દુન્યા છોડી જવી પડે ત્યારેબી આપણી સાથે કોઇ આવી શકતું નથી. તે જોતાં તો આપણ દરેક જણ ખરેખરી એકલી જીંદગીજ ગુજારયે છીયે. દુ:ખ યા આફત સામે આપણ દરેકને એકલાનેજ લડત ચલાવવી પડે છે અને સુખ દુ:ખનો ભાર પણ દરેકને એકલાનેજ ઉપાડવો પડે છે.

## રોજ ૯ મો આદર માહ ૧ લો ફરવરદીન.



આ જગતમાં દરેક ઇનશાનને અહુરમઝદ તરફ-થી કાંઇ ને કાંઇ કામ સોંપાયલું હોય છે. આપણે જેબી જગાએ હોઇયે ત્યાં અહુરમઝદે પોતેજ આપણને કાંઇ ભલી નેમથી મોકલેલા હોય છે. કાંઇબી ભલું કામ કરવાને ખાતરજ અહુરમઝદની ઇચ્છાથી આપણે ત્યાં જઇ પુગ્યે છીયે. જયારેબી કોઇ ગરીબ લાચાર યા હાજતમંદની હાજરીમાં આપણે જઇ પુગ્યે ત્યારે વીચાર કરવો જોઇયે કે તેને કાંઇ મદદ કરવાને ખાતરજ અહુરમઝદે આપણને તે જગાએ કાં નહી મોકલ્યા હોય? આપણે દરરોજ અહુરમઝદ તરફના હુકમો મુજબની તરેહવાર ફરજો બજાવ્યા જઇએ છીયે. વારંવાર આપણને અહુરમઝદ તરફથી મોહોરબંધ હુકમો મળે છે અને તે હુકમ મુજબનું કામ બજાવવાનો વખત આવી પુગે ત્યારે-જ તે હુકમો આપણી સનમુખ ખુલ્લા થાય છે. આપણે જેબી કાંઈ કામ યા ફરજ બજાવતા હોઇએ, તે અહુરમઝદે પોતે આપણને માટે નેમેલી હો ાથી તે દીલ લગાડીને બજાવવાની જરૂર છે.



## રોજ ૧૦ મા આવાં માહ ૧ લો ફરવરદીન.



જેઓ પઈસા ટકા સંઘરી રાખતા હોય તેઓને વધુ દોલત આપવા અહુરમઝદને ગમતું નથી. તે એવાં માણસોને પઈસા આપવા ઈચ્છે છે કે જેઓ પોતાના હમજાતીઓ અને ભાઈબંધોના ભલાં માટે તેનો છુટથી ઉપયોગ કરવાને રાજી હોય. આપણી જીંદગીની એક મુખ્ય નેમ એ છે કે બીજાઓને મદદ કરવી—કોઈબી રીતે તેઓને ઉપયોગી થઈ પડવું. તેમાંજ જીંદગીની ખરી મજાહ છે—ખરી જીવવા લાયકની જીંદગી તેજ છે. બાજી અગત્યની બીના એ છે કે કાંઈબી સખાવત કરવી હોય, કોઈનું ભલું કરવું હોય. કોઈને કાંઈ મદદ કરવી હોય, તો તે સઘળા પરમારથના કામો અહુરમઝદને અર્પણ કરવાં. તેનો અરથ એ કે કોઈ ગરીબ લાચારને મદદ કરવી હોય, તો ખુદ તે માણસને ખાતર નહી કરવી પણ અહુરમઝદને ખાતર કરવી. તેથીજ આપણા કોઈ દુશમનને યા આપણું બુરૂ કરનારને મદદ કરવાને પણ આપણે અચકાવું જોઈયે નહી, કારણ કે આપણે જે મદદ કરયે છીયે તે તેને ખાતર નહી પણ અહુરમઝદને ખાતર કરયે છીયે.



## રોજ ૧૧ મો ખોરશેદ માહ ૧ લો ફરવરદીન.



આ દુનીયાના અંધકાર વચ્ચે પરવરદેગાર ઘણીક વાર બેહેસ્તની સુખી જીંદગીનો ઝાંખો ખ્યાલ આપણને આપે છે. બેહેસ્તની રોશની અવસ્તા અને ગાથાની સંખ્યાબંધ બારીઓમાંથી આપણી તરફ આવે છે. એ રોશનીથી આપણને માલમ પડે છે કે બેહેસ્તમાં જે જીંદગી ભોગવવામાં આવે છે, તેમાં એક કતરાભારમાં આપસ્વારથ હોતો નથી—તે જીંદગી બીજાઓની સેવા કરવા માટેજ અરપણ કરવામાં આવે છે. યઝદો તથા અમશાસપંદોનું કામ પણ સેવા બજાવવાનુંજ છે—તેમાંજ તેઓનું ખરૂં સુખ સમાયલું છે. તેઓ બીજાઓની સેવા કરવામાં મોજ લે છે, નહીં કે પોતાની સેવા ચાકરી બીજાઓ પાસે કરાવવામાં. આપણે પોતે જો આ દુઃખી દુનીયામાં સુખી જીંદગી ગુજારવા માગતા હોઇયેં, તો તેનો એક ઇલાજ છે. તે એ કે યઝદો અને અમશાસપંદોની પેઠે ગરીબ લાચારોની સેવા કરવી અને દુખીઆંઓની દાદ લેવી. બીજાઓનું બને એટલું ભલું કરવું તેજ આપણી જીંદગીની સહુથી ઉંચી નેમ છે અને તેમાંજ ખરેખરૂં સુખ સમાયલું છે.

## રોજ ૧૨ મો માહોર માહ ૧ લો ફરવરદીન.

જીંદગીનું ઉત્તમ સુખ દુઃખના દરયાવને સામે પાર પડેલું હોય છે. એ દરયાવમાંથી પસાર થયા વગર તે સુખ ઇનસાનોને મળી શકતું નથી. આત્મા ની વૃદ્ધી કરવી, યાને નેકીના મારગે ચાલીને બેહેસ્ત ભણી આગળ વધવું તેજ ખરેખરૂં ઉત્તમ સુખ છે. એ ઉતમ સુખ મેળવવા માટે દુન્યાના લાભ લાલચો છોડી દેવાની જરૂર છે. દુન્યાદારીના જે તકલીદી સુખને આપણે ચીવટાઇથી વળગી રહીએ છીયે તે તજી દેવાથીજ ઉતમ આત્મીક સુખ મેળવી શકાય છે. દુન્યાદારીનું તરેહવાર જાતનું સુખ મેળવવા માટે આપણે ઘણીક વાર આજીજી સાથ અહુરમઝદને અરજ ગુજારયે છીયે. પણ અહુરમઝદ એટલો ભલો છે કે એ તકલીદી સુખ તે આપણુને આપતો નથી, કારણુ કે તે જાણે છે કે ટુંક મુદતનું એ દુન્યવી સુખ આપણુને બક્ષયાથી હંમેશના આતમીક સુખના બાબમાં આપણુને પછાત જવું પડે છે. તેથીજ બેહેસ્તના ઉતમ સુખ ભણી આપણે આગળ વધી શકયે તેને ખાતર તે દુન્યાની જંજાળીયતભરી જીંદગીમાં આપણુને ચાલુ રહેવાદે છે, કારણુકે એ જંજાળજ આપણુને બેહેસતના સુખ ભણી ખેંચી લઇ જાય છે.

## રોજ ૧૩ મો તીર માહ ૧ લો ફરવરદીન.



મોહડે ચહડીને મોટાઇ માગવાથી માણુસ મોટો ગણાતો નથી. જેઓ મોટા માણુસમાં ખપ-વા માંગતા હોય, તેઓએ પહેલાં નેકી અને ભલાઇ કરતાં શીખવું જોઇએ. દુન્યામાં જે ખરેખરા મહાન નરો છે, તેઓ નેક, ભલા અને સાદા છે. તાણી તોડીને મોટા માણુસમાં ખપવાની કોશેશ કરવાથી જગમાં સામી હસી થાય છે. જેઓ નેક અને સાદી જીંદગી ગુજારવા સાથ લોકોની નજર આગળથી દુર રહે છે, તેઓને મોટાઇ ઘર બેઠાં જઇ મળે છે. મોટા માણુસમાં ખપવાનું ડોલ ઘાલવું અને મોટાઇ મેળવવાની ખાઆેસ રાખવી, એ માણુસની એક મોટી નબળાઇ છે. જેઓ એ નબળાઇથી નીરાળા છે, તેઓ પોતાની નમ્રનતાઇના નીચાણ ઉપરથી આપ મેળે મોટાઇ-ના ઉંચાણ ઉપર જઇ પુગે છે.



## રોજ ૧૪ મો ગોશ માહ ૧ લો ફ્રરવરદીન.



માણસની આંખ્યોનીબી જુદી જુદી ખાસીયત છે. કોઇની નજરે બીજાઓની ખુબી અને ભલાઇ સીવાય બીજુ કાંઇ નજરે પડતું નથી. બીજાઓની નજરે લોકોની ખામીઓજ ફક્ત દીસે છે. અહુરમઝદે પેદા કરેલી બોહોળી જગતમાં ઉમદા ગુણોવાળાં સ્ત્રી પુરૂષોની વચ્ચે તેઓ ફરે છે, છતાં લોકોની ભલાઇ અને સદગુણો તેઓ જોઇ શકતા નથી. લોકોની ખોડખાપણ શોધી કહાડવામાં તેઓ બડા હુશીયાર હોય છે. લોકોની ખુબીખામીનું તોલ કરતી વખતેબી તેઓના ઇનસાફનું પલ્લું ઉલટીજ બાજુએ નમે છે. ઘણા ભલાં માણસોનેબી તેઓ અનીતીવાન અને બદીમાં ગરકાવ થયલા માની લે છે એવી ખાસીયત અહુરમઝદને બીલકુલ પસંદ નથી. આપણને સામા ધણીમાં જે જોવાનું છે તે તેની ખુબીઓ છે—નહીં કે ખામીઓ. તેનો સબબ એ કે દુનીઆમાં દરેક ઇનસાન થોડી કે ઘણી ખામીવાલું હોય છેજ. અને આપણે પોતેબી કયાં ખામી વગરના છીયે? અને આપણે પોતે જો ખામીવાળા છીયે તો પછી મોટી ઉકમાઇ સાથ બીજાઓની ખામી કહાડવાનો આપણને હકજ શું છે?

## રોજ ૧૫ મો દએમેહેર માહ ૧ લો ફરવરદીન.



અહુરમઝદની સાથે માણસનો મેળાપ ત્યારેજ થાય કે જયારે માણસ પોતાના સ્વારથને છોડી દે, યાને ખુદ પોતાને ભુલી જાય. દુન્યાદારીની મોજ આપનારી બાહેરની જીણસો છોડી દેવાથીજ કોઇ માણસ પોતાને ભુલી જતો નથી. પોતાને ભુલી જવો એટલે ખુદ માણસના અંતરમાં જે પાપો અને ભુલો સમાયલી છે તે દુર કરી નાંખવી તે. ભપકાદાર કપડાં તજી દેવાથી, ધન દોલત બીજાને સોંપી દેવાથી, દારૂ અને માંસ માછલીનો ખોરાક તજી દેવાથી યા માત્ર મોહડેથી મીઠા સખુનો બોલવાથીજ કોઇ માણસને અહુરમઝદ મળતો નથી. અહુરમઝદને મળવા માટે તો ગરજી છોડી દેવાની, પૈસાની ઇચ્છા તજી દેવાની, ઇંદ્રીઓને તૃપ્ત કરવાના હવસો દુર કરવાની અને મારામારી, કજીયા ટંટા, ધીક્કાર, કીનો વગેરે ખરાબ જુસ્સાઓને દીલમાંથી કહાડી નાંખીને અંતઃકરણને સ્વચ્છ રાખવાની જરૂર છે. એ મુજબ અમલ કરનારનેજ અહુરમઝદ મળી શકે છે.



## રોજ ૧૬ મો મેહેર માહ ૧ લો ફરવરદીન.



અહુરમઝદ ઉપર ઇતબાર રાખ્યાથી થતી અસર બહુ ચમતકારીક હોય છે, જેઓ તેની ઉપર વીશ્વાસ રાખે છે, તેઓનો અવતારજ ગોયા બદલાઇ જાય છે. તેઓ માત્ર સાધારણ માણસ જેવા નહી પણ કાંઇક ચઢતે દરજ્જેના થઇ પડે છે—તેઓની પાછળ અહુરમઝદના અખુટ બળનો ઝરો ગોયા વહેતો થાય છે. આપણ દરેકની ફરજ છે કે આપણને અહુરમઝદના હાથોમાં છોડી મેલવા અને આપણો ઉપયોગ તેને પોતાની મરજી મુજબ કરવા દેવો, યાને જેમ એક માણસ કોઇ ચીજનો ઉપયોગ કરે, તે મુજબ આપણો ઉપયોગ અહુરમઝદને કરવા દેવો. ત્યારેજ અહુરમઝદનું અખુટ બળ, તેનું સંપુરણ ડાહાપણ, તેની અનુપમ બાહોથી, તેના ઉમદા વીચારો અને તેનો અણહદ પ્યાર આપણા આત્મા અને આપણાં અંતઃકરણ મારફતે વધતો થશે, યાને આપણે પોતે અહુરમઝદના જેવા થઇ પડશું. અહુરમઝદ ઉપર સંપુરણ ઇતબાર રાખવાની એ ચમતકારીક અસર છે.



## રોજ ૧૭ મો સરોશ  માહ ૧ લો ફરવરદીન.



ખુરાઓ જે ખુરાઇ કરે તેની અસર તોડવાનો એકજ ઇલાજ છે. તે એ કે તેઓની ખુરાઇના બદલામાં તેઓ સાથે ભલાઇ કરવી. તેઓ ખુરાઇ કરીને પોતાના ભવીશ માટે દુઃખ અને આફતોનો મોટો સંગ્રહ ભેગો કરયા જાય છે અને પોતાના અગ્નાનપણાના અંધકારમાં એ બીના તેઓ સમજી શકતા નથી. એજ કારણથી ખુરાઓને તેઓની ખુરાઇ માટે ધીક્કારવા જોઇતા નથી, પણ તેઓ તરફ દયા બતાવવી જોઇયે છે. કોઇ આપણને ગાળ દે, આપણી ઉપર ખોટું બોહતાન મુકે યા આપણી પીઠ પાછળ બદગોઇ કરે, તો તે વખતે સઉથી સરસ ઇલાજ મન ઉપર કાબુ રાખીને ચુપકીદી અખત્યાર કરવાનો છે. તે વખતે એક વાત ખુબ ગોખી ગોખીને યાદ રાખવાની છે અને તે એ કે ચુપકીદી અખત્યાર કરવાથી આપણને સતાવનારો તે આસામી આપણો એક બાલબી વાંકો કરી શકશે નહી. પણ આપણે જો તેની ઉપર કીનો લેવાની કોશેશ કરશું તોજ તે આપણને કાંઇબી ખરેખરૂં નુકશાન કરી શકશે.



## રોજ ૧૮ મો રશના માહ ૧ લો ફરવરદીન.



માણસના આત્માની કીશતી જીંદગીના દર્યાવમાં ઝોકાવીને પોતાની સફર શરૂ કરે છે. એ સફર દરમ્યાન ઘણીકવાર આફતના તોફાનો તે કીશતીને માથે ઘેરાય છે. તે વખતે મણસ જો પોતાના જુસ્સાઓના તોફાની મોજાઓ ઉપર શાંતીનું તેલ હોમાવે, તો આફતોના તોફાન વચ્ચેથી તેના આત્માની કીશતી સલામતી સાથ પસાર થઇ શકે. વળી એ કીશતી ઉપર ખુશમીજાઝ અને અહુરમઝદ ઉપરના ઇતબારનો નાખોદા હોય, તો કીશતીની સફર બેવડી સલામતીભરી થઇ પડે અને ઘણાક તોફાનો તેની નજદીકથી પસાર થવા છતાં તેને કાંઇબી અલવલ આવે નહી. અહુરમઝદ ઉપરના ઇતબારથી ગમે એવી મુશકેલી દુર કરીને ગમે એવું બીકટ કામ કરી શકાય છે. જે માણસ દુન્યામાં ઓસ્તવાર ખડો રહેવા માંગતો હોય અને દુન્યામાં ચાલતી હરીફાઇ તથા ધક્કા ધક્કીમાં અટવાઇ જવા ઇચ્છતો ન હોય, તેણે અહુરમઝદ ઉપરના ઇતબારના મજબુત ખડક ઉપરજ પોતાની જીંદગીનું બાંધકામ કરવું જોઇયે.



## રોજ ૧૯ મા ફ્રરવરદીન માહ ૧ લો ફ્રરવરદીન.



દુઃખ અને આફતથી કોઈ બચ્યું નથી અને કોઈ બચવાનુ નથી. તેમાંથી રાજા-રાવણ નથી છટક્યા, તો આપણુ સાધારણ મનસાનોનો શું આસરો? ઘણાઓ દુઃખથી કંટાળીને જીંદગીને શ્રાપ દે છે. પણ દુઃખ, આફત, નીરાશી અને કમનસીબી તો દરેકની સરજતમાં છેજ. એવા હાંદસા આ આપણી જીંદગીને કડવાસભરી બનાવવાની અને બીજાઓ સાથે જુઠાં છોટાં છબતરાં કહાડવાની કાંઇ પણ જરૂર નથી. એવા હાંદસા વચ્ચેબી દરેક જણે એક બાળકના જેવું નરમ અને માયાળુ અંતઃકરણ રાખવાનું છે. અહુરમઝદનો મેહેરબાનીથી મુશ્કેલીઓ વચ્ચબી નરમાસ અને માયાળુ સ્વભાવ રાખી શકાય છે. દુઃખથી કંટાળીને બીજાઓ સાથે છોટ શોધવાં યા બોહે ચઢાવીને લડવા ઉતરવું—તેમાં લાભ કાંઇ નહી પણ નુકશાન ઘણું છે. તેથી સામા દુશ્મનો વધે છે. તેને બદલે નમ્રતા જાળવી રાખવાથી આપણા દુઃખમાં દીલાસો દેવાને ઘણાક મીત્રો નીકળી આવશે અને તેઓના સધ્યારાથી દુઃખની વેદના કેટલેક દરજ્જે ઓછી થશે.



## રોજ ૨૦ મો બેહેરામ માહ ૧ લો ફરવરદીન.



માણુસની ખાસીયત બહુ વીચીત્ર છે. પોતાની ફરજ બજાવવાની કાળજી રાખવાને બદલે ખોદા તેની ફરજ બજાવશે કે નહી તે માટે માણુસ ફીકરમંદ રહે છે. અનાજ ખલાસ થયો છે તે ક્યાંથી લાવશું ? નવાં કપડાં લેવાના પઇસા કોણ આપશે ? દીકરી મોટી થઇ તેને પરણાવવાની જોગવાઇ ક્યાંથી થશે? ઘણાંખરાં માણુસો એવીજ બાબદો વીશે મનમાં મુઝાયા કરે છે. પણ તેઓએ જાણવું જોઇયે કે માણુસની એવી સઘળી વાજબી હાજતો દુર કરવાનું કામ ખોદાનું છે. અહુરમઝદ પોતાની એ ફરજ બજાવશે કે નહી તે વીશે આપણને ચીંતા રાખવાની કાંઇબી જરૂર નથી. આપણને જે ચીજની ચીંતા રાખવાની જરૂર છે તે આપણી પોતાની ફરજ બજાવવાની છે. આપણી વાજબી હાજતો દુર કરવાની પોતાની ફરજ અહુરમઝદ બજાવશે કે નહી તે માટે સેહેજબી ચીંતા રાખવાની જરૂર નથી, કારણકે અહુરમઝદ આપણને પેદા કરીને આપણાથી દુર જતો રહયો નથી, પણ રાત દહાડો તે આપણી ઉપર નેગાહ રાખે છે અને આપણી મુશકેલીઓ ટાળવાને તેમજ આપણી વાજબી હાજતો દુર કરવાને તે સદા કાળજીમંદ રહે છે.

## રોજ ૨૧ મો રામ   માહ ૧ લો ફરવરદીન.

માથે તુવાલ નાંખીને નીઆએશ  તથા પસતો પ ઢી જવી, દર હમકારે સુખડ લઇને  આતશબેહેરામ જવું, પણ કાંઇ દુખ યા આફત આવતાં સુના બાવરા બની જઇને હાયસોસારા કરવા, એ ખરા  જરથોસ્તીની રીત નથી. દુખ, આફત યા  પલીદી કેમ દુર કરવી, તે વખતે અહુરમઝદ ઉપર ઇતબાર રાખી ને મનની શાંતી કેમ જાળવવી, તનદરોસ્તી જાળવવાના નીયમો કેમ પાળવા તે સઘળું એ  ભણુતરોમાં દર્શાવેલું છે. પણ તે  છતાં એ  ભણુતરો મોહડેથી બરબડી જનારાઓ ભણુતરમાં સમાયલા ખજાનાનો લાભ પોતે મુશકેલી વખતે  લઇ જાણતા નથી. લાકડાઓનો ભારો બાંધીને ઘરના એક ખુણામાં નાંખી મુકવો અને પાહડ ઉપર ચહડતી વખતે ટેકો લેવા માટે એકબી લાકડી વાપરવી નહી તેવો એ મામલો છે. ભણતરોનો  અરથ નહીં સમજવાની એ મોહકાણ છે. આત્માની વૃદ્ધી માટે અસલ અવસ્તા ભાશામાંજ  ભણુતરો ભણવાની જરૂર છે. પણ અરથ સમજીને  એ  ભણુતરો ભણવાં અને તેમાં આપેલાં ફરમાનો મુજબ ચાલવું એ વધારે લાભકારક છે.

## રોજ ૨૨ મો ગોવાદ માહ ૧ લો ફરવરદીન.



શાંતી ફક્ત નેક માણસો માટેજ છે. કુદરતના અચુક કાયદાઓના ગ્નાનથી શાંતી મળે છે અને એ કાયદાઓનું ગ્નાન નેક અને પરમાર્થી જીંદગી ગુજારયાથી મળી શકે છે. એકવાર માણસને એ ગ્નાન થયું કે તે પછી તેને માટે નીરાશી બળાપો યા ખાસ્તી ફીકર જેવું કાંઇ રહેતું નથી—ગમે એવા સંજોગો વચ્ચે આવી પડવા છતાં તેના મનની સંપુરણ શાંતી જળવાઇ રહે છે. કોઇબી ચીજથી તેને દુઃખ ઉપજતું નથી. પોતાના વહાલાઓ જયારે મરણ પામે છે ત્યારે તેઓ જાણે છે કે તેઓના જીવ માત્ર શરીરથી છુટો થયો છે—જીવ કાંઇ મરી ગયો નથી. આથી તેઓના જીવે જે શરીર છોડી દીધું તે માટે તેઓ વીલાપ કરતાં નથી. એવા માણસોનો એક બાલ વટીક કોઇ વાંકો કરી શકતું નથી, કારણ કે અહુરમઝદના સંપુરણ રક્ષણનો છાંયો તેઓ ઉપર પથરાઇ રહેલો હોય છે. એવી સંપુરણ શાંતી ફક્ત નેક માણસો માટે છે—એવી ખરી ખુશાલીભરી જીંદગી ફક્ત પાપથી નીગળા રહેલા પરહીઝગારો માટેજ છે.



## રોજ ૨૭ મો દેપદીન માહ ૧ લો ફરવરદીન.

દુન્યામાં ઇન્સાફ છે કે ગેરઇન્સાફ? ઉપર ટપકેથી જોતાં ઘણાઓને ઇન્સાફ તેમજ ગેરઇન્સાફ બેઉ દેખાય છે. પણ ઉપર ટપકેથી જોવાનુંજ એ પરીણામ છે. ઉંડાણથી જોતાં તો અહુરમઝદના ઇન્સાફ સીવાય બીજું કાંઇ માલમ પડતુંજ નથી. માણસો જેવી નજરે જોય તેવીજ દુન્યા તેઓને દેખાય. જે માણસે પોતાની ઇંદ્રિઓને જીતી નથી, જેણે પોતાના મનના જુસ્સાઓ ઉપર કાબુ મેળવ્યો નથી, તેને દુન્યામાં ચોતરફ ગેરઇન્સાફ સીવાય બીજું કાંઇ નજરે પડતુંજ નથી. બીજા હાથ ઉપર જે માણસ પોતાના સ્વારથને અને ખુદ પોતાને ભુલી ગયલો છે તેને દરેક ઠેકાણે ઇન્સાફ અને ઇન્સાફજ દેખાય છે. પોતાનાજ લાભો સંભાળવામાં જેઓ લીન થઇ ગયલા છે, તેઓ કાંઇના આછું પડતાં ગેરઇન્સાફ થયલો માને છે. પણ જેઓ પોતાના લાભનેજ નહી, પણ ખુદ પોતાની હસ્તીનેબી ભુલી જાય છે, તેઓ પોતાનું સરવસ્વ લુંટાઇ જવા છતાંબી શાંત અને સંતોષી છે—ગેરઇન્સાફ થવાનો એક હુંકારોબી તેઓ કહાડતા નથી.



## રોજ ૨૪ મો દીન માહ ૧ લો ફરવરદીન.

ગુસ્સાનો ઉભરો બાહેર પાડવો કોઇવાર આપણને વાજબી લાગે છે. એક નીરદોશ આસામીને કોઇ વગર કારણ સતાવે તે વખત બે દરકારીથી બેસીને જોયા કરવું, તેના કરતાં તો તે ગેરઇન્સાફ કરનાર તરફ ગુસ્સાનો ઉભરો ખાલી કરીને તેને ઠપકો આપવો બેહતર છે. પણ વધારે ઉંડાણથી જોતાં માલમ પડશે કે એક બીજો ગુણ એના કરતાંબી વધારે ઉમદા છે અને તે એ કે ગમે એવા સંજોગો વચ્ચે ગુસ્સો કદી કરવોજ નહીં. એક નીરદોશ માણસ વગર કારણ હેરાન થતો હોય, તો તે આપણી દીલસોજીને લાયક છે. પણ તેમ બીજા હાથ ઉપર તેને હેરાન કરનાર માણસબી આપણી દયાને પાત્ર છે. સબબ તે પોતાના અગ્નાનપણામાં નીરદોશને હેરાન કરીને પોતાને માટે ભવીશના દુઃખ, આફત અને સંકટોનો મોટો સંગ્રહ ભેગો કરયો જાય છે. તે બીજાઓને હેરાન કરીને જેબી કાંઇ બુરાઇ કરે છે, તે બુરાઇનો બદલો તેને મળવોજ જોઇયે, પણ પોતાના અગ્નાનપણાને લીધે એ બીના તે સમજી શકતો નથી.

## રોજ ૨૫ મો અરસીસંગ માહ ૧ લો ફ્રેવરદીન.

શરીરને કસરત આપ્યાથી સ્નાયુઓ ખીલીને મજબુત થાય છે, તેજ મીસાલે મનને સારા વીચારો કરવાની તમેહ પાડવાથી તે પણ ખીલીને મજબુત થાય છે, સારૂં નરસું તુરતજ પીછાણી લેવાની શક્તીને ખીલવ્યાથી કાંઇબી આફત યા મુશ્કેલીનો તોડ કહાડવાની માણસની શક્તી વધે છે અને તેની જીંદગી ફતેહમંદ નીવડે છે. માણુસનું મન ગભરાટ યા ગુંચવણથી સદા નીરાળું રહેવું જોઇયે. કાંઇબી મુશ્કેલી યા આફત આવી પડે તે માટે સદા તઇયાર રહેવું જોઇયે, અને નહીં કે ગભરાઇને ગુંચવણમાં પડવું જોઇયે. સારૂં કે નરસું પીછાણવાની શક્તીનો ચાલુ ઉપયોગ કરીને તેને ખીલવ્યાથી મન ગભરાટ અને ગુંચવણીથી નીરાળું રહે છે અને કોઇબી આફતને આસાનીથી પુગી વળી શકે છે. તનને કસરત આપવાની જરૂરીયાતની પેઠે મનને પણ સારા વીચારોની કસરત આપવાની અગત એ ઉપરથી જણાઇ આવે છે.



## રોજ ૨૬ મો આસતાદ માહ ૧ લો ફરવરદીન.



નેકીની સદા ફતેહ છે—બદીની સદા હાર છે— અહુરમઝદનો તે ઇનસાફી કાનુન છે. નીંદા કરનારાઓ અને બદીમાં ગરકાવ થયલાં માણસો થોડોક વખત ફાવી જાય એ બનવા જોગ છે— પણ તે થોડોજ વખત, સેવટે તો નેકીનીજ ફતેહ છે. પ્રમાણીક માણસ થોડોક વખત નીશફળ નીવડે એ પણ બનવાજોગ છે અને તેબી થોડોજ વખત—સેવટે તો તેની ફતેહજ છે. આ દેખાઇતી દુન્યામાં એક પણ હથીઆર એવું નથી કે જે નેક અને પ્રમાણીક માણસને કોઇબી રીતે હેરાન કરી શકે. નેકીનું હથીઆર એવું બળવાન છે કે તેની આગળ માણસનાં બનાવેલાં બીજાં સઘળાં હથીયારો રદ છે. નેકીના હથીઆર ઉપર મુસ્તાક રહેનારો માણસ દુન્યામાં કદી મોહતાજ• રહેતો નથી.



## રોજ ૨૭ મો આસમાન માહ ૧ લો ફરવરદીન.

માણસની આગળ જ્યારે લોભ લાલચ રજુ થાય છે ત્યારેજ તે માણુસ નેકીના કયા તબક્કા ઉપર છે તેનું તોલ થઇ શકે છે. માણસ પોતાની નેકાથી કદીબી લોભ લાલચમાં ફસ્તો નથી, પણ તેનામાં જે બદીના ગુણો હોય છે તેજ તેને લાલચમાં ફસાવે છે. માણુસ જેમ જેમ પોતાનું અંતઃકરણ સ્વચ્છ કરતો જાય છે અને પોતાની બુરી ઇચ્છાને દુર કરતો જાય છે તેમ તે લાલચમાં ફસી પડતો બચે છે. માણસના અંતઃકરણમાંની ગેરવાજબી ઇચ્છા એકવાર દુર થઇ કે તે પછી જે ચીજ તે ઇચ્છાને ઉશકેરીને માણુસને બદીમાં ફસાવતી હતી તે વધુવાર તેને ફસાવી શકતી નથી. દાખલા તરીકે માણસે બુરચાઇ લફંગાઇનો દુરગુણ એકવાર પોતાના અંતઃકરણમાંથી દુર કરયો કે તે પછી ગમે એવી મોટી દોલતના ઢગલા આગલ એકઠા પડવા છતાંબી તેને ચોરી કરવાનું મન થતુંજ નથી. તેજ મુજબ ઇંદ્રીઓને તૃપ્ત કરવાની પોતાની ઇચ્છા માણુસ જો સ્વચ્છ કરે તો તે પછી તેની આગળ ગમે એવો ખુબસુરત દારૂ યા ગમે એવાં મીઠાઇનો રજુ થવા છતાં તે જરાબી લલચાતો નથી.

## રોજ ૨૮ મો જમીયાદ માહ ૧ લો ફરવરદાન.

---

અહુરમઝદનો ઇનસાફી કાયદો અચુક છે—ને કદી પણ કોઇને ગેરઇનસાફ થવા દેતો નથી તેથીજ જે માણસ ખરેખરો પ્રમાણીક છે તે ગરીબાઇ યા નીશફળતાથી બીહતો નથી—ખોટી શરમ યા નામોશીથી તે ડરતો નથી. બીજાઓ કીનો રાખે યા બદગોઇ કરે તેથી પ્રમાણીક માણસને કદીબી હેરાનગતી પહોંચતી નથી. એવી ખોટી બદગોઇનો કાંઇ જવાબ આપવાની તેને જરૂરજ નથી. ખરે-ખર ફરીને પોતાનો બચાવ કરવામા યા પોતાનું નીરદોશપણું પુરવાર કરવાની તેને કાંઇ અગતજ નથી. તે પોતે નીરદોશ અને પ્રમાણીક છે, તે તેના બે સદગુણોજ, કીનાખોરો તરફથી થતી તેની નીંદાનો પુરતો જવાબ આપનારા છે.

---

## રોજ ૨૯ મો મારેસપંદ માહ ૧ લો ફરવરદીન.

દોલત યા કાબેલીયત ધરાવવી તેમાં કાંઇ મોટાઇ નથી. એક માણસ પાસે ગમે એવી મોટી દોલત, મોટી સત્તા યા મોટી બાહોશી હોય, પણ તે જો એ સઘળું ફક્ત પોતાને માટેજ સંઘરયા કરે, તો તેથી કાંઇ તે મોટો કહેવાય નહી. એવા માંણસો ફક્ત જેટલે દરજ્જે બીજાઓનું ભલું કરવામાં પોતાની દોલત, સત્તા યા બાહોશીનો ઉપયોગ કરે તેટલે દરજ્જે તેઓ મોટા ગણાય. અહુરમઝદ તરફથી આપણને જેબી કાંઇ બક્ષેસો મળે તેનો ઉપયોગ અહુરમઝદનાં નામથી બીજાઓનાં ભલાં માટે આપણને કરવાનો છે. ગરીબ લાચારોને મદદ કરવા માટે ખોદા પોતે કાંઇ આસમાન ઉપરથી ઉતરી આવતો નથી, પણ ચોક્કસ આસામીઓને પોતાના પ્રતીનીધી તરીકે પસંદ કરીને તેઓની મારફતે ગરીબ લાચારોને મદદ કરે છે. આપણે પોતેબી અહુરમઝદના એવા પ્રતીનીધીઓ છીયે અને તેની તરફથી આપણને મળતી બક્ષેશોનો ઉપયોગ દુખ્યાઓના દુઃખ અને ગરીબ લાચારોની હાજત ટાળવા માટેજ થવો જોઇયે.

# રોજ ૩૦ મો અનેરાંન માહ ૧ લો ફરવરદીન.



જેમ થાક લાગવા પછી શરીરને આસાએશની જરૂર છે, તેજ મીસાલે આતમાને તેની આપી ગયલી શક્તીઓ પાછી મેળવવા માટે એકાંત જગાની જરૂર છે. માણુસની તનદરોસ્તી માટે ઉંઘ જેટલી જરૂરની છે, તેટલીજ કાંઇક એકાંત જગા માણુસના આતમાના સુખ માટે અગત્યના છે. ઉંઘની આશાયશ પછી માણુસના શરીરમાં જેમ કામ કરવાની નવી ઉલટ આવે છે, તેજ મીસાલે એકાંત જગાએ ઉતપન થતા ભલા ઇશ્વરી વીચારોથી આતમાને નેકીના ભાગમાં આગળ વધવાનું જોર મળે છે. જરૂરી આસાએસ અને ઉંઘ વગર માણુસનું શરીર જેમ રોગીશટ થઇશ નબળું પડે છે. તેજ મુજબ જરૂરી ચુપકીદી અને એકાંતવાસ વગર આતમા નબળો પડી જાય છે. દુન્યાદારીની નાશ પામતી ચીજો અને તકલીફી મોજ શોખ વચેથી માણુસ જો વખતે વખત દુર થઇને શાંતી અખત્યાર કરે નહી, તો તેના આતમાનું બળ અને નેકી બરાબર ટકી શકે નહીં.



## રોજ ૧ લો હોરમજદ માહ ૨ જો અરદીબેસત.



માણસ એક ધરમ પછી બીજાનો અને બીજા પછી ત્રીજાનો અભ્યાસ કરે છે, પણ તેને શાંતી મળતી નથી. તે એક દેશ છોડીને બીજે દેશ જાય છે, પણ ત્યાંથી નીરાશી મલે છે. તે શીતળ ટેકડી ઉપર યા દરયાને કાંઠે સુંદર મકાન બાંધીને આસપાસ ફાંકડો બગીચો બનાવે છે, પણ ત્યાંબી તેનો જીવ ઠરતો નથી. પણ માણસ જ્યારે પોતાના અંતઃકરણમાં છુપાયલા ઈશ્વરી તત્વનો આશરો લે છે ત્યારેજ તેને શાંતી અને સંતોશ મળે છે. કાંઇબી ખામી વગરની સ્વચ્છ વરતણુકનો દીવો માણસ જ્યારે પોતાના અંતઃકરણમાં બાળે ત્યારેજ તેને હદ વગરની ખુશાલી ઉપજે છે. પાપ જ્યારે એટલાં બધાં વધી જાય કે તેનો બોજો માણસથી વધુવાર ઉપાડી ન શકાય, ત્યારે તેને માટે એકજ ઇલાજ છે, અને તે એ કે અહુરમજદની ગોદમાં જઈ બેસવું, કે અહુરમજદનું તખ્ત ખુદ તેના પોતાના અંતઃકરણમાંજ છે. ત્યાં જવાથી પાપોનો બોજો ઓછો કરવા સાથ નવી આશા અને સુખી જીંદગીની શરૂઆત કરી શકાય છે.

## રોજ ૨ જો બહમન માહ ૨ જો અરદીબેહેસત.

માણુસ બે દેશોમાં એકી વખતે સાથે રહી શકતો નથી. બીજા દેશમાં રહેવા જવા અગાઉ પહેલો દેશ તેને છોડવોજ પડે છે. તેજ મુજબ બે જાતની જીંદગી માણુસ એકી વખતે સાથે ગુજારી શકે નહી. નેકીની ભુમીમાં શાંતીભરી જીંદગી ગુજારવા માટે બદીના દેશમાંથી પહેલાં તેણે ઉઠાંગરી કરવી જોઇયે. બીજા દેશમાં રહેવા જવા અગાઉ માણુસ પોતાને વતનથી જયારે ઉપડે છે ત્યારે ત્યાં રહેતા પોતાના સગાવહાલાં દોસ્ત આસનાઓ વગેરેને છેલ્લી સલામ કરીને તેઓને છોડી જાય છે—તેઓ સાથનો બરોબરો, બાઇચારો અને પ્યાર, એ સઘળું પાછળ મેલી જવું પડે છે. તેજ મીસાલે એક માણુસ જયારે નેકીની નવી ભુમીમાં નવીજ જીંદગી ગુજારવાનો ઠરાવ કરે, ત્યારે બદીના અસલ વતનને અને તેની સાથે સંબંધ ધરાવનારી ઇંદ્રીઓની મોજમજાહ તથા હવસોને છેલ્લી સલામ કરીને પાછળ મેલી આવવાં જોઇયે. એ છેલ્લી સલામથી ખુદ તે માણુસને પોતાને, તેની કોમને અને કુલ ઇનસાન જાતને ફાયદા થાય છે.



## રોજ ૩જો અરદીબહેસ્ત માહ ૨જો અરદીબહેસ્ત.



દલગીરીના આંસુ ખેરવ્યાથી યા દુઃખના નીસાસા નાંખ્યાથી નહી, પણ ખુશાલીના ઉભરાઓ બાહેર પાડયાથી દુન્યાનાં સુખમાં વધારો થાય છે. સુખની વખતે તો સહુ કોઇ ખુશાલ રહે—તેમાં કાંઇ નવાઇ નથી. પણ દુઃખની વેદના વચ્ચે મોહડું હસ્તુ રાખીને ખુશાલ રહેવું, તેમાં કાંઇ અજબ મજાહ છે—ખુદ અહુરમઝદ વટીક તેથી ખુશનુદ થાય છે. ગમે એવાં દુઃખ અને આફત વચ્ચે ખુશ મીજાઝ રાખ્યાથી તે દુઃખની અરધી વેદના દફે થાય છે અને બાકી રહેલી અરધી પીડા દુર કરવા માટે બેવડી હીંમત આવે છે. મુશ્કેલી સાંમે લડતચલાવીને તેને મારી કહાડવાનો ખરો ઉત્તમ મારગ એજ છે. આપણે જો તનના દુઃખ સામે યા બીજી કોઇબી આફત સામે લડત ચલાવીને તેની ઉપર જીત નહી મેળવશું, તો તે આપણી ઉપર જીત મેળવીને આપણને વધુ દબાવશે અને વધુ હેરાન કરશે. મન મક્કમ રાખીને મજબુત લડત ચલાવ્યાથી સેતાનબી દુર નાસે છે તો સાધારણ દુઃખ દરદો અને નાની આફતો શું બીસાદમાં છે?



# રોજ ૪ થા શેહેરેવર માહ ૨ જો અરદીબેહેસત.

જે માણુસની ઉપર આપણે વીશ્વાસ રાખતા ન હોઇયે તેને આપણા જાની મીત્રોનાં મંડળમાં આપણે દાખલ કરતાં નથી. જ્યાં બેવીશ્વાસ હોય ત્યાં ગાઢી મીત્રાચારી હોઇ શકેજ નહીં. અહુરમઝદની મીત્રાચારીના બાબમાં પણ એજ નીયમ મુજબ અમલ થવો જોઇયે. આપણે જો અહુરમઝદને પહોંચવા માંગતા હોઇયે, તો તેની ઉપર સંપુરણ ઇતબાર રાખવો જોઇયે. જેઓ અહુરમઝદ ઉપર જાનફેશાની કરે છે અને પોતાનો સઘળો કારોબાર તેને સોંપી દે છે, તેઓ અનંત સુખ પામે છે. પણ અહુરમઝદ ઉપરનો એ વીશ્વાસ અખંડ અને અખુટ હોવો જોઇયે—સુખ વચ્ચે તે જેટલો મક્કમ હોય તેટલોજ દુ:ખ વચ્ચેબી તે મુસ્તકીમ હોવો જોઇયે. કેટલાક માણુસો દરરોજ અહુરમઝદની આરાધના કરવા છતાં કાંઇ દુ:ખ યા આફત આવી પડતાં બેબાખરા અને ભાનભુલા બની જાય છે તે અહુરમઝદ ઉપરનો સંપુરણ ઇતબાર કહેવાય નહી. જે માણુસ અહુરમઝદ ઉપર પુરેપુરો વીશ્વાસ રાખતો હોય તેને બીક શાની? અને દુ:ખ યા આફત આવી પડતાં તે ગભરાય શાનો?

## રોજ ૫ મો અસપંદાદ માહ રજો અરદીબેહેસ્ત.

માંથ્રવાણીના કાતીલ તીર દરેક જરથોસ્તીએએ આગમજથી તઇયાર રાખવા જોઇયે. તેના સબબ એ કે લોભ લાલચો માણસની સામે અચબુચ આવીને ઉભાં રહે છે. તેઓનો હુમલો જો તુરતાતુરત મારી હટાવ્યો ન હોય તો તેઓ માણસને હેરાન કરવાને ચુકતા નથી. એ સેતાનીયતભર્યા હુમલા મારી હઠાવવા માટે માંથ્રવાણીના જેવું અકસીર હથ્યાર બીજું કોઇ નથી. એ માંથ્રવાણીના કાતીલ તીરો દરેક જરથોસ્તીએ તઇયાર રાખવા જોઇયે કે કામ પડવે તે તુરતાતુરત લોભલાલચોની સામે ફેંકી શકાય. એ તીરો તઇયાર રાખવા માટે યસ્ત, વંદીદાદ, ગાથા વગેરેનો થોડો થોડો અભ્યાસ દરરોજ કરીને તેમાના કીંમતી ગોહરો, તેમાં આપેલી નસીહતો અને ચેતવણી મગજમાં ઠસાવી રાખવી જોઇયે. તે પછી કોઇબી વખતે લોભ લાલચો આપણી સામે રજુ થતાં આપણે હેરત થઇશું નહી યા બચાવના હથ્યાર વગર લાચાર બની જઇશું નહી, પણ તુરતજ માંથ્રવાણીનો એજમતી તીર ખેંચી કહાડીને તે દુશ્મનને નાબુદ કરવા માટે તેની તરફ ફેંકી શકીશું.

## રોજ ૬ ઠો ખોરદાદ માહ ૩ જો અરદીબેહસ્ત.

લોકો દુઃખી થાય છે તે ગરીબાઇથી નહી, પણ પૈસાના લોભથી થાય છે. એક કંજુસ પાસે લાખો રૂપયા હોવા છતાં તે એક ભીખારી કરતાંબી વધારે બદતર જીંદગી ગુજારે છે, કારણ કે તેને પૈસા ભેગા કરવાનો લોભ છે અને ગમે એટલા પૈસા મળવા છતાં તેનો લોભ તૃપ્ત થતો નથી. પોતાની પાસે એક પઇબી ન હોય તે વખતે એક કંજુસ જેટલો દુઃખી થાય છે તેટલોજ લાખો રૂપયાની દોલત મળવા છતાંબી તે હેરાન થાય છે. એ ઉપરથી જણાય છે કે માણસ દુઃખી થાય છે તે પૈસાની તંગીથી નહી પણ પૈસાના લોભથી થાય છે. ઘણાં માણસોની ગરીબાઇ તેઓની પૈસાની કોથળીમાં નહી પણ ફકત તેઓના મનના ધખારામાંજ હોય છે. જયાં સુધી તેઓના મનમાં પૈસાનો લોભ રહેશે, ત્યાં સુધી તેઓ પોતાને ગરીબ મીસકીનજ લેખવાના, કારણ કે પૈસાનો લોભ એ મનની ખરે-ખરી ગરીબાઇ છે.

## રોજ ૭ મો અમરદાદ માહ ર જો અરદીબેહેસ્ત.

જે માણસ સ્વચ્છ અને કાંઇબી ડાઘ વગરની જીંદગી ગુજારતો હોય, તેનેજ નેક માણસ કહી શકાય. જેઓ નેક પુરૂશોની સંઘમાં બીરાજવા માંગતા હોય, તેઓએ નેકી શીખવી જોઇયે તે શીખવાનો સઉથી પહેલો પાઠ એ છે કે માણસે પોતાની લાગણીઓ અને ગુસ્સાઓ ઊપર કાબુ મેળવવો, એવો કાબુ મેળવ્યા પછી માણસ બુરા વીચારો અને બુરા કરમોથી હાથ ઉઠાવે છે અને નેક નીતીમાન જીંદગી ગુજારે છે. એવી જીંદગી તેને બેહેસ્તના સુખ ભણી ખેંચી લઇ જાય છે. જેઓ દર હમકારે આતશબેહરામમાં વહેંચાણ કરે, યા દર આતવારે ભીખારીઓને ભેગા કરીને ખેરાત કરે તેઓ માત્ર એ સખાવતથીજ કાંઇ નેક માણસ ઠરતા નથી. ખરો નેક માણસ તો તેજ કહેવાય કે જેનું અંતઃકરણ સ્વચ્છ અને જીંદગી પ્રમાણીક હોય—પછી તે બંદગી યા સખાવત નહીબી કરતો હોય. એક તરફથી બંદગી અને સખાવત કરવી અને બીજી તરફથી વેપાર ધંધામાં યા દુન્યાદારીનાં કામકાજમાં ઉંધાં ચતાં કરવાં, તેમાં નેકી નહી, પણ બદી સમાયલી છે.

# રોજ ૮ મો દેપાદર માહ ૨ જો અરદીબહેસ્ત.



ત્રણ ચીજથી માણસનું અંતઃકરણ બગડે છે:-મોજ મજાહ ભોગવવાનો લખ્ખ, દુન્યાદારીની તકલીદો ચાહ્જે મેળવવાનો લોભ, તથા પોતનો અને પોતાનોજ વીચાર, એટલે ઘણા વરસ જીવ્યા કરૂં, પૈસાવાલો થાઉં, વાડી બંગલે રહું, વગેરે જે પોતાના અંતઃકરણમાંથી એ સઘળી ઇચ્છાઓ ધોઇ કહાડે છે, ઇંદરીઓને તૃપ્ત કરવાની ખાએશને દુર કરી નાંખે છે; ધનદોલત મેળવવાનો લોભ મનમાંથી કહાડી નાંખે છે અને પોતાના લાભ માટે યા પોતાના સુખ માટે ગણતરીઓ કરવાનું માંડી વાળે છે, તે સંપુર્ણ શાંતીવાળી સુખવાસી જીંદગી ભોગવી શકે છે—તને દુન્યામાં કશી વાતની ફીકર ચીંતા રહેતી નથી. એવો માણસ ગરીબાઇમાં કે તવંગરીમાં—ફતેહમાં કે નીશફળતામાં—જીતમાં કે હારમાં, એકસરખો શાંત અને સંતોશી રહે છે. તેનું સુખ જાહુકનું અને શાંતી કાયમની થઇ રહે છે.



## રોજ ૯ મો આદર માહ ૨ જો અરદીબેહેસ્ત.



જે માણસ શાંત છે તે ખરેખરો બળવાન છે. તેની શાંતીજ દેખાડી આપે છે કે તેણે પોતાનાં મનને ધીરજથી કેળવીને મજબુત બનાવેલું છે. શાંત પુરૂષ પોતાનું કામ બરાબર સમજે છે. તે થોડું બોલે છે, ઘણું ઘણું કરી બતાવે છે. તે પોતાના દુશ્મનને જાની દોસ્તમાં ફેરવી નાંખી શકે છે. એક ડાહયા સપેહસાલારની પેઠે સઘળી મુશકેલીઓ માટે તે આગમજથી તઇયારી કરી રાખે છે. તે કદી દોડધામ કરતો નથી, યા ન ધારેલા બનાવોથી કદી હેરત થતો નથી. દોડધામ અને ધાંધલ ધરપચ કરવાથી ઉપયોગી અને મોટા માણસમાં ખપવું એવો વીચાર રાખવો એ શરચામ હેમકાઇ છે-માત્ર એક ખોટો ધખારો છે.



## રોજ ૧૦ મો આવાં માહ ૨ જો અરદીબહેસ્ત.

માણસની દુઃખી હાલત તેની આસપાસના બાહેરના સંજોગનું પરીણામ નથી, પણ જીંદગીને દુઃખી બનાવનારા બાહેરના સંજોગો, માણસની કરણીનું પરીણામ છે. આપણે જે કાંઇ સંકટ ખમીએ છીયે, તે તદન વાજબી રીતેજ ભોગવ્યે છીયે-આપણા અજ્ઞાનપણા, આપણી પોતાની ભુલો અને આપણી પોતાની બદીને લીધેજ ભોગવ્યે છીયે. તેમ જો ન હતે, એક માણસ બુરાં કામો કરીને જો સાફ છટકી જઈ શકતો હતે અને તેની બદફેલીના પરીણામ જો બીજા કોઇ તદન નીરદોષ આસામીને ભોગવવાં પડતે, તો પછી દુન્યામાં ઇન્સાફ જેવું કાંઇ રહેતેજ નહી. એવા ઇન્સાફની ગેરહાજરીમાં આ બોહોળી સ્રષ્ટીનો કારોબાર એક પગવારબી ચાલી શકતે નહી, અને દરેક ઠેકાણે ગભરાટ ગડબડ અને ગુંચવણભરયો મામલો થઇ પડતે. પણ દયાળુ અહુરમઝદે આપણને એવા ઇન્સાફ વગરના રાખ્યા નથી. બાહેરથી આપણને લાગે છે કે આપણે બીજાઓ તરફથી ફોકટના હેરાન થઇએ છીયે. પણ એ બાહેરનો ખોટો દેખાવ છે, અને ઉંડું આતમીક જ્ઞાન મળતાં એ ખોટો દેખાવ તુરત દુર થઇ જાય છે.

## રોજ ૧૧ મો ખોરશેદ માહ ૨ જો અરદીબેહેસ્ત.

દુન્યામાં હવા પાણી અને સુર્યના તડકાંની જબરી રલછેલ છે–તેમાંથી જેટલું જોઇયે તેટલું લેવાની દરેકને છુટ છે. પણ એ સીવાય બીજી બક્ષેશો આપવામાં અહુરમઝદ તેટલીજ રેલછેલ કરતો નથી. બીજી બાબદોમાં અને બાજી બક્ષેશોના બાબમાં તો દરેક જણની જેટલી હાજત હોય તેટલુંજ અહુરમઝદ દરેકને આપે છે. તે દરેક ઇન્સાન ઉપર હંમેશ પ્યારભરી નજર રાખતો રહે છે અને દર વખતે જેટલી હાજત હોય તેટલી ચીજો તે પુરી પાડયો જાય છે. દરેક ઇન્સાનને અનાજ, કપડાં, પૈસા વગેરે દરેક ચીજ જેટલી પુરી પાડી હોય તે પુરી થવા આવે કે તુરત તેને માટે તે ચીજનો બીજો જથો તઇયાર રહે છે અને દરેક જણને અહુરમઝદ તરફથી એવી બક્ષેશો બરાબર વખતસર મળતી રહે છે. યાદ રાખવું કે વરસ દહાડો યા જીંદગી સુધી ચાલે તેટલું ભરી રાખવા માટે અગાઉથી આપવાની અહુરમઝદની ઇચ્છા નથી. તે તો દર વખતે જેટલું જોઇયે તેટલુંજ આપ્યો જાય છે. આપણી ખાએસ હોય તેટલું બધું આપણને કદાચ નહીંબી મળે, પણ આપણી જેટલી ખરેખરી હાજત હોય તેટલું તો હમેંશ મળ્યું જાય છે.

## રોજ ૧૨ મો મોહોર માહ ૨ જો અરદીબેહેસ્ત.



ઘેર ઘેલા ને બાહેર ડાહયા, એ ઘણાઓની રીત છે. ઘરમાં બઇરી છોકરાં સાથે બાંઉકરડું કરે અને બાહેર પાંચ લોકમાં બેસીને ડહાપણ ડોળે. એવી ખાસીયત ઘણી ધીક્કારવાજોગ છે. ઘરમાં પોર્યાં ટોર્યાંની જંજાળ તો ખરી. કોઇ સ્કુલનો પગાર માંગવા આવે કોઇને ચોપડીના પૈસા જોઇયે– કોઇને ડાકટરને ત્યાં લઇ જવાનું હોય–અને તેવામાં કણીયો આંકડો લઇને આવે એટલે મગજ ઠેકાણે ન રહે અને મીજાઝ ઉપરનો કાબુ જતો રહે તે બનવાજોગ છે. પણ તેથી કાંઇ એમ નહી ઠરતું કે તેનો ખાર બુમબગાડા પાડ.ને બઇરી છોકરાંપર કહાડવો. પોતાનાં એ વાહલાંઓ ઉપર તો એવો અખંડ પ્યાર ધરાવવો જોઇયે કે જે કદીબી ખુટે નહી. જરથોસ્તી ધર્મનું એક ફરમાન કોઇનુંબી દીલ નહી દુખાવતાં સઘળાંઓ સાથે માયાથી વર્તવાનું છે. એ ફરમાન સઉથી પહેલાં આપણા પોતાના વાહલાંઓના બાબમાં અમલમાં મેલાવું જોઇયે. ઘરમાં બઇરી છોકરાં તરફની ખાતરી વરતણુંકનો બદલો બાહેરની ગમે એવી ભલાઇથી વળનાર નથી.

# રોજ ૧૩ મો તીર માહ ૨ જો અરદીબેહેસ્ત.

અંત:કરણ અને જીભ વચ્ચે ફક્ત એક બીલસ-નોજ તફાવત છે. જેવું અંત:કરણ હોય તેવાજ શબ્દો મોહડામાંથી બાહેર પડે છે. જે અંત:કરણ ઉપર અહુરમઝદનો પ્રકાશ પડે છે, તે માણસના મુખમાંથી, ગમે તેવી બાબદની વાતચીત દરમ્યાન, સચ્ચાઇ, નેકી અને દીલસોજીના શબ્દો નીકળે છે. તેથીજ અહુરમઝદને આપણા અંત:ક-રમાં સમાવી દેવાની આપણી ફરજ છે. પણ તે માટે સીરીઆઉસ ડાચું કરીને, યા હાથમાં દાણાની હારડી લઇને ભગત બની જવાનો ખોટો દેખાવ કરવાની કાંઇબી જરૂર નથી. જરથોસ્તી ધર્મ, સંસાર તજીને અને જંગલમાં જઇને જોગી બની જવા કહેતોજ નથી. સંસારમાં રહીને, ઇંદ્રીઓના વીશયો દુર કરીને અને બદી સામે લડત ચલાવીને રૂધીના માર્ગમાં આગળ વધવાનું શીક્ષણ તે આ-પણને આપે છે. તેવી રીતે આગળ વધવા માટે અંતકરણને ખુલ્લું કરી દઇને તેમાં અહુરમઝદને સમાવી દેવાની જરૂર છે.

## રોજ ૧૪ મો મોશ માહ ૨ જો અરદીબહેસ્ત.

જગને મોહડે કાંઇ તાળું નથી. લોકોની પીઠ પાછળ તે તરેહવાર જુઠી સાચી નીંદા કરે છે, લગભગ દરેક માણસ એક યા બીજા પ્રસંગે એવી બદબોઇનો ભોગ થઇ પડે છે, કેટલાક દાખલામાં નીંદા કરનારને ઉંઘાડો પાડવાનું બની શકે છે અને તેને ઘટતી રીતે ઉંઘાડો પાડવાની ફરજ કોઇવાર આપણે માથે આવી પડે એ બનવાજોગ છે. પણ કોઇવાર એમ બને છે કે નીંદા કરનારને ઉંઘાડો પાડવાથી કોઇ ત્રીજા ધણીને માથે કલંકની કાળી ટીલી ચોંટે છે. એવા દાખલામાં ઉત્તમ માર્ગ એ છે કે પેલા ત્રીજા ધણીને કલંક લાગતો અટકાવવા માટે પેલા નીંદા કરનારને ઉંઘાડો ન પાડતાં આપણી જે નીંદા થઇ હોય તેનો ભાર આપણે પોતાને શીરજ રાખવો, અને ધીરજથી ચુપકીદી અખત્યાર કરવી તેનો સબબ એ કે નીંદા કરનારને ઉંઘાડો પાડવા જતાં બીજા આસામીઓને હીણું લગાડવા માટે આપણે અહુરમઝદની નજરમાં તકસીરવાર ઠરયે છીયે. નીંદાખોર જીભલીએ આપણને જે નુકસાન કરયું હોય, તે મુંગે મોહડે ખમીને બેસી રહેવું અને નીંદા કરનારને ઉંઘાડો પાડવાનું કામ અહુરમઝદને સોંપી દેવું તેજ ઉત્તમ માર્ગ છે.

## રોજ ૧૫ મો દેપમેહેર માહ ૨ જો અરદીબેહેસ્ત.

માણસનો મીજાઝ એ કાંઇ બુરી શકતી નથી પણ તે છતાં એ મીજાઝને કાબુમાં રાખવાની જરૂર છે. તેને કાબુમાં રાખવાનું કામ ધારવામાં આવે છે તેટલું અઘરું મુશ્કેલ નથી. એકવાર મીજાઝ ઉપરનો કાબુ ગયો કે મીજાઝ પોતે આપણી ઉપર કાબુ મેળવીને જબરૂં નુકસાન કરે છે—કોઇવાર તેથી જાનની ખુવારી વટીક થાય છે. પણ તેમ બીજા હાથ ઉપર મક્કમ મન રાખીને મીજાઝ ઉપર કાબુ રાખનાર માણસ મહાભારત કામો કરી શકે છે. કોઇબી માણસનો મીજાઝ એવો હોતોજ નથી કે જેને અહુરમઝદની મદદથી કાબુમાં રાખી ન શકાય. વીકાળ જાનવરોને ધીમે ધીમે પાળીને નરમ કરી શકાય છે તેજ મુજબ આપણા મીજાઝને રોજ થોડો થોડો દાબ્યાથી તે કાબુમાં આવી શકે છે અને તે પછી ગમેએવો આકરો અને અધીરો માણસબી ગમે એવા ખીજવાટ ઉપજાવનારા સંજોગો વચ્ચે શાંત રહી શકે છે. પણ તેમ થવા પછીબી આપણા મીજાઝ ઉપર દરરોજ દેખરેખ તો રાખવીજ જોઇયે કે રખેને તે પાછો હાથમાંથી છટકી જાય. સબબ, પાળેલો અને ગમે એવો હળી ગયલો સીંહબી કોઇ દીવસ પોતાની જાત જણાવ્યા વગર રહેતો નથી.

## રોજ ૧૬ મો મેહેર માહ ૨ જો અરદીબહેસ્ત.

અહુરમઝદની આગલી દયા અને આગલા આશીરવાદો ભુલવા જોઇતા નથી. આપણી યા આપણા વાહલાંઓની આગળી માંદગી વખતે આપણી મદદે આવીને તેણે બીમારી કેવી રીતે દફે કરી હવી, પૈસાની તંગી વખતે કેવી નધારેલી મદદ કરી હવી, તે સઘળું હેશાનના ઉભરાઓ સાથ દરરોજ યાદ કરવાની જરૂર છે. એવી યાદ, હવે પછીની મુશ્કેલી માટે ઘણી કીંમતી થઇ પડે છે. હવે પછી કાંઇ નવી આફત યા નવું દુ:ખ આવી પડે, આપણી આશાનું એકેએક કીરણ ગુમ થાય અને નાસીપાસી તથા નાઉમેદીથી અંતઃકરણ ઝુમાઇ જાય, તેવા પ્રસંગે અહુરમઝદની આગલી માયા–મેહેરબાનીની યાદ આપણા દીલમાં કાંઇક નવીજ ઉલટ અને નવુંજ જોમ ઉમજ કરે છે. એવી યાદ આપણને મોટો સધ્યારો આપે છે કે આગલી આફત અને દુ:ખ વખતે અહુરમઝદે જે રીતે મદદ કરી હતી તેવીજ મદદ તે હવે પણ કરશે. એ મુજબ અહુરમઝદની આગલી માયા મેહેરબાની યાદ કર્યાથી દુ:ખ અને આફત વખતે આપણા મનનું સમાધાન થાય છે અને આફત સામે લડત ચલાવવાની બેવડી શક્તી મળે છે.

## રોજ ૧૭ મો સરોશ માહ ૨ જો અરદીબેહેસ્ત.



મેહનત કર્યેથી માણસને ફતેહ મળે છે. પણ કોઇ વખ્ત એવો આવે છે કે જયારે ફતેહ મેળવવા માટે મેહેનત કરવાને બદલે હાથ જોડીને બેસી રહેવું પડે છે. એક માણસ પોતાનું કામ પાર ઉતારવા માટે જીવતોડ મેહેનત કરે, અને પોતાથી બની શકતો દરેક શ્રમ ઊઠાવે અને ને છતાં તેનું કાંઇ નહીજ વળે, ત્યારે હાથ જોડીને બેસી રહેવા સીવાય છુટકો રહેતો નથી. તેમ કરવાથી વખ્તથી નીકતો નથી. પણ એવા પ્રસંગે હીંમત હારવાની યા નીરાશ થવાની કાંઇબી જરૂર નથી. અહુરમઝદ ઉપર ઇતબાર રાખીને તેની મરજીને આધીન થવામાં અને જે કાંઇ બને તે બેસીને ચુપચુપ જોયા કરવામાંજ લાભ છે. અલબતાં એનો અર્થ કાંઇ. એમ નથી કે કામકાજ છોડીને આળસાઇમાં વખ્ત ગાળવો. એનો ખરો અર્થ એ છે કે દરેક કામ હાર પાડવા અને પાર ઉતારવા માટે અને તેને ફતેહમંદ બનાવવા માટે દરેક કોશેશ કરવી અને તેથી કાંઇ નહી વળે ત્યારેજ અહુરમઝદની મુનસફી ઉપર તે છોડી દઇને અહુરમઝદ તેનું જે કાંઇ પરીણામ લાવે તેથી સંતોષ માનવો.

## રોજ ૧૮ મો રશને માહ ૨ જો અરદીબેહેસ્ત.

દરગુજર કરવી તો પુરીજ કરવી. ઘણાક માણસો બીજાઓનો કસુર માફ કરે છે ખરા, પણ દરેક તક મળતાં વારંવાર તેઓને યાદ આપે છે કે ફલાણો તારો કસુર મેં માફ કરયો હતો. આવી રીતે દરગુજર કરવી, તે તો સામા ધણી માટે દીલમાં કપટ રાખી મેલવા કરતાંબી નપેતર છે. એવી જાતની માફી એટલો બધો કચવાટ ઉપજાવનારી થઇ પડે છે કે ઘણાક માણસો ખરાં મનથી ઇચ્છે છે કે તેઓનો કસુર તેઓને માફ નહી કરવામાં આવ્યો હતે તો બેહતર થતે. બીજા-ઓની ભુલ માફ કરવાની દરેક માણસની ફરજ છે, પણ તે દરગુજર માટાં દીલથી સંપુર્ણ રીતે કરવી જોઇયે અને તે ભુલ કરનાર સામેનો સઘળો કડવાસ અને કચવાટ મનમાંથી સદંતર દુર કરી નાખવો જોઇયે. તેજ ખરી માફી કહેવાય. જેઓ એવી રીતે બીજાઓના ગુનાહ દરગુજર કરે છે, તેઓના ગુનાહ તેટલાંજ ઉદાર દીલથી અહુરમઝદ માફ કરે છે.



# રોજ ૧૯ મો ફરવરદીન માહ ૨ જો અરદીબેહેસ્ત.



ઘણું કામ કરવું પડે તેથી કાંઇ માણુસની દેહ લથડી જતી નથી પણ થોડુંબી કામ આવી પડતાં તે જોઇને માણસ કંટાળે અને મનમાં કચવાય તેથી તબીયત ઉપર માઠી અસર થાય છે. મન શાંત અને મીજાજ ખુશ રાખીને ધીમે ધીમે કામ કરવામાં આવે, તેથી ગમે એવું મોટું અને કઠણ કામબી ભારી લાગતું નથી. માણુસ જે બીકટ કામથી ડરી જઇને નાસવા માગે છે તે બીકટ કામજ તેને ઉંચ હાલતમાં લઈ જનારો ફીરેસ્તો છે. બીજા હાથ ઉપર દુન્યાદારીની જે તકલીધ મોજમજાહ પાછળ માણુસ ફીપલાં મારે છે, તે મોજમજાહ તેને હલકા તબક્કાઓ લઈ જનારા દુશમન જેવી છે. તેથીજ એ દુશમનને, યાને ઇંદરીઓને વશ થવાની નહી પણ તેને જીતીને આપણા કાબુમાં ગખવાની જરૂર છે.



# રોજ ૨૦ મો બેહેરામ માહ ૨ જો અરદીબેહેસ્ત.



દરેક ઇનસાનની જીંદગી માટે અહુરમઝદે કાંઇક યોજના ઘડી રાખેલી હોય છે. તેણે ધારી રાખેલાં કાંઇક કામ માટેજ આપણ દરેકને આ ધર્તી ઉપર મોકલવામાં આવ્યાં છે. હવે આપણે જો રોજબરોજ અહુરમઝદની મરજી મુજબ નહી ચાલ્યે તો તેણે આપણને માટે ઘડી રાખેલી યોજના પાર પડે નહી. તેની મરજીને આધીન ન થવું અને તેના ફરમાનને માન ન આપવું તે ખુદ આપણા પોતાના ભલાં માટે થયલી ગોઠવણમાં ભંગાણ પાડવા સમાન છે. આપણે જાણવું જોઇયે કે અહુરમઝદ આપણને માટે જેબી કાંઇ ઇચ્છા રાખે તે આપણું બને એટલું ભલું કરવા માટેનીજ ઇચ્છા હોય છે. અહુરમઝદની દરેક ઇચ્છા આપણને માટે હંમેશ એક મોટા આશીરવાદ જેવી થઇ પડે છે. એ ઇચ્છા દરેક પગલે આપણને સઉથી ટુંકે રસ્તે બેહેસ્તના સુખ ભણી ખેંચી લઇ જાય છે.



## રોજ ૨૧ મો રામ આદ ૨ જો અરદીબેહેસ્ત.

ભણુતર મોહડેથી ભરડી જવું તે કાંઇ ખરી બંદગી કહેવાય નહી. બંદગી કરતી વખતે આપણુ જે કાંઇ શબ્દો બોલીયે તેનો અર્થ બરાબર સમજવો જોઇયે, એટલુંજ નહી પણ ખુદ અંતઃકરણના ઉંડાણમાંથી નીકળતા જુસ્સાઓ સાથ, દરેક શબ્દનો અર્થ સમજીને તે ઉચ્ચારવો જોઇયે. ત્યારેજ તે ખરી બંદગી કહેવાય. ફક્ત એવી રીતે કીધેલી બંદગીજ કારગત લાગે છે—મોહડેથી ભરડી જઇને કીધેલી નહી. બંદગીનો લાભ મેળવવો હોય, અને તેનો અસરકારક બનાવવી હોય, તો બંદગી દીલોજાનથી થવી જોઇયે, યાને બંદગી કરતી વખતે આપણી જાન અહુરમઝદ ઉપર ફીદા કરી નાખીને બંદગીને દરેક શબ્દ ઉચ્ચારતી વખતે સઘળું ધ્યાન તે ઉપરજ રોકી રાખવું જોઇયે. અહુરમઝદ ઉપરના સંપુર્ણ ઇતબાર સાથ અને તેની તરફની બેહદ જાનફેસાની સાથ, દરેક શબ્દનો અર્થ સમજીને એવી રીતે જે બંદગી કીધી હોય, તેજ ખરી બંદગી કહેવાય. તે સીવાય બીજી રીતે ગમે એવા બાંગેબુલંદ અવાજે અને ગમે એવા રાગડા કહાડીને પણ અર્થ સમજયા વગર અને અંતઃકરણના ઉત્સાહ વગર, જે ભણુતર માત્ર મોહડેથી ભરડી જવામાં આવે તે ખરી બંદગી કહેવાય નહી.

# રોજ ૨૨ મો ગોવાદ માહ ૨ જો અરદીબહેસ્ત.



અસંતોશી થવું એ ગુનાહ છે, પણ કેટલીક બાબદોમાં અસંતોશી થવામાં લાભ છે. ઘણાક માણસો પોતાની ચાલુ હાલતથી સંતોશી હોય છે. તેઓ થોડેક દરજજે શાંતી ભોગવે છે અને થોડા ઘણા ધર્મી હોય છે. તેઓ થોડેક દરજજે ખોદા ઉપર ઇતબાર રાખનારા અને થોડેક દરજજે ધર્મ દીન ઉપર એતેકાદ રાખનારા હોય છે. તેથી તેઓ થોડી ઘણી સુખી અને સંતોશી જીંદગી ગુજારીને ખોદાના શુક્રાના કરે છે. પણ એટલુંજ કાંઇ પુરતું નથી. તેઓ માટે અસંતોશી થવાની જરૂર છે. આત્મીક અને ધાર્મીક જીંદગીનું ઘણું બહોળું બેનર પોતા સનમુખ પડેલું હોવા છતાં પહાડની તળેટી આગળ, ધુળ મટોડાવાળી જમીનના નાના ટુકડા ઉપર બેસી રહેવામાં તેઓ સંતોશ માને તે બેશક પુરતું નથી. પહાડના શીખર ઉપર જયાં સુધી જવાય નહી, યાને નેકીવાળી ધાર્મીક જીંદગીથી અહુરમજદ આગળ જઇ પુગાય નહી ત્યાં સુધી કોઇબી જરથોસ્તીએ સંતોશ પામવો જોઇયે નહી.

## રોજ ૨૩ મા દેપદીન માહ ૨ જો અરદીબહેસ્ત.

અહુરમઝદનો કાયદો અચુક અને હંમેશનો છે. ડહાપણ, નેકી અને શાંતી—એ ત્રણ ચીજનો તે બનેલો છે. જે ઇનસાનો એ કાયદા મુજબ વરતે છે, તેઓ અમર્ગાને પહોંચે છે—એટલે જનમ મરણના ફેરામાંથી તેમજ દુઃખ અને દલદરસરીમાંથી તેઓનો જાથુકનો છુટકો થાય છે. માણસ જયાં સુધી "પોતાપણા" ને વળગી રહે છે, એટલે પોતે આખી ભેગી સૃષ્ટીના એક ભાગ નથી, અને બીજાં સઘળાં માણસોથી પોતે એક જુદોજ માણસ છે, એમ જયાં સુધી તે માને છે, ત્યાં સુધી અહુરમઝદનો મજકુર કાયદો તે સમજી શકતો નથી અને તે મુજબ ચાલી શકતો નથી. દુન્યાદારીની તકલીદી ચીજોની માયામાં લપટાઇ ગયલા માણસોને મનથી એ "પોતાપણું" યાને છુટો સ્વાર્થ છોડી દેવાનું ઘણુંજ ભારી લાગે છે, પણ આ દુન્યાનું ખરેખરૂં અને જાવેદાનનું સુખ તો એ સ્વારથ છોડી દેવામાંજ સમાયલું છે. આત્માના જાથુકના છુટકારાને લગતા કાનુનો જેઓ સમજતા નથી અને માણસની સેવટની સરજત શું છે તે જેઓ જાણતા નથી, તેઓ દુન્યાદારીની તકલીદી ચીજોને વલગી રહીને જનમ મરણના ફેરામાં અતવાયા કરીને દુઃખી થાય છે.

## રોજ ૨૪ મો દીન માહ ૨ જો અરદીબેહેસ્ત.



બુરાઇનો બદલો ભલાઇથી વાળે તે ખરો ઇનસાન. બુરાઓને શીક્ષા કરવાનો સહુથી સરસ ઉપાય એ છે કે તેઓ સાથે ભલાઇ કરવી. તેઓ આપણને હેરાન કરે યા ઇજા કરે તેથી બીહવાની કાંઇબી જરૂર નથી. તેઓ સાથની સઘળી ખટપટનું એક બંડલ કરીને તે અહુરમઝદને સ્વાધીન કરી દીધું કે બધું ખલાસ. તે ખટપટમાંથી અહુરમઝદ આપણને એક બાલબી વાંકો થયા વગર સલામત તેરવી લાવશે. સઘળો મામલો તેને સ્વાધીન કર્યા પછી તે આપણને કોઇબી દુશમન તરફથી જાથુકની ઇજા યા હેરાનગતી થવા દેશે નહી. ઇનસાતની ફરજ તો એ છે કે કોઇ જુલમાત પાડે યા હેરાન કરે, તો તે હેરાનગતી ધીરજથી ખમવી, ઇજા કરનારને માફી બક્ષવી અને આપણને જે કાંઇ ગેઇનસાફ થયો હોય તે અહુરમઝદની મુનસફી ઉપર છોડી દેવો. કાલુ માછલીને પડેલા જખમમાં મોતી પાકે છે, તેજ મુજબ આપણી જીંદગીમાં ઇનસાનોના હાથથી જે જખમો થયા હોય, તેમાંથી આત્મીક ખુબસુરતી ધરાવનારાં સુંદર મોતીઓ, અહુરમઝદની બલહારીથી, આપણને મળી શકે છે.

## રોજ ૨૫મા અરસીસંગ માહ રજો અરદીબેહેસ્ત



ઇનસાનો માટે જે એક મોટો અને ઇશ્વરી પાઠ શીખવાનો છે, તે પરમાર્થનો પાઠ છે. જેઓ એ પાઠ શીખીને તે મુજબ પોતાની જીંદગી ગુજારે છે, તેઓજ ખરા સાધુસંતો અને મહાત્માઓ છે. દુન્યાના સઘળા ધરમો એ પાઠ શીખવે છે અને દરેક જમાનાના મહાન શીક્ષાગુરૂઓ તે ફરી ફરીથી સમજાવી ગયા છે. પરમારથનો પાઠ સાદો અને સહેલો છે, છતાં દુન્યાના લોકો તે તુચ્છ કારી કહાડીને સ્વાર્થના ગુંચવણભરયા માર્ગમાં ઠોકર ખાઇને તુટી પડે છે. આ મોટી જગતના બોહોળા કારોબારમાં ગમે એવો નજીવો પરમારથબી ફોકટ ગયો નથી અને કદી જવાનો નથી. પરમાર્થનો બદલો પાછળથી શું મળે છે તે જો લોકો પહેલાંથી જાણે તો દરેક જણ પરમાર્થી થવાને તુટાતુટ પાડે. પણ પેહલાથી તે જાણી શકાતું નથી તેથીજ તેની કીમત પીછાણવામાં ઘણાઓ પછાત રહે છે. પરમાર્થમાં કેવી મજાહ અને કેવું સુખ છે અને તેનો કેવો બદલો મળે છે તેનો પુરેપુરો ખ્યાલ પોતે જાતે પરમાર્થ કર્યા વગર કદીબી મળવી શકાતો નથી.

## રોજ ૨૬ મો આસતાદ માહ ર જો અરદીબહેસ્ત.



ત્રણ ચીજ માટે માણુસે ધીરજ રાખીને સંતોશી થવું જોઇએ:—જીંદગીમાં જેબી કાંઇ બનાવ બને તે માટે, પરવરદેગારે જેબી કાંઇ આપ્યું હોય તે માટે, અને પોતાના નેક વીચારો માટે. જીંદગીના દરેક સારા તેમજ માઠા બનાવ માટે ધીરજ રાખીને સંતોશ પકડવાથી માણુસનું દુઃખ અને બળાપો ઓછો થાય છે. પરવરદેગારે જે કાંઈ આપ્યું હોય તે ઉપર શુકરાના કરવાથી વધુ અને વધુ પૈસા મેળવવાનો અણુઘટનો લોભ માણુસને થતો નથી, યા બીજાઓની ચડતી હાલત જોઇને અદેખાઇ લાગતી નથી. નેક વીચારો માટે સંતોશ લેવાથી માણુસ શાંતીનું મોહું સુખ ભોગવી શકે છે, પાપથી તે નીરાળો રહે છે અને બદી તરફ તે પાછો હડસેલાઇ જતો નથી.



# રોજ ૨૭મો આસમાન માહ ૨ જો અરદીબહેસ્ત.



દરયાવમાં કીસ્તી હંકારવાની મુખ્ય મુશ્કેલી કીસ્તીને પાણીની બાહેર રાખવાની નહી, પણ પાણીને કીસ્તીની બાહેર રાખવાની છે. તેજ મુજબ આપણ જરથોસ્તીઓની ફરજ દુન્યાની જંજાળો તથા લોભલાલચોથી દુર નાસી જવાની નહી પણ એ જંજાળો તથા લોભ લાલચોને આપણી આગળથી દુર હાંકી કહાડવાની છે. જેમ પાણી વગર કીસ્તીને હંકારી શકાતી નથી તેમજ જંજાળ વગર દુન્યામાં જીંદગી ગુજારી શકાતી નથી. પણ એ જંજાળ આપણા અંતઃકરણને પોતાના કાબુમાં ન લે તેની સંભાળ રાખવાની જરૂર છે. કેટલાંક માણસો જંજાળ અને બલાપાને એટલા બધા મન ઉપર લે છે કે જેથી તેઓ જીંદગીથી કંટાળીને દુઃખમાંજ પોતાના દીવસો પુરા કરે છે. સુલેહ અને શાંતીભરી જીંદગી ગુજારવાનો ખરો મારગ એ છે કે ગમે એવી મુશ્કેલી અને આફત વચ્ચેબી અંતઃકરણને જંજાળ અને ચીંતાથી નીરાળું રાખવું. અહુરમઝદને અંતઃકરણમાં સમાવી દેવા માટે અંતઃકરણને પારપરાક ખુલ્લું કરીનાંખવાથી સુલેહ શાંતી પોતાની મેળે અંતઃકરણમાં વાસો કરે છે.

## રોજ ૨૮ મો જમીઆદ માહ રજો અરદીબેહેસ્ત.



પરવરદેગાર કાંઇ માત્ર જીવ પેદા કરીને બેસી રહેતો નથી. તે જીવ આ દુન્યામાં આવી, શરીર ધારણ કરી કરોડો લોકોની ઠઠ વચ્ચે જેમ તેમ પોતાનું ફોડી લેસે, એવી કાંઇ ખોદાની નેમ નથી. દરેક જીવ સાથે તે દરેકની સરજત પરવરદેગાર અગાઉથી મુકરર કરે છે. દુન્યામાં કરોડો અને અબજો જાનોની ગંજાવર ઠઠ છતાં તે દરેક જીવને ઓળખે છે—તે દરેક તરફ મમતાની નજરે જોય છે. ના એટલુંજ નહી પણ એ દરેક જીવ પોતાનું એક પુત્ર બાળક હોય તેવાં વાહાલથી તેને ચાહે છે એ દરેક જીવ માટે તેણે ઉપ્યોગી સુખી જીંદગી મુકરર કરેલી છે. ઇનસાનો આ દુન્યામાં જનમ લીધા પછી જેમ તેમ અફળાઇ ઝીકાઇને પુરા થાય એવી તેની નેમ છેજ નહી. તેની નેમ એવી છે કે દરેક જીવે દુન્યામાં ભલી પવીત્ર જીંદગી ગુજારવી—અને ગમે એવી ગરીબાઇમાં જન્મ લેવા છતાં નેકીથી ચાલીને ભાઇબ ધોને સુખ આપવા સાથ પરવરદેગારને ખુશાલ કરવો.



## રોજ ૨૯મો મારેસપંદ માહ ૨જો અરદાબેહેસ્ત.



જેમ માણુસનો ઓળો દરેક ઠેકાણે તેની પુઠે પુઠે જાય છે, તેજ મીસાલે માણસો ઉપર પડતાં દુઃખ અને સુખ, એ બીજુ કાંઇજ નહી પણ તેઓએ કીધેલી કરણીની પાછળ આવતાં પરીણામો છે. વધૂ જાણવા જોગ તો એ છે કે એ પરીણામો અહુરમજદના સાચા અને પાકા ઇનસાફ મુજબનાજ હોય છે— તેમાં કોઇને સહેજબી ગેરઇનસાફ થતો નથી. માણસો જે દુઃખ અને સંકટ ખમે છે તેનું કારણ એ કે તેઓ બદીનાં બીયાં રોપી ચુકેલા છે. તેજ મુજબ સુખ અને આબાદી, એ બીજુ કાંઇજ નહી, પણ અગાઉ જે નેકીના બીયાં રોપેલાં તેમાંથી ઉગી નીકળેલો પાક છે. દરેક માણુસ જો આ બીના બરાબર સમજે અને ધ્યાનમાં ઉતારે, તો તે પછી પોતાના અંતઃકરણના બગીચામાં નેકી અને પરમારથ સીવાય બીજાં કશાંના વાવણી કરવાની દરકાર તે રાખશે નહી. માણસો દુન્યાદારીની મોજમજાહમાં એટલાં બધાં ચકચુર બની ગયલાં છે કે પરમારથમાં કેવું મોટું સુખ સમાયલું છે તે તેઓ સમજી શકતાં નથી. એ ઉમદા સુખનો પુરતો ખ્યાલ એકવાર પરમારથ કરયા વગર મળી શકતો નથી.

# રોજ ૩૦ મો અનેરાન માહ ૨ જો અરદીબહેસ્ત.



દરરોજની જંજાળ વચેજ માણસ બેહેસ્તના માર્ગમાં આગળ વધે છે. એક ખરો જરથોસ્તી એશ આરામવાળી અહયાસી જીંદગી ભોગવતો નથી—દુન્યાદારીની મોજમજાહમાંજ તે કદીબી લીન થતો નથી. દરરોજ સુરજ ઉગવા સાથ તેની નવી જંજાળ શરૂ થાય છે. એવી જંજાળજ આપણને ઉંચ હાલતમાં લઇ જાય છે. દરરોજની ફરજો અને જંજાળોના બોજા વચેજ આપણે રૂહીના મારગમાં આગળ વધ્યે છીએ. આથી જે જંજાળમાંથી આપણે છુટવા માંગીએ છીએ તે જંજાળ દુર કરી નાખ-વાનું આપણને પાલવે તેમ નથી. જે જંજાલને આપણે મોટી પીડા જેવી લેખ્યે છીએ તે જંજાળજ આપણને મોટો લાભ કરી આપનારી છે. કારણ કે તે આપણને બેહેસ્તના સુખ ભણી ખેંચી લઇ જાય છે. એ મુજબ રંજ અને જંજા-ળના કડવા અનુભવમાંજ ખરેખરો મીઠાસ સમા-યલો છે.



## રોજ ૧ લો હોરમજદ માહ ૩ જો ખોરદાદ.



મોહડેથી ભણતર ભણી જવામાંજ કાંઇ સઘળો ધર્મ સમાઇ જતો નથી પણ એ ભણતરમાં આપેલા ફરમાનો મુજબ ચાલવાથીજ ખરી ધાર્મીક જીંદગી ગુજારી શકાય છે. અહુરમઝદે જરથોસ્ત સાહેબ મારફતે જે કાંઇ હુકમો આપ્યા છે તેને તાબે થવાની આપણી ફરજ છે—તેણે જે કાંઇ કબુલાતો આપી છે તે ઉપર વીશ્વાસ રાખવામાં લાભ છે. અહુરમઝદનો હુકમ આપણે બરાબર નહીબી સમજયે, તે હુકમ મુજબ ચાલવાથી શું લાભ થશે તે આપણા ધ્યાનમાં બરાબર નહીબી ઉતરે તોપણ તે ફરમાન મુજબ અમલ કરવાથી આપણું ભલુંજ થાય છે. અહુરમઝદને તમારી રાહબરી કરવા દેવો, તેના ફરમાનો મુજબ ચાલો અને તેની ઉપર વીશ્વાસ રાખો, અને તે પછી જુવો કે તમારો એક બાલબી વાંકો થશે નહી—અને ગમે એવી મુશકેલી વચેથી તમો આસાનીથી બાહેર નીકળશો.



## રોજ ૨ જો બહમન માહ ૩ જો ખોરદાદ.



ઇચ્છા અને અભીલાશા વચ્ચે મોટો ફરક છે. દુન્યાદારીની મોજશોખ ભોગવવાની અને ઇંદ્રીઓને તૃપ્ત કરવાની ખાએસ રાખવી તે ઇચ્છા. બેહેસ્તનુ સુખ મેળવવા માટે દયા, પરમારથ, અશોઇ, ધાર્મીક જીંદગી વગેરે સદગુણોની તલબ કરવી તે અભીલાશા. અભીલાશા રાખનારો માણસજ બેહેસ્તના સુખભણી આગળ વધી શકે છે અને અજ્ઞાનપણાના અંધકારમાંથી રોશનીના પ્રકાસમાં જઇ શકે છે. અભીલાશા વગરનો માણસ માત્ર હવસી અને જાનવરી જીંદગી ગુજારી શકે છે અને તેથીજ તે સંતોષ પામે છે. એક માણસે અભીલાશા રાખવા માંડી એટલે જાણવું કે દુન્યાદારીની તકલીદી મોજશોખથી તે ધરાઇ ગયો છે અને હવે તે વધારે ઉંચ સ્થીતીએ જવા માંગે છે. અભીલાશાની શરૂઆત થવા માંડે તે એવું દેખાડનારૂં મજબુત ચીન્હ છે કે જાનવરી જીંદગીની ઉંઘમાંથી માણસ બેદાર થઇને બેહેસ્તના ખરેખરાં ઉતમ સુખ માટે તલબગાર થયો છે.



# રોજ ૩ જો અરદીબેહેસ્ત માહ ૩ જો ખોરદાદ.



અહુરમઝદ દયાળુ છે, છતાં ઘણીક બાબદોમાં તે જાણીજોઇને આપણી દાદ લેતો નથી. આપણી જીંદગીને તે હાંદસા વગરની બનાવતો નથી. સઘળાં લોકો આપણી સાથે માયાથીજ વરતે એવું કથું તે કરતો નથી. બીજાઓ આપણને દબરાવે તેનો અટકાવ તે કરતો નથી. મારામારી અને ટંટાફીસાદ તે નાબુદ કરતો નથી, ઘણાઓના કઠોર હઇડાંને તે નરમ કરતો નથી, યા આપસ્વારથને તે દાબી નાંખતો નથી. આપણી સામે છુટતા ટીકાના બાણો તેમજ આપણી પીઠ પાછળ થતી બદગોઇ તે અટકાવતો નથી. આપણી સામે ચાલતી અદેખાઇ, હરીફાઇ ને ગાલગલોચબી તે ચાલવા દે છે. ટુકમાં આપણી આસપાસ ચોતરફ એ સઘળા હાંદસા તે ચાલુ રહેવા દે છે. પણ એ સઘળું છતાં તે ઘાટકી નહી પણ ખરેખરો દયાનો ભંડાર છે. સબબ, પોતાની ઉપર ઇતબાર રાખનારાઓને એ સઘળા હાંદેશા વચ્ચેબી તે એવી શાંતી બક્ષે છે અને તેઓનું એવું રક્ષણ કરે છે કે જેથી તેઓના એક બાલનેબી ઇજા થતી નથી.



## રોજ ૪ થા સેહરેવર માહ જો ૩ ઓરદાદ.



પાકોના દીલ જીતી લેવા માટે દુન્યાદારીના ડહાપણની કાંઇ જરૂર નથી. તે માટે વીદ્યા હુનર યા સાયનસનીબી કાંઇ અગત નથી. ફકત આત્મીક ડહાપણનીજ તે માટે જરૂર છે. અહુરમઝદ તરફથી મળતું નમનતાઇનું, પ્યારનું અને પરમારથનું તે ડહાપણ છે. તેથી ગમે એવાં પોલાદી જીગરોને પણ જીતી શકાય છે. ઇનસાનોના આત્માને જીતી લેવા તે એક ઘણુંજ મહાભારત અને પવીત્ર કામ છે. ધર્મ દીનથી ઉખડી ગયલા માણસોના આત્મા જીતી લઇને તેઓને પાછા દીનમાં લાવવાને જેઓ ફતેહમંદ નીવડે છે, અને બદીમાં ગરકાવ થયલાં ઇનસાનને જેઓ પાછાં નેકીના માર્ગ ઉપર મેલી આપે છે, તેઓ આ દુન્યાનું ખરેખરૂં મહાભારત કામ બજાવે છે. એ ઉપરથી જણાશે કે દુન્યાદારીના ડહાપણ કરતાં અને યુનીવર્સીટીની ચઢતી ડીગ્રીઓ કરતાં આત્મીક ડહાપણ ઇનસાનો માટે વધારે અગત્યનું છે, કારણ કે તે માણસોને બેહેસ્તનના માર્ગ ભણી દોરવી લઇ જાય છે.



## રોજ ૫ મો અસ્પંદાદ માહ ૩ જો ખોરદાદ.



ખરેખરી કીર્તીવંત જીંદગી ભોગવવાનો માર્ગ આપણાથી દૂર નથી પણ આપણી લગોલગ પડેલો છે. જે ધણી ગરીબોની સેવા કરે છે અને દુખ્યાંઓની દાદ લે છે તેને મોડે વહેલે એક દીવસે જરૂરજ માલમ પડશે કે ખરેખર તો તેણે અહુરમઝદનીજ સેવા બજાવી છે. અહુરમઝદને કાંઇ આપણ માણસોના જેવો આકાર નથી કે તે એકજ ઠેકાણે બેસી રહેલો હોય. અહુરમઝદ આખી સૃષ્ટીમાં પસરી રહેલો છે—તે દરેક ઠેકાણે હાજર છે. દરેક માણસમાં—મોટા કે નાના, ગરીબ કે તવંગર, નેકીના પ્રકાશથી રહેલાં યા બદીમાં ગીરફતાર થએલાં—એકેએક માણસમાં અહુરમઝદ પસરી રહેલો છે—તે દરેકમાં અહુરમઝદનો એક નાનો અંશ છે. આથી ગમે એવા તુચ્છ યા હલકા આદમી તરફની કાંઇક માયા મેહેરબાની બતાવવી તે ખુદ અહુરમઝદ સાથે ભલાઇથી ચાલવા બરાબર છે. ગરીબ લાચારો તરફ આપણે જેબી કાંઇ રેહેમદીલી બતાવ્યે છીયે તેને અહુરમઝદ ખુદ પોતા તરફ બતાવવામાં આવેલી રેહેમદીલી તરીકે લેખે છે અને તેનો ઘટતો બદલો આપ્યા વગર તે રહેતો નથી.

## રોજ ૬ ઠો ખોરદાદ માહ ૩ જો ખોરદાદ.



ભલો અને યાદગાર તે દીવસ છે કે જયારે માણસને માલમ પડે છે કે તેને બદીમાંથી બચાવવાનું ખુદ તેના પોતાનાજ હાથમાં છે. સઘળાં સંકટનું અને સઘળાં અગ્નાનપણાનું મુળ ખુદ માણસના અંતરમાંજ છે; તેજ મીસાલે સઘળી શાંતીનું મુળ પણ માણસના અંતઃકરણમાંજ છે અને તેને શાંતી શોધવા માટે કેહે બાહેર જવાનું નથી. સ્વાર્થી વીચારો, હવસી ઇચ્છાઓ અને બદીનાં કામોએ સઘળાંમાંથીજ દુઃખ અને સંકટ ઉત્પન થાય છે. પણ બીજા હાથ ઉપર માણસ જયારે પોતાના લાભો ભુલી જઇને બીજાઓનું ભલું કરવાનો વીચાર કરે છે, બેહેસ્તનું સુખ મળે એવો માર્ગ અખત્યાર કરવાની ઉંચ ઇચ્છા ધરાવે છે અને દરેક કામ કરતી વખતે અંગ્રેમઇન્યુશની નહી, પણ અહુરમઝદની રાહબરી હેઠળ આગળ વધવાનો કસદ કરે છે ત્યારે ગમે એવાં તોફાન વચેબી તે સંપુરણ શાંતીમાંજ વીંટળાયલો રહે છે. ટુંકમાં માણસ જયારે પોતાનાં મનનાં જુસ્સાઓ ઉપર કાબુ રાખી શકે છે, ત્યારે તેનાં સઘળાં સંકટનો છેડો આવી જાય છે.



## રોજ ૭ મો અમરદાદ માહ ૩ જો ખોરદાદ.



નેક માણુસ પોતાના જુસ્સાઓનો ગોલામ થઇને રહેતો નથી, પણ ઉપર સરદારી ભોગવે છે. કોઇબી ચીજની ઇચ્છા તે રાખતો ન હોવાથી તે કદીબી નીરાશ થતો નથી. મોજમજાહની તલબ થતી ન હોવાથી તે સદા સુખી અને સંતોશી રહે છે. પોતાનાં મન ઉપર મજબુત કાબુ મેળવેલો હોવાથી તે જાથુકની શાંતીમાં લોટે છે. બીજા હાથ ઉપર નેકીથી વેગળો ગયલો માણુસ હંમેશ પોતાનાં મનના જુસ્સાઓથીજ દોરવાઇ જાય છે. તે ચાલુ પૈસા ટકાની અને મોજમજાહની ઇચ્છા રાખતો હોવાથી, તે ચીજો જ્યારે નથી મળતી ત્યારે દુઃખી અને નીરાશ થાય છે. પોતાની લાગણીઓ અને જુસ્સાઓ ઉપર કાબુ રાખવાની જરૂરયાત તે પીછાણતો નથી અને એ રીતે તે ચાલુ ચટપટ અને અશાંતીમાં પોતાનો ભવ પુરો કરે છે.



## રોજ ૮ મો દેપાહર માહ ૩ જો ખોરદાદ.



સબસે બડા ચુપ! આ એક સોનેરી કાનુન છે. પણ કોઇવાર તે સોનાની કીમતનો તો નહીજ, પણ કોડીની કીમતનોબી થતો નથી. બે મીઠા શબ્દોથી કોઇ દુ:ખી દરદીને રાહત મળવી હોય, તો તે વખતે ચુપકીદી અખત્યાર કરેલી શા ખપની? એવા મીઠા શબ્દો આપણી જબાન ઉપર તઇયાર હોવા છતાં આપણે તે બોલીયે નહી અને તે વગર દુ:ખી દર્દીઓના અંત:કરણને મુઝાવા દઇયે, તેમાં લાભ શો? આપણે ચુપકીદી પકડી રાખ્યે તેથી કાંઇ આપણે ઘાતકી હઇડાંના ઠરતા નથી તે ખરી વાત, પણ પ્યાર અને દીલસોજીની લાગણી બાહેર પાડીને દુ:ખી દર્દીઓને રાહત આપવાને બદલે તે લાગણી આપણા અંત:ક-કણમાં દાબી રાખવામાં હાંસલ શું? તેનો અર્થ તો એમ થયો કે આપણી પાસે ફાજલ રોટલી હોવા છતાં આપણા પાડોશીને તે રોટલી નહી આપતાં તેને જાણી જોઇને ભુખે મરી જવા દઇવ છીયે. તે મરી જવા પછી તેજ રોટલી તેનાં પુણ માટે આપણે સખાવતમાં આપ્યે તો કેટલું બેહુદું થઇ પડે! તેજ મુજબ કોઇને કાંઇ શાંતી યા સધ્યારો જોઇતો હોય, તેજ વખતે દીલાસાના મીઠા સખુનો આંચરેલા કારગત લાગે છે–તે પછી નહી.

## રોજ ૯ મો આદર માહ ૩ જો ખોરદાદ.



ડહાપણ અને શાંતી મેળવવાનો ફક્ત એકજ માર્ગ છે. તે અંતઃકરણમાંનો મેલ કહાડી નાંખીને તેને સ્વચ્છ કરવાનો છે. જ્યાં સુધી માણસ ઇંદ્રીઓના વીષયોમાં લીન થએલો રહે છે, ત્યાં સુધી તે ડહાપણ અને શાંતીની કદર બુજી શકતો નથી. "હમેશની સંપુરણ શાંતી" નું સુખ કેવું ઉત્તમ છે, તે મોહડેથી કોઇનેબી સમજાવી શકાય તેમ નથી. એ સુખ જેઓ ખરેખર ભોગવે છે, તેઓજ તેની કીંમત કરી શકે છે. કોઇબી બનાવથી યા કોઇબી સજોગથી એ શાંતીમાં કદી ખલલ થતી નથી, યા તેમાં ખતરો પડતો નથી. એક તોફાન થયા પછી પાછું બીજુ તોફાન થાય તે બેની વચ્ચે જે શાંતી રહે તેવીશાંતી એ નથી–એ તો હંમેશની અને જાયુકની શાંતી છે, કે જે આત્મીક જ્ઞાનમાંથી જન્મેલી હોય છે. ઘણાખરા ઇનસાનો એ શાંતી ભોગવતા નથી, કારણકે તેઓ આત્મીક જ્ઞાન ધરાવતા નથી. તેઓ એ જ્ઞાન ધરાવતા નથી, કારણકે તેઓ બદીમાં લીન થયલા હોવાથી અજ્ઞાન છે. જ્યાં સુધી તેઓ એ બદી તજી દેવાને નારાજ છે ત્યાં સુધી એ અજ્ઞાનપણાના અંધારામાં સબડયા વગર, તેઓનો છુટકો નથી.

## રોજ ૧૦ મો આભાં માહા ૩ જો ખોરદાદ.

ખીજાઓ તરફથી થયલું અપમાન યા હેરાનગતી ભુલી જવામાં ડહાપણ છે. તે ભુલી જવાને બદલે જો મનમાં રાખી મેલ્યે, તો તેથી સામા ધણી સામેનો ગુસ્સો અને અભાવ ચાલું રહે અને એ રીતે દુશમનાઇ દુર થવાને બદલે સામી વધતી જાય. પણ દુન્યામાં સુખી થવાનો એક ખીજો મારગ એ કરતાં વધારે સારો છે અને તે એ કે માણુસે ખુદ પોતાને ભુલી જવો, અને પોતે એક જુદો માણુસ નથી, પણ આખી દુન્યાની ભેગી વસ્તીનો માત્ર એક નાનો ભાગ છે, એમ સમજવું. એવી રીતે માણુસ જો પોતાને ભુલી જાય, તો તે પછી તેને કદીબી એવો વીચાર આવેજ નહી કે આય ધણીએ "મને" અપમાન કરયું યા પેલા માણુસે "મને" ઇજા કીધી. ખીજાઓ તરફનાં અપમાન, ઇજા, યા નુકસાનનો વીચાર જે માણુસને કદી આવેજ નહી તે કોઇબી જાતના ખીજવાટ યા કડવાસથી નીરાળો રહીને ઘણીજ શાંતીભરી જીંદગી ગુજારી શકે છે.

## રોજ ૧૧ મો ખોરશેદ માહા ૩ જો ખોરદાદ.

બે ઓળખાણવાળાઓ સાથે મળે, તો કોઇ ત્રીજા ધણીની સાકીબાકી કહાડવા બેસે એ ઘણું સાધારણ છે. એ નીચ આદતને જેટલી વખોડીયે તેટલી થોડી છે. જે ધણી પોતાનો બચાવ કરવાને હાજર નથી, તેની ખોડખાપણ ઉંઘાડી પાડવાનો તમને હુકજ શું છે? તેની ખુબી ખામીનું તોલ કરનારા જડજ તમને બનાવ્યાજ કોણે? કોઇની ખામીઓ સુધારવી હોય, તો તેને એકાંતમાં બોલાવીને હેત અને દીલસોજીની લાગણી સાથે તે ઉપર તેનું ધ્યાન ખેંચવું જોઇયે, અને તેમ કરતાં આપણી પોતાની ખામીઓબી તેની આગળ કબુલ કરવી જોઇયે. તેની ખામીઓ દેખાડી આપવાની આપણી નેમ, તેને દુન્યાની નજરમાં હલકો પાડવાની નહી, પણ તે ખામીઓ સુધારીને તેને વધારે ઉંચ પંકતીએ લઇ જવાની છે, એમ તેને ખુલ્લું કહી દેવું જોઇયે. ખરૂં પુન્યનું કામ બજાવવું હોય, તો તેને એકાંતમાં બોલાવીને તેની ખોડખાપણ ઉપર ધ્યાન ખેંચવું, નહી કે આખાં ગામમાં થાલી પીટાવીને તેને ઉંઘાડો પાડવો.



# રોજ ૧૨ મો મોહોર માહ ૩ જો ખોરદાદ.



બુરી દયાનતથીજ લોકોમાં દુઃખ અને કંગાળીયતનો ફેલાવો થાય છે. લોકો જ્યારે ભલી નીષ્ટાના થશે ત્યારેજ સુખ અને આબાદીમાં એ કંગાળીયત ફેરવાઇ જશે. લોકો જ્યારે દુઃખી થાય છે ત્યારે તેઓ બીજાઓને બદનામ કરે છે કે આ ધણીએ મને હેરાન કરયો—પેલાએ તો મારો હક લુટયો. પણ એવો વીચાર કરવો ફોકટ છે. એવા વીચારથી બીજાઓ તરફનો અભાવ અને દુશમનાઇ વધે છે. દરેક માણસે જાણવું જોઇયે કે તેની ઉપર પડતા દુઃખનું મુળ અને કાંઇક ખામી તેના પોતાનામાંજ છે. દુઃખ એ એક એવું ચીન્હ છે કે જે માણસને દેખાડે છે કે તે હજી નેકીમાં સંપુર્ણ થયો નથી અને તેનામાં કાંઇક ખામી છે કે જે દુર કરવાની જરૂર છે. પોતાની ખામી યા પોતાની મુશકેલી માટે બીજાઓને બંદનામ નહી કરતાં માણસે ખુદ પોતાને સુધારવાની કોશેશ કરવી જોઇયે.



## રોજ ૧૩ મો તીર માહ્યા ૩ જો ફોરદાદ.



છતો વરો ને ભુખે મરો! આપણુ ઘણુ ખરા ઇનસાનોની હાલત એવીજ છે. ધનદોલત, વાડી-વજીફા અને દુન્યાદારીની મોજશોખ ઉપર જીપલાં મારીને શરીરની ઇંદ્રીઓને બને એટલી તુપ્ત કરવાને આપણે આતુર રહીયે છીયે બેહેસ્તનું સુખ આપ-નારી નેકી અને પવીત્રાઇ માટે તો આપણા દીલમાં કાંઇ ઇચ્છા છેજ નહી, અને તે વગર આપણો આત્મા ભુખે મરે છે. આપણા આત્માને જોઇતો બેહેસ્તનાં સુખનો નેકી અને પવીત્રાઇનો ખોરાક આપણી લગોલગ પુશ્કળ પડેલો છે, પણ તે ખોરાક આપણે ઉપાડી લેતા ન હોવાથી આપણો આત્મા ગોયા ભુખે મરે છે. એ "છતો વરો ને ભુખે મરો" નહી તો બીજું શું? દુન્યાદારીની મોજશોખ તે ચાર દીનકી ચંદની જેવી છે, જયારે બેહેસ્તનું સુખ હંમેશનું છે. અહુરમઝદ એ સુખ આપણને આપવા માગે છે, પણ ઇનસાનો તેની તલબ કરતા નથી. જેઓ હંમેશનું એ સુખ મેળવવા ઇચ્છતા હોય, તેઓએ દુન્યાદારીની તકલીફી ચીજોની ઇચ્છા દુર કરીને તેની જગાએ પોતાના અંતકરણમાં નેકી અને અશોઇને વાસો કરાવવો જોઇયે.

## રોજ ૧૪ મો ગોશ માહ ૩ જો ખોરદાદ.



જાનવરી ઇચ્છાઓને તૃપ્ત કર્યા જવું અને તે સાથ અહુરમઝદને પહોંચવાની ઇચ્છા રાખવી—એ બે ચીજ કદીબી સાથે બની શકે નહી. ઇંદરીઓને તૃપ્ત કરવાની ઘણીક નાની ઇચ્છાઓ માણસને નીરદોશ અને નુકસાન વગરની લાગે છે. પણ એવી ઇચ્છાઓને તૃપ્ત કર્યાથી શું ખોહવું પડે છે તે સ્ત્રીઓ તેમજ પુરૂશો બરાબર સમજતાં નથી. માણસના અંતરમાં જે ઇશ્વરી તત્વ છુપાયલું છે તેને જો મજબુત અને ફતેહમંદ બનાવવું હોય, તો તેજ અંતરમાં છુપાયલાં હેવાનયત તત્વનો પહેલાં નાશ થવો જોઇયે. એ હેવાનીયત તત્વને પંપાળીયાથી માણસ અહુરમઝદના માર્ગમાંથી ઉલટીજ દીશાએ ધસડાઇ જાય છે. એ જાનવરી હવસને માણસ જેમ જેમ તૃપ્ત કરયો જાય છે તેમ તે હેવાન વધારે બળવાન અને વધારે તોફાની બનીને માણસને પોતાના પંજામાં વધુ અને વધુ જકડી લે છે. જે માણસ એ જાનવરી હવસમાંથી છુટવા માંગતો હોય તેણે પોતાના અંતરમાં છુપાયલાં હેવાનને વધારે બળવાન થવા દીધા અગાઉ આજે અને હમણાજ તેને જેર કરીને તેને લગતી ઇચ્છાઓને તૃપ્ત કરવા ઉપરથી જાહુકનો હાથ ઉઠાવવો જોઇયે.

## રોજ ૧૫ મો દેપમેહેર માહ ૩ જો ખોરદાદ.



એક માણુસ જેવા સારા યા માઠા વીચાર કરે તેવીજ તેની જીંદગી સુખી યા દુઃખી નીવડે. વીચારની વળાણ ફેરવાઈ કે તે સાથ જીંદગીનું સ્વરૂપ પણ બદલાઈ જાય છે. માણુસની જીંદગીમાં બનતા તરેહવાર બનાવો, એ બીજુ કાંઇજ નહી પણ તેણે કીધેલા વીચારોની ભેગી થયલી અસર છે. એ મુજબ માણુસની જીંદગીનો સઘળો આધાર તેના વીચારો ઉપરજ છે. મનને કાબુમાં રાખીને ફક્ત સારા વીચારોનેજ રાહ લેવા દેવાની અગત્યતા એ ઉપરથી ખુલ્લી જણાઈ આવે છે. વીચાર જો સારા હોય, તોજ શબ્દો અને કામો સારાં હોઈ શકે અને સારાં કામો થાય તોજ સુખી જીંદગીનું ફળ મળી શકે. માણુસની જીંદગીનો સઘળો આધાર સારા વીચારો ઉપરજ કાંય છે તે એ ઉપરથી ખુલ્લું સમજી શકાશે. જરથોસ્તી ધર્મમાં નેક વીચારોને સઉથી વધુ અગત આપી છે તેનો ભેદ એજ યાને માણુસોને સુખી જીંદગી ભોગવતાં બનાવવાનો છે.



## રોજ ૧૬ મો મેહેર માહ ૭ જો ખોરદાદ.



સાચા વફાદાર દોસ્તો મેળવવા માટેની કીમત આપવી પડે છે. દોસ્તોને દીલોજાનથી ચાહીયે અને કામ પડવે મદદ કરયે ત્યારેજ દોસ્તો વફાદારીથી વળગી રહે. તેઓ માટ આપણે જે કાંઇ ભોગ આપ્યે, તે વફાદાર દોસ્તો મેળવવા માટે આપવી પડતી કીમત છે. દોસ્તોને જો આપણે ખરાં વાહલથી ચાહશું તો તેઓ પણ આપણને ચાહતાં શીખશે. એવાં વાહલ વગર ગમે એવી સેવા બજાવેલી ફોકટ છે. જેઓ દોસ્તીને લાયક હોય, તેઓ સાથેજ દોસ્તી પાડવામાં લાભ છે અને એકવાર દોસ્તી પડયા પછી તેને જીંદગી સુધી વળગી રહેવામાં વધારે લાભ છે. એકલપેટાઇ મીત્રોને જીતી શકતી નથી—આપસ્વાર્થ આગળથી મીત્રાચારી સદા દુર નાસે છે. તેથીજ સાચી મીત્રાચારીના આશીરવાદ જેઓ મેળવવા ઇચ્છતા હોય, તેઓએ પહેલાં આપસ્વાર્થ દુર કરીને પરમાર્થનો પાઠ શીખવો જોઇયે.



# રોજ ૧૭ મા સરોશ માહ ૭ જો ખોરદાદ.



ધીક્કાર એક જબરો શ્રાપ છે. જે માણસના અંત:કરણમાં ધીક્કારે વાસો કરયો હોય તે હેરાન અને પરેશાન થાય છે. જે માણસની તરફ ધીક્કાર દેખાડવામાં આવ્યો હોય તેનાં કરતાં ખુદ ધીક્કાર દેખાડનાર પોતે વધુ હેરાન થાય છે. કોઇ આપણને ધીક્કારતું હોય તો તેના બદલામાં તેની તરફ પાછો ધીક્કાર દેખાડવામાં આપણને લાભ તો કાંઇજ નહી, પણ નુકસાન ઘણું છે, કારણ કે આપણી તરફના ધીક્કારથી તે આપણો વધારે મોટો દુશમન બને છે. તેવા ધીક્કારને મારવાનો એકજ ઉપાય છે. તે એ કે તેના ધીક્કારના બદલામાં તેની તરફ પ્યાર દેખાડવો અને તેની સાથે ભલાઇ કરવી. તેથી તે પોતાની દુશમનાઇ ભુલી જશે—કદાચ આપણો મોટો મીત્રબી થઇ પડશે. એ મુજબ જે ગોળથી મરતું હોય તેને ઝેર શા માટે આપ્યે ! બન્નેની સરખામણી :કરીશું, તો ઝેરના કરતાં ગોળના ગુણ વધારેજ માલમ પડશે.



## રોજ ૧૮ મો રશને માહ ૩ જો ખોરદાદ.



માણુસ ઉપર જે કાંઇ સુખ્ય યા દુ:ખ પડે છે તે ઉત્પન્ન કરનાર તે પોતેજ છે—બીજો કોઇ નથી. માણુસના મનની જેવી વલાણ અને જેવા વીચારો હોય, તેજ મુજબ તે દુન્યામાં વરતે છે, અને જેવી વરતણુક હોય તેવુંજ તેનું સુખ્ખી યા દુ:ખ્ખી પરીણામ આવે છે. એ ઉપરથી માલમ પડશે કે માણુસે પોતાની દુ:ખ્ખી હાલત દુર કરીને સુખ્ખી હાલતે જો પહોંચવું હોય, તો તેણે પહેલાં પોતાના મનની વલાણ ફેરવવી જોઇએ. મનની ખોટી વળાણ ફેરવાઇ કે તે સાથ જીંદગી ગુજારવાની રાહ રીતીમાંબી ફેરફાર થાય છે અને એકવારની દુ:ખ્ખી હાલત સુખ્ખી જીંદગીમાં ફેરવાઇ જાય છે. જ્યાંસુધી એક માણુસ પોતાનાજ લાભનો વીચાર કરીને દુન્યામાં વરતે, ત્યાંસુધી તે સુખ્ખી થઇ શકે નહીં. પોતાના લાભ ભુલી જઇને બીજાઓના લાભ હઇડે ધરવાની શરૂઆત થઇ કે તે સાથ માણુસની જીંદગી સુખ્ખી થવા માંડે છે. પોતાની આગલી કરણીની અસરોમાં માણુસ કાંઇ ફેરફાર કરી શકતો નથી. પણ તે જો ચાહે, તો પોતાની ચાલુ કરણીમાં ફેરફાર કરી શકે અને નેકી અખ્ત્યાર કરીને પોતાની ભવીષની જીંદગીને સુખ્ખી બનાવી શકે.

## રોજ ૧૯ મો ફ્રરવરદીન માહ ૩ જો ખોરદાદ.

દુન્યાદારીના કામકાજમાં ફતેહ મેળવવાની ખરે-ખરી ચાવી પ્રમાણીકપણામાં સમાયલી છે. અપ્રમાણીક માણસ માટે મોડે વહેલે એક દીવસ એવો આવશેજ કે જયારે તેને પોતાની લુચ્ચાઇ માટે પશ્ચાતાપ કરીને ગમમાં ગીરફતાર થવું પડશે. પ્રમાણીક માણસને એવો પસ્તાવો કરવાની કદીબી જરૂર પડતી નથી. પ્રમાણીક માણસમાં તેના પમાણીકપણા સાથે ઉદયોગ, બાહોશી, કરકસર યા એવાંજ બીજા ગુણો ન હોય અને તે કારણથી, તે પોતાનાં ધંધામાં યા દુન્યાદારીના બીજાં કામકાજમાં નીષ્ફળ નીવડે એ બનવાજોગ છે. પણ એવી નીશફળતા છતાં તેનું અંતઃકરણ તો તેને કદીબી ડંખવાનું નથી અને એક વીચારથી તે હંમેશ ખુશાલ રહેશે કે મેં આ દુન્યામાં કદીબી કોઇને ઠગ્યો નથી. ગમે એવા હાદસાના વખતમાં પણ એવા એક પ્રમાણીક માણસને લુચ્ચાઇથી નીરાળું તેનુ સ્વચ્છ અંતઃકરણ મોટો સધ્યારો આપનારૂં થઇ પડે છે. લુચ્ચાઇ અને દગા ફટકા વગર ધંધો થાયજ નહી, એમ ઘણાઓ ધારે છે, પણ તે તેઓની ભુલ છે. પ્રમાણીકપણે ધંધો ચલાવ્યાથી ધન કદાચ નહી મળે, પણ ધાન તો પરવરદેગાર આપ્યા વગર રહેતોજ નથી.

## રોજ ૨૦ મો બેહેરામ માહા ૩ જો ખોરદાદ.



નમનતાઇ સાથે ડહાપણ હમેશ જોડાયલું હોય છે. તેથીજ નમનતાઇવાલો માણસ ડહાપણ વાપરીને પોતાના ગુસ્સાને તાબેશ કરી જાય છે એટલુંજ નહી પણ બીજાઓના ગુસ્સા આગળથી તે નમી જાય છે. બીજાઓ જો તેની સામે કાંઇ બખાળા કહાડે છે, તો નમનતાઇવાલો પુરૂષ સોઇનો ગોટ ગળીને આ ખાડા કરી જાય છે, યા તો કડવાશભરયા સખુનોના બદલામાં મીઠા શબ્દોથી પોતાના મુદ્દાને મનાવી લે છે. બુમ બરાડા પાડીને અને હાથ પગ અફાળીને કહેલા તીખા શબ્દો કરતાં નમનતાઇ સાથ ઉચારેલાં મીઠાં વચનોની અસર બહુ વધુ થાય છે. પોતાના ગુસ્સાને બેલગામ છુટો મેલી દેનારા આસામીઓ વારંવાર મુશકેલી અને હેરાનગતીમાં આવી પડે છે, પણ નમ્ર પુરૂષ એવી હેરાનગતાથી સદા નીરાલો રહે છે. તે નમનતાઇ અને શાંતીના બે બળવાન હથીયારો વડે જીંદગીની લડતમાં હમેશ ફતેહ મેળવે છે.



## રોજ ૨૧ મો રામ માહા ૩ જો ખોરદાદ.



અહુરમઝદ તરફનો રસ્તો ઇનસાનને મોટી ખુશાલી તરફ દોરવી લઇ જાય છે. તેથીજ જરૂરનું છે કે અહુરમઝદ તરફનો હુકમ ગમે તેવો'ની હોય, તોપણ તેની આગળ નમી જવું અને તે માથે ચહડાવવો. ગોલાબના ફુલો બીછાવેલા રસ્તા ઉપરથી માણસને દોરવી લઇ જવામાં આવે, તે વખતે અહુરમઝદનો હુકમ માથે ચહડાવવાનું કાંઇ મુશ્કેલ નથી. પણ કોઇવાર મોટા કાંટા બીછાવેલા અને ખાડા ખબોચીયાંવાલા રસ્તા ઉપરથી માણસને દોરવી લઇ જવામાં આવે અને આગના સોલા તથા રેલના પાણી વચ્ચેથી તેને ખેંચી લઈ જવામાં આવે ત્યારેબી અહુરમઝદનું ફરમાન તેટલીજ ઉલટ અને ઉમંગ સાથ માથે ચહડાવવાની જરૂર છે. કાંઇ રંજ ખેંચવાને યા કાંઇ ભોગ આપવાને વટીક અહુરમઝદ તરફનું ફરમાન મળતાં તે મુજબ અમલ કરવો જોઇયે. તે કીરતાર જે રસ્તે આપણને દોરવી લઇ જાય, ત્યાં કાંઇ લાભ જેવું આપણી નજરે નહી પડે તો પણ તેજ રસ્તે આગળ વધવામાં લાભ છે, કારણ કે અહુરમઝદ તરફનો રસ્તો માણસને બેહદ સુખ તરફજ ખેંચી લઇ જાય છે.

## રોજ ૨૨ મો ગોવાદ માહા ૩ જો ખોરદાદ.



દુ:ખ તો સઘળાઓ ઉપર પડે છે અને તે મુગે મોહડે સહન કરયા વગર કોઇનો છુટકોજ નથી. પણ દુ:ખની વેદના હીમતથી અને હસતું મોહડું રાખીને ખમવી તે એક હુન્નર છે કે જે સઘળાઓને આવડતો નથી. ઇનસાન ઉપર આવી પડતાં દુ:ખની નેમ ઘણી બુલંદ છે. દુ:ખને એવી રીતે સહન કરવું જોઇયે કે તેમાંથી કાંઇક લાભ આપણે મેળવી શકીયે. દુ:ખ પોતાની સાથે અહુરમજદ તરફનો સંદેશો લેતું આવે છે કે જે સંદેશો આપણે સાવચેતીથી સાંભળવો જોઇયે. ઇનસાન ઉપર આવી પડતું દુ:ખ, અહુરમજદના ચેહેરા ઉપર ઢંકાયલો ભેદી પડદો આપણી નજર સામે ખસેડી નાંખે છે, અને જીંદગી દરમ્યાન અનેકવાર જે દુ:ખ અને સંતાપ આપણી ઉપર આવી પડે છે, તે દરેક વખત તે દયાળુ કીરતારનો વધુ અને વધુ ભાશ આપણને મળતો જાય છે. દુ:ખ અને વેદનાના દરેક અનુભવ પછી આપણે અહુરમજદની વધારે અને વધારે નજદીક જતા જઇયે છીયે.



# રોજ ૨૩ મો દેપદીન માહ ૩ જો ખોરદાદ.



દરેક માણસની જીંદગીમાં અનેકવાર એવો વખત આવે છે કે જ્યારે તેની ધીરજની અને તેની સહન શક્તિની કસોટી થાય છે. એવા પ્રસંગે આપણું હમેશનું સાધારણ બળ આપણને કામ આવતું નથી તે વખતે ખાસ પુરાંતમાં રાખેલાં વધુ બળની જરૂર પડે છે. જેઓ અહુરમઝદની પનાહ હેઠળ રહીને તેની ઉપર ઇતબાર રાખે છે, તેઓ એવું ખાસ વધુ બળ પુરાંતમાં રાખી શકે છે અને મુશ્કેલીના વખતમાં તે તેઓને સોનાને મુલનું થઇ પડે છે. ખરો ધર્મ તે છે કે જે આત્માને અહુરમઝદ સાથે બાંધી રાખે છે, જેથી દરેક મુશ્કેલીના વખતમાં અહુરમઝદના અખુટ બળમાંથી તે આત્માને ચાહ્યુ મદદ મળતી રહે છે. અહુરમઝદ જો આપણી પુઠે હોય, તો આપણે કોઇબી કામમાં નીષ્ફળ નીવડયે નહી. તેથીજ અહુરમઝદના ફરમાનો મુજબ ચાલીને તેની પનાહ હેઠળ રહેવાની આપણી જેટલી ફરજ છે, તેટલોજ તેમાં આપણને લાભબી છે.



## રોજ ૨૪ મો દીન માહ ૩ જો ખોરદાદ.



પાપનો પસ્તાવો કરવો એ સારી ચીજ છે, પણ પાપથી નીરાળા રહેવું એ તે કરતાંબી વધારે સારૂં છે. પાપ કરયા પછી બેહેસ્તથી બાતલ થવાના વીચારથી નીરાશ થઇ જવું, તે કરતાં તો પાપ કરયા પછી તોબાહ કરીને ભવીષમાં નેકીને મારગે ચાલવાનો ઠરાવ કરવો, એ હજાર દરજજે બેહેતર છે. વળી અહુરમઝદ જો ચાહે તો પાપ૰અને બેહોરમતી માંથીબી આપણુને માટે સુખ લાવી શકે એમ છે. એક વાર પાપ કરયા પછી આપણે તે પાપની અસરને કચડી નાખી શકતા નથી, પણ અહુરમઝદ તે પાપના બોજા હેઠળ આપણુને કચડાઇ જતા બચાવી શકે છે. ના, એટલુંજ નહી, પણ કીધેલાં પાપ માટે ખરાં અંતઃકરણથી પસ્તાવો કરીને અને ભવીષમાં નીતીને માર્ગે ચાલવાનો ઠરાવ કરીને આપણે જો અહુરમઝદની દયા ઉપર આપણુને પોતાને છોડી દઇએ, તો અહુરમઝદ કાંઇક હેરતભરી રીતે આપણા પાપમાંથીબી આપણુને કાંઇ લાભ કરી શકે છે.



## રોજ ૨૫ મા અરસીસંગ માહ ૩ જો બોરશાદ.



માણસની સ્થીતીનો આધાર તેના વીચારો ઉપર રહે છે. વીચાર જેવા સારા યા માઠા હોય તેવીજ તેની વરતણુંક અને હાલત પણ સારી યા માઠી હોય છે. લોકો મોટે ભાગે પોતાના આત્મીક સુખને લગતાં જ્ઞાનની ગેરહાજરીમાં પોતાના વિચારોના ગોલામ થઇને રહે છે, પણ ડાહયો પુરૂષ પોતાના વીચારોને પોતાની ગોલામગીરીમાં રાખે છે. લોકો મોટે ભાગે આંખ વીચીને પોતાના વિચારો જયાં દોરવી લઇ જાય ત્યાં દોરવાઇ જાય છે, પણ ડાહયો પુરૂષ ડાહાપણ વાપરીને ફક્ત સારા વિચારોજ પસંદ કરીને તે મુજબ ચાલે છે અને બુરા વિચારોને રદ કરે છે. લોકો મોટે ભાગે મનમાં જેખી કાંઇ જુસ્સો ઉભરી નીકળે તે મુજબ તુરતાતુરત અમલ કરે છે, અને તેમ કરતાં ફક્ત પોતાની ઘડીભરની મોજ અને સુખનોજ વિચાર કરે છે, જયારે વિચારવંત પુરૂશ પોતાના બુરા જુસ્સાઓને દાબી દઇને ફક્ત સારા જુસ્સાઓનેજ રાહ લેવા દે છે. ટુંકમાં માણસની હસ્તીનો આધાર તેના વિચારો ઉપરજ છે. વિચાર જેવા સારા યા માઠા તેવીજ તેની હાલત સુખી યા દુઃખી હોય છે. જરથોસ્તી ધર્મના મુળ ફરમાન "હુમત" યાને સારા વિચારનો ભેદ તેજ છે.

## રોજ ૨૬ મો આસતાદ માહ ૩ જો ખોરદાદ.



ઇનસાનનો આત્મા બહુ જબરૂં બળ ધરાવે છે. તેની આગળ ગમે એવી મોટી મુશકેલી કુચ્છ ખીસાદમાં નથી. મન શાંત રાખીને અને આપણી સનમુખ રજુ થયલી મુશકેલી ઉપરજ સઘળું ચીત રોકી રાખીને વીચારોનો બળવાન પ્રવાહ તે મુશકેલી તરફ ફેંકવામાં આવે, તો ગમે એવી મોટી મુશકેલીને હાંકી કહાડી શકાય છે. પણ જે બુરા જુસ્સાઓ ઇનસાનોના દુશમન થઇને તેઓની પુઠે લાગેલા છે. તે જુસ્સાઓને પહેલાં માહત કરયા વગર આત્માના અને વીચાર શકતીના જબરાં બળનો પુરતો ખ્યાલ માણસને મળી શકતો નથી. માણસની સ્થીતી અને સરજત સાથે તેની વીચાર શકતી બહુ ગાઢો સંબંધ ધરાવે છે અને એ વીચાર શકતીનો ઉપયોગ ઘટતા વખતે અને ઘટતાં જોશ સાથે કરવાથી માણસ પોતાના કીસમતને યાને સરજતને પણ ફેરવી નાંખી શકે છે. માણસ જયારેબી વીચાર કરે છે, ત્યારે દરેક વખત તે વીચારના બળનો જબરો પ્રવાહ બાહેર નીકળે છે, અને તે વીચાર જેમ સારો યા માઠો હોય તે મુજબ તે માણસની સરજત ઉપર સારી યા માઠી અસર થાય છે.

## રોજ ૨૭ મો આસમાન  માહ ૩ જો ખોરદાદ.

કાંઇ મુશ્કેલી યા આફત આવી પડતાં સુના બાવરા બની જવું તે અહુરમઝદ તરફ બેવફા થવા સમાન છે. કેટલાંક માણસો કાંઇ મુશ્કેલી યા મોટી બીમારી આવી પડતાં સઘલી હીમત ખોહી દે છે અને ધ્રુજવા પડે છે. એકવાર એવી હાલતમાં આવી પડયા પછી ઘણાક સ્ત્રી પુરૂષો પાછાં કદીબી પગભર થઇ શકતાં નથી. કેટલીક હસ્તી રમતી માતાઓ પોતાનું એક બાળક મરણ પામતાં જીંદગીને અકારી કરીને પોતાંના એકવારના સુખી સંસારને વા ઉપર વખાતો નાખે છે. તેજ મુજબ કેટલાક સારી આશા આપનારા પુરૂષો માત્ર એકજ નીશફળતાથી એવા જમીનદોસ્ત થઇ જાય છે કે પાછા ઉઠી શકતા નથી. પણ જીંદગી ગુજારવાની એ રીત અહુરમઝદનાં શીક્ષણની વીરૂદ્ધ છે. આપણી ઉપર દુ;ખ અને આફત લાવીને અહુરમઝદ આપણને કચરડી નાખવા માગતો નથી, પણ વૃદ્ધીના માર્ગમાં આપણને આગળ વધારવા માગે છે, કે જેમાં આપણો પોતાનોજ લાભ છે. તે જોતાં દુ:ખ યા આફત આવી પડે ત્યારે આપણી ખરી ફરજ તે આફત સામે બળતવારીથી લડત ચલાવવાની અને અહુરમઝદની મરજીને આધીન થવાની છે, નહી કે સુના બાવરા બની જઇને ધ્રુજયા કરવાની.

## રોજ ૨૮ મો જમીઆદ માહ ૩ જો બારદાદ.



તબીયત સારી હોય તોજ સુખવાસી જીંદગી ગુજારી શકાય, એમ ધારવું એ મોટી ભુલ છે. શરીરની અને બીમારીની દરકાર નહી કરવાથી મન શાંત અને મજબુત રહે છે એટલુંજ નહી પણ મન મજબુત રહેવાથી શરીરની બીમારી દફે થઇને શરીર પણ તનદરોસ્ત અને મજબુત થાય છે. શરીર તનદરોસ્ત ન હોય તે છતાં મનને તનદરોસ્ત હાલતમાં રાખી શકાય છે અને મન જો સ્વચ્છ અને તનદરોસ્ત રહ્યું તો તેથી શરીર પોતાની મેળે તનદરોસ્ત થઇ જાય છે. વળી નબળાં શરીર કરતાં નબળાં મનવાળાં માણસની હાલત વધારે દયાજનક હોય છે અને એકવાર મન નબળું થયું કે તેની પુઠે શરીર પણ નબળું થવાનુંજ. તેથી ઘણું જરૂરનું છે કે મનને સ્વચ્છ અને તનદરોસ્ત હાલતમાં રાખવું. જેઓ ચાલુ નબળાઈ અને બીમારીથી પીડાયા કરતા હોય, તેઓને તનદરોસ્ત બનાવવાનો સઉથી પહેલો ઇલાજ એ છે કે તેઓનાં મનની નબળાઇ દુર કરીને તેને સ્વચ્છ અને મજબુત બનાવવું. ખુશાલી ઉત્પન કરનારા અને બીજાઓનું ભલું કરવાના નેક અને પરમાર્થી વીચારો કરવાથી મન મજબુત થાય છે, અને તે મજબુત થયું કે તેની પુઠે શરીર તન્દરોસ્ત થવાનુંજ.

## રોજ ૨૯ મો મારેસપંદ માહ ૩ જો મારદાદ.



મનનો સધ્યારો એક ખરેખરો આશીરવાદ છે. દરેક ચુસ્ત જરથોસ્તીને એ આશીરવાદ ભોગવવાનો પુરેપુરો હક છે. સુખમાં તેમજ દુઃખમાં અહુરમઝદ ઉપર એકસરખો વીશ્વાસ રાખવામાં આવે એવી તે સાહેબની ઇચ્છા છે અને તે મુજબ અમલ કરવાની દરેક જરથોસ્તીની ફરજ છે, પણ તેમ છતાં ઘણાક સાધુસંતોખી કોઇવાર ઘણા ઉદાસ બની જાય છે. બેહેસ્તનું હંમેશનું સુખ મેળવવાનો સઘળો ખયાલ તેઓના મીજાજમાંથી તે વખતે જતો રહે છે. સાધુસંતોખી જો કોઇવાર એ પ્રમાણે ભાન ભુલા થઇ જતા હોય, તો દુનીયાદારી અને સંસારમાં પડેલા માણસોનો અહુરમઝદ ઉપરનો ઇતબાર, દુઃખ યા આફતે વખતે કોઇવાર ઉઠી જાય તેમાં નવાઇ શી? પણ ખરી મજાહ તો દુઃખ અને આફતે વચ્ચેજ તે સાહેબ ઉપર ઇતબાર રાખવામાં સમાયલી છે. અહુરમઝદ તરફના ચાહ અને જાનફેશાનીની ખરી કસોટી ત્યારેજ થાય છે.



# રોજ ૩૦ મો અનેરાન માહ ૩ જો ખોરદાદ.



દુન્યાદારીના સુખ સગવડોથી અને ઇંદ્રીઓને તૃપ્ત કરનારી મોજ મજાહથી જે શાંતી મળે તે તકલીદી અને ટુંક મુદતની છે. એ શાંતી થોડાજ વખતમાં જતી રહે છે. પણ બેહેસ્તની શાંતી તેથી ઉલટી રીતે સદા નીભી રહે છે. માણસ જો ચાહે તો આ દુન્યાની જીંદગામાં પણ એ બહેસ્તની શાંતીનું સુખ ભોગવી શકે. પણ તે ભોગવવા માટે સ્વારથ વગરના અંતઃકરણની જરૂર છે. એવાં અંતઃકરણ સાથે અશોઇ અખ્તયાર કરવાથી હંમેશની શાંતીનું સુખ મેળવી શકાય છે. અશોઇ અખત્યાર કરવા માટે મન ઉપર કાબુ રાખવાની જરૂર છે અને મન ઉપર કાબુ રાખ્યો કે તે પછી માણુસ ડહાપણની રોશનીમાં અશોઇના મારગ તરફ પોતાની મેળે આગળ વધ્યો જાય છે. એક માણુસે દુરગુણ તજી દઇને સદગુણ અખત્યાર કરયા કે તે વખતથીજ શાંતીનું સુખ તે થોડું ઘણું ભોગવી શકે છે, પણ તેના અંતઃકરણમાંથી જયારે સ્વારથ દુર થાય છે ત્યારે તો તેના સુખ અને ખુશાલીનો કાંઇ પારજ રહેતો નથી.

## રોજ ૧ લો હોરમજ્દ માહ ૪ થો તીર.



એક માણસને મારી કુટીને અને તેની ઉપર જાસ્તી વાપરીને આપણું તેને જેર કરી શકીયે છીયે ખરા, પણ ફક્ત બાહેરથીજ—અંદરખાનેથી તેને જેર કરી શકતા નથી. માર પડવાથી યા જાસતી ગુજરવાથી તે દબે છે ખરો, પણ અંદરખાનેથી તો તે અગાઉના કરતાં વધારે મોટો દુશમન થઇ પડે છે. બીજા હાથ ઉપર જે માણસને સમજાવી પટાવીને જેર કરવામાં આવે છે, તે અંદરખાનેથી ખરેખરો નમી જાય છે. પહેલાં તે દુશમન હતો, તે ફેરવાઇ જઇને હવે દોસ્ત થઇ પડે છે. ડાહયા અને નેક માણસો સદા શાંત રહે છે—પોતાના દરેક કામકાજમાં શાંતી તેઓ જાળવી રાખે છે. જબરી અને જાસ્તી વાપરવા કરતાં સમજાવટથી કામ લેવાની રૂઢી વધારે બળવાન છે—જયાં જાસ્તીને નીશફળતા મળે છે, ત્યાં સમજાવટ ફતેહ મેળવે છે. સમજાવટની પાંખોના રક્ષણ હેઠળ નીરદોશ માણસોને કશીબી અલવલ આવતી નથી. જબરી અને જાસ્તી વાપરવાથી સામો ધણી વધુ ઉશકેરાય છે—સમજાવી પટાવીને કામ લેવાથી આપણી તરફની તેની લાગણી ફેરવાઇ જાય છે અને તે આપણી આગળ નમી જાય છે.

## રોજ ૨ જો બહેમન માહ ૪ થા તીર.



સંતોશનો સદગુણ ઘણો બુલંદ છે. પણ તે છતાં પોતાની હાલતમાં વધુ સુધારો કરવાની કાંઇબી કોશેશ કરયા વગર માણસ હાથ જોડીને બેસી રહે તે સંતોશી નહી, પણ આળસુ કહેવાય. સંતોશનો અરથ એ છે કે માણસે પોતાની હાલત સુધારવા માટે બને એટલી કોશેશો કરવી, પણ તેવી કોશેશ કરવા સાથ મનમાં કાંઇબી ચીંતાને ઘર કરવા દેવું નહી; બને એટલું બજાવવું અને તે પછી તેનાં પરીણામ બાબે મનમાં કાંઇબી ચીંતા રાખ્યા વગર સઘળો મામલો અહુરમઝદની મુનસફી ઉપર છોડી દઇને નીરાંતે બેસવું, તે સંતોશ. બદીમાં યા અગ્નાનપણામાં સબડયા કરતો માણસ પોતાની તે હાલતથી રાજી થઇને તેમાં સુધારો કરવાની કાંઇબી કોશેશ કરયા વગર નીરાંતે બેસી રહે તે સંતોશ કહેવાય નહી. જે માણસ પોતાની દરેક વાજબી ફરજ અદા કરીને, તેનાં પરીણામની કાંઇબી દરકાર કરયા વગર નીરાંતે બેસે તેજ ખરો સંતોશી કહેવાય.



# રોજ ૩ જો અરદીબેહેસ્ત માહ ૪ થા તીર.

—⊱—

જ્યાં સુધી માણુસના સંસારનું ગાડું આસાનીથી ગબડયું જાય છે ત્યાં સુધી તે મનમા કાંઇક મગરૂરી સાથે માને છે કે હું દુન્યામાં સઘળાઓ સાથે સુલેહશાંતીથી અને ભાઇચારાથી વરતું છું. પણ એકવાર તેની જીંદગીમાં કાંઇ ખતરો પડયો, યા તેના સુખમાં ભંગાણ પડવાની કાંઇ ચીંતા ઉભી થઇ કે તે ઘરના તેમજ બાહેરના સઘળાં માણુસો સાથે છીંટાં શોધવા માંડે છે. તે વખતે તેની વર્તણુંક ઉપરથી ખુલ્લું જણાઇ આવે છે કે તે સુલેહશાંતી અને ભાઇચારાને ચાહનારો નહીં પણ ટંટા ફેસાદ, આપસ્વારથ અને ધીક્કાર ઉપર આધાર રાખનારો આસામી છે. દુન્યાદારીની પોતાની સઘળી મતા જતી રહે, ખુદ પોતાની ઇજત યા જાન વટીક જવાનો સંભવ ઉભો થાય અને તે છતાં જે માણુસ નેકી અને પરમારથના નીયમોને વળગી રહે તેજ ખરો નર લેખાય. એવાં નરનારીઓ જબરૂં બળ ધરાવે છે, તેઓના દરેક સખુનને દુન્યામાં દરેક ઠેકાણે મોટું વજન મળે છે અને તેઓની પછીના જમાનાના લોકો તેઓને માન સાથે યાદ કરીને ભકતીભાવથી તેઓને પુંજે છે.

## રોજ ૪ થો શેહેરેવર માહ ૪ થો તીર.

જે માણસ મારફાડ કરીને પોતાના દુશ્મનને જેર કરે તે બળવાન ગણાય. પણ જે માણસ પોતાના દુશ્મન આગળ નમી જઇને અને તેનું દીલ જીતી લઇને તેને જેર કરે, તે ખરેખરો શુરો કહેવાય. મારફાડ કરીને જીત મેળવનારો માણસ પોતેબી કોઇ દીવસ કોઇ બીજા ધણીના હાથ ઉપર માર ખાઇને આજેજ થવાનો સંભવ રહેછે. પણ જે માણસ ગરીબાઇ અને નમનતાઇથી બીજાઓને જેર કરે છે તેને તો કદીબી કોઇ જીતી શકતું નથી. ગરીબાઇ અને સાલેસાઇ એ એક ઇશ્વરી ગુણ છે અને ઇશ્વરી ગુણ તરીકે તેનું બળ જબરૂં અને અખુટ છે. જે ગોળથી મરી શકતું હોય, તેને ઝેર શા માટે આપ્યે? તેજ મુજબ ગરીબાઇ અને સાલેસાઇના મીઠાસથી દુશ્મનોને જો જેર કરી શકાતા હોય તો મારફાડ અને ગાળગલોચનું ઝેર વાપરીને તેઓને વધારે મોટા દુશ્મન શા માટે બનાવવા જોઇયે?... ગરીબાઇ અને સાલેસાઇનું ઘણુંજ અસરકારક હથીઆર દરેક જણ પસે મોજુદ છે, પણ તે છતાં ઘણાઓ તે બાજુએ મેલીને કીનાકપાટ અને મારફાડના અસરકારક નહી પણ નુકશાનકારક હથીઆરનો ઉપયોગ કરીને સામા હેરાન થાયછે, એ તેઓની કમનસીબી છે.

## રોજ ૫ મો અસપંદાદ માહ ૪ થો તીર.



ચઢતી કેળવણી લેવાથી માણસને સાધારણ જ્ઞાન મળે છે, પણ ઇશ્વરી ડહાપણ કાંઇ તેથી મળતું નથી. અવસ્તાનો મોટો પોથો લઇને ઘણાઓ ન્યાયશ તથા યશ્તો પડપડ ભણી જાય છે, પણ તેથી કાંઇ તેઓને શાંતી મળતી નથી. કોઇબી બાબદમાં ખરૂં ખોટું શું છે તે જાણવું હોય તો માણસે પોતાના અંતકરણમાં તે માટે શોધખોળ ચલાવવી જોઇયે. એવી શોધ ચલાવનારને ખરે માર્ગે દોરવવામાં અંતકરણ કદીબી નીશફળ નીવડતું નથી. ઇશ્વરી ડહાપણ કાંઇ યુનીવરસીટીની ડીગ્રીઓથી મળતું નથી—માત્ર નેકી અખત્યાર કરયાથીજ તે મળી શકે છે. શાંતી મેળવવા માટે પાપથી નીરાળી સ્વચ્છ જીંદગી ગુજારવાની જરૂર છે. નેકી અખત્યાર કરીને સ્વચ્છ જીંદગી ગુજારનારાઓ કદીબી દુખી થતા નથી. એકબારગી દુ:ખનું વાદળ જો તેઓને માથે ઘડીભર ઘેરાય છે તો તે સવારના ધુમસની પેઠે સહેજ વખતમાં વીખરાઇ જાય છે.



## રોજ ૬ ઠો ખોરદાદ માહા ૪ થો તીર.



કુદરતના જે કાયદાથી આપણને સજા થાય છે તેજ કાયદો આપણું રક્ષણ પણ કરે છે. જે દરેક દુઃખ અને દરેક વેદના આપણે ખમ્યે છીયે તે આપણને અહુરમઝદની વધારે અને વધારે નજદીક લઇ જાય છે. જે દરેક સુખદુઃખ આપણે ભોગવ્યે છીયે, તે આપણને યાદ આપે છે કે નેકી અને બુરાઇનો બદલો વાળવામાં કુદરતનો મહાન કાયદો કેવો સંપુર્ણ અને કેવો અચુક છે. આપણે જ્ઞાન મેળવીને દુન્યામાં આગળ વધી શકાયે છીયે, પણ તે જ્ઞાન મેળવવા માટે કેટલાક રંજ અને વેદના ખમવી પડે છે. નેકીના ખ્યાલથી અને કુલ ઇનસાન જાત તરફના રેહેમદીલીના ઉભરાથી માણસનું અંતકરણ જ્યારે નરમ થાય છે અને તે સાથ તેને કુદરતના કાનુનોનું જ્ઞાન મળે છે ત્યારે તે સંપુર્ણ શાંતી ભોગવે છે. કુદરતના કાયદાઓ સંપુર્ણ હોવાથી તેમાં આપણાથી કાંઇ ફેરફાર થઇ શકતો નથી, પણ તેને બદલે આપણા વીચારો અને લાગણીઓમાં ફેરફાર તથા સુધારો કરીને આપણે પોતે જો કુદરતના કાયદાઓને અનુસરવા થઇ પડયે, તો તેથી આપણા સુખમાં વધારો થઇ શકે છે.

## રોજ ૭ મો અમરદાદ માહ ૪ થો તીર.



પરમાર્થ નાનો હોય કે મોટો, પણ તેનો બદલો અહુરમઝદ તરફથી મળયા વગર રહેતો નથી. એક લક્ષાપતી શેઠયો હજારોની સખાવત કરે અને એક ગરીબ ગુંજાસવાલો આસામી પાઇ-પઇસાની ખેરાત કરે, તે બંને અહુરમઝદની નજરમાં એક સરખાં છે, કારણ કે તેઓ બંનેએ પોતાની ગુંજાસ મુજબ એક સરખો પરમાર્થ કર્યો છે. ધર્મનો મુળ પાયો દયા અને પરમાર્થ ઉપર રચાયલો છે, અને પરમાર્થ વગર જીંદગીનું સાર્થક થતું નથી. પરમાર્થ કરતાં પૈસો કદી ખુટતો નથી. ખરો પરમાર્થ કરવામાં પૈસો જેમ જેમ ખરચાતો જાય છે, તેમ અહુરમઝદની ગેબી મદદથી તે પાછો વધુ અને વધુ ભરપાઇ થતો જાય છે.



## રોજ ૮ મો દેપાદર માહ્યા ૪ થા તીર

કામના બોજાથી નહી, પણ કામના કંટાળાથી ઘણા માણસો મરી જાય છે. તેનો અર્થ એ કે કામના ગમે એવા મોટા બોજા છતાં જો જીવ શાંત રાખીને ખુશ મીજાઝથી તે કામ ધીમે ધીમે કીધું હોય તો તેથી તંનદરોસ્તી ઉપર સહેજબી માઠી અસર થતી નથી. બીજા હાથ ઉપર કામનો બોજો ઘણો ન હોય તે છતાં થોડુંબી કામ આવી પડતાં એક માણુસ જો કંટાળી જાય અને ફફડી ચટકીને તે કામ કરે તો તેથી તેની તનદરોસ્તી ઉપર માઠી અસર થવા સાથ તેની જીંદગી ટુંકી બને છે. તેથીજ જરૂરનું છે કે મેહેનત કરવાને કોઇએબી કંટાળવું જોઇયે નહી. મેહેનત કરવા, રંજ ખેંચવા અને બીજાઓનું ભલું કરવા માટે જાતી ભોગ આપવાને ખાતરજ આપણે આ દુન્યામાં પેદા થયા છીયે. એ વાત ભુલી જઇને ઘણાઓ મોજીલી અઇયાશી જીંદગી ભોગવવાને ફોકટનાં ફાંફાં મારે છે, પણ તેઓએ યાદ રાખવું જોઇયે કે બેહેસ્તનું સુખ અને અહુરમઝદના આશીરવાદ રંજ ખેંચીને દુન્યાદારીની ફરજો અદા કરનારાઓનેજ મળે છે. જેઓ એ રંજમાંથી છટકવાની કોશેશ કરે છે, તેઓ અહુરમઝદ તરફથી મળતાં સુખથી દુર જાય છે.

## રોજ ૯ મો આદર માહ ૪ થો તીર

દુન્યાના કારોબારમાં તેમજ માણસની જીંદગીમાં અદલ ઇનસાફનો કાનુન પસરી રહેલો છે. જીંદગીના જે જુદા જુદા તબક્કા આપણે જોઇએ છીયે, અને માણસોની જે ચહડ ઉતર તથા દુ:ખી અને સુખી હાલત આપણી નજરે પડે છે તે બીજું કાંઇજ નહી, પણ દુન્યામાં પોતાનું કામ ચુપચુપ બજાવ્યા જતા વાજબી ઇનસાફના એ કાનુનનું પરીણામ છે. કેવાં કામો કરવાં અને કેવાં નહી કરવાં તે નક્કી કરવાનું અને પસંદ કરવાનું માણસના હાથમાં છે, પણ એક કામ કરયા પછી તેનાં કેવાં પરીણામો લાવવાં તે નક્કી કરવાનું માણસના હાથમાં નથી—એ પરીણામો તો અદલ ઇનસાફના અહુરમઝદના સરવોપરી કાયદા મુજબજ આવે છે અને હવે પછીબી આવવાનાજ. માણસને કાંઇબી કામ કરવાની સતા છે, પણ તે સતાની હદ તે કામમાંજ આવી રહે છે. કામ પુરૂં થયું કે તે પછી તેનાં પરીણામમાંથી છટકવાની યા પરીણામમાં કાંઇ ફેરફાર કરવાની સહેજબી સત્તા માણસના હાથમાં નથી. ગરીબ તેમજ તવંગર—દરેકના બાબમાં એ પરીણામ અહુરમઝદના અદલ ઇનસાફી કાનુન મુજબજ આવે છે.

# રોજ ૧૦ મો આવાં માહા ૪ થા તીર.



અહુરમઝદ ઉપરનો સંપુરણ ઇતબાર તે એક એવો ચશમો છે કે જેમાંથી દરેક જરથોસ્તી વૃદ્ધીમાં આગળ વધવાનો પોતાનો મારગ ખુલ્લો જોઈ શકે છે એટલુંજ નહી પણ તે મારગે આગળ વધીને બહેસ્તના દરવાજામાંથી પસાર થઇ ખુદ અહુરમઝદની હજુરમાં જઈ શકે છે. અહુરમઝદ ઉપરનાં ઇતબારમાં એકેક પગલું આગળ વધવું તે ઘણાજ ઉમદા આશીરવાદોનો વરસાદ પોતા ઉપર વરસાવવા સમાન છે. એવો ઇતબાર રાખનારાઓ માટે ભવીશના ભીતરમાં સુખ અને આબાદી સીવાય બીજું કાંઈ હોતુંજ નથી. ખુશાલી યા દલગીરીના દરેક અનુભવ સાથ તેઓના સુખના ભંડારમાં વધારો થતોજ થાય છે. મોટી આફતમાંબી તેઓને કાંઇક સુખજ સમાયલું દેખાય છે. તેઓના દીલની કાંઈ મોટી ઉમેદ પાર પડવાથી તેઓને જેટલો આનંદ ઉપજી શકે, તેના કરતાં એ ઉમેદ પાર નહી પડવાથી જે નીરાશી ઉપજે, તેમાં વધારે મોટું સુખ સમાયલું તેઓને દેખાઇ આવે છે.



## રોજ ૧૧ મો ખોરશેદ માહ ૪ થો તીર.

---

જમણે હાથે આપેલું ડાબો હાથ જાણે નહી તેજ ખરી સખાવત. અહુરમઝદના નામથી અને ફક્ત તેનેજ ખાતર આપ્યું હોય તેજ ખરો પરમાર્થ. બાતેનમાં કાંઇ સ્વાર્થી નેમ રાખીને દેખાડેલી ઉદારતા ફોકટ છે. જ્યાં "હું" અથવા "મારૂં" શબ્દ વચમાં આવ્યો, ત્યાં ગમે એવાં મહાભારત કામની ખુબીજ જતી રહેલી જાણવી. ભલું કરીને અહુરમઝદને ખુશાલ કરવો હોય, તો તે કામ કાંઇબી ધોંઘાટ વગર, બીજાઓનું ધ્યાન પોતા તરફ ખેંચવા વગર બજાવવું જોઇયે. ગરીબ લાચારોને મદદ કરીને તેની કીર્તી અહુરમઝદને અર્પણ કરી દેવી જોઇયે—જે કાંઇ આપણે કર્યું તે તેનાથી થયું છે, આપણાથી નહી એમ સમજવું જોઇયે. ઇનસાનોની ફરજ જગતમાં ભલું કરવાની અને બીજાઓ માટે આશીરવાદ સમાન થઇ પડવાની છે. એવું ભલું કરતી વખતે બદલો મળવાનો કાંઇ ખ્યાલ વટીક કરવો જોઇતો નથી.

# રોજ ૧૨ મો મોહોર માહ ૪ થા તીર.



અહુરમઝદ આપણુ ઇનસાનો પાસે શું માગે છે? એટલુંજ કે તમારી ગુંજાસ હોય તેટલું કરો. મોટા બાહોશી અને જબરી દોલતવાળા માણસો મોટો પરમાર્થ કરે યા દુન્યાની મોટી સેવા બજાવે, તેવીજ સેવા અને તેવોજ પરમાર્થ દરેક ઇનસાને કરવો જોઇયે એવી વકી અહુરમઝદ રાખતોજ નથી. અહુરમઝદે આપણી ઉપર અક્કલ બુદ્ધીની યા પૈસાની જેટલી નવાજેશ કરી હોય તેટલી—અને તેટલીજ ફક્ત—સેવા આપણે બજાવી શકયે, અને આપણી મવસર મુજબની તે સેવા અહુરમઝદની નજરમાં પુરતી છે. એક કરોડપતીની પાંચ દશ લાખ રૂપીયાની સખાવત અને એક ગરીબ માણુસની પાંચ દશ રૂપીયાની સખાવત—એ બંને અહુરમઝદની નજરમાં એક સરખી છે. કારણ કે બંને જણાએ કરેલા પરમાર્થ, તેઓ બંનેની ગુંજાસ જોતાં એક સરખો છે. ગરીબ માણસો તરફનો પરમાર્થ નાનો હોવા છતાં તે કોઇ વાર કરોડ પતીઓની લાખો રૂપ્યાની સખાવત કરતાં વધારે આશીરવાદ સમાન થઈ પડે છે. તે ધ્યાનમાં રાખીને કોઇ એબી પાઇ પૈસાની નાની સખાવત કરતાં અચકાવું જોઇયે નહી.

## રોજ ૧૩ મો તીર માહ ૪ થો તીર

જેઓ દુન્યાનું ભલું કરવાને તૈયાર છે, તેઓને પોતાની નેમ પાર પાડવા માટે હંમેશ કાંઇબી કામ મળ્યા વગર રેહેતું નથી. દરેક જરથોસ્તીને ઘટારત છે કે દુન્યાનું કાંઇબી ભલું કરવું—અલબતાં પોતાની ગુંજાસ મુજબ દુન્યાને કોઇબી રીતે ઉપયોગી થઇ પડવું. આપણે ગમે એવા ગરીબ લાચાર વા દુઃખી દરદી હોઇશું, પણ આપણે જો આસપાસ નજર કરશું તો આપણા કરતાં વધારે ગરીબ લાચાર અને વધારે દુઃખી દરદી આપણને દેખાયા વગર રેહેશે નહીં. એવાં માણસોની દુઃખી જીંદગીમાં સુખનો એક નાનો કતરોબી આપણે જો દાખલ કરી શકયે, તો તેથી આપણી ગરીબ ગુંજાસ મુજબ દુન્યામાં થોડુંકબી ભલું કરેલું કહેવાશે. આ જગતના એક નાના ભાગને—અલબતાં ઘણાજ નાના ભાગને—પોતાની ગુંજાસ મુજબ સુખી બનાવવાની દરેક માણસની ફરજ છે. અહુરમઝદે જો આપણને દુઃખ અને કંગાળીયતમાંથી બચાવ્યા હોય, તો આપણી ફરજ છે કે જેઓ દુઃખ અને કંગાળીયતમાં સબડતા હોય તેઓને આપણે બચાવવા.

# રોજ ૧૪ મો ગોશ માહ ૪ થો તીર.



નેકીનું બળ જબરૂં છે, જે માણસ દુન્યામાં નેકીથી ચાલે છે, તે કદીબી ગુંચવણમાં યા મુશ્કેલીમાં આવી પડતો નથી. જે માણસ નેકી કેમ કરવી તે જાણે છે, તે માણસ પોતાના માર્ગમાંની દરેક મુશ્કેલી દુર કરી શકે છે અને દરેક નીશફળતાને ફતેહમાં ફેરવી નાંખી શકે છે. નેકી કરવાનો રસ્તો એ છે કે માણસે પોતા ઉપર, યાને પોતાની લાગણીઓ તથા જુસ્સા ઉપર કાબુ મેળવવો. એવો કાબુ મેળવ્યાથી માણસ નેકીને પહોંચી શકે છે, અને નેકી અત્યાર કીધી કે સંપૂર્ણ શાંતીના બેહદ સુખ તથા ખુશાલીથી તેનું અંતઃકરણ છળાછળ થઇ જાય છે.



# રોજ ૧૫ મા દેપમેહેર માહ ૪ થો તીર.



આપણે જો અહુરમઝદની કાંઇબી સેવા બજાવયે નહી, તો સાચ્ચા જરથોસ્તી કહેવાઇયે નહી. અહુરમઝદની એ સેવા બજાવવા માટે ઘરની બાહેર યા શેહેરની બાહેર જવાની કાંઇ પણ જરૂર નથી. જેઓ આખો દહાડો કામકાજમાં રોકાઇ રહેતા હોય અને ગરીબ લાચારોનું ભલું કરવાનો વખત ફાજલ પાડી શકતા ન હોય, તેઓએ તેથી કાંઇ નીરાશ થવાનું નથી. દરરોજના ચાલુ કામકાજ દરમ્યાન જેઓ આપણા સંબંધમાં આવતા હોય તેઓ સાથે માયાથી વર્તવાથી, આપણા કુટુંબની અને ફરજંદોની માયાભરી જતન કરવાથી અને અગવડ સગવડે ઘરના ભરભાડુતો તથા પાડોસીઓનું કામકાજ કરી આપ્યાથીબી અહુરમઝદની સેવા બજાવી શકાય છે. ફકત એકજ સાવચેતી રાખવાની છે અને તે એ કે જેબી કાંઇ કરવું હોય, તે અહુરમઝદના નામથી અને તેને ખાતરજ કરવું. અહુરમઝદની એવી સેવાબી બદલો મળવા વગર ફોકટ જતી નથી.



# રોજ ૧૬ મો મેહેર માહ ૪ થો તીર.



જે પુરૂશ પોતાના નાના ગુનાહોને ઘણાજ ગંભીર પ્રકારના લેખીને તેનાથી દુર રહેવાની કોશેશ કરે છે, તે આયંદે મહાત્માની પંકતીએ પુગે છે. ફકત મુર્ખ માણસોજ ધારે છે કે નાના પાપ કરવામાં કાંઇ ખોટું નથી. એવા પુરૂષ જેમ તેમ મારી કુટીને પોતાનાં મનને મનાવે છે કે જયાં સુધી હું મોટી અનીતીમાં ફસ્યો નથી ત્યાં સુધી હું સદગુણી અને પહરેજગાર છું. પણ ખરૂં જોતાં તો તેનામાં સદગુણ યા પહરેજગારી જેવું કાંઇ હોતું નથી, અને દુન્યાના લોક તેને તેના ખરાં રંગરૂપમાં પીછાણી લે છે. તેની તરફ કોઇ માનની નજરે જોતું નથી અને કુચ્છ બીસાદ વગરના માણસ તરીકે તેને પસાર કરી દેવામાં આવે છે. જે નાના પાપોને તે નજીવાં ગણે છે, તેજ તેના બેહેસ્તના સુખની આડે આવે છે. જે માણસ નાના ગુનાહો ઉપર કાબુ મેળવે છે, તે મોટાં પાપોથી સદંતર નીરાળો રહી બેહેસ્તના માર્ગમાં યાહોમ આગળ વધ્યો જાય છે.



# રોજ ૧૭ મો સરોશ માહ ૪ થો તીર.

કેટલાકો ભવીષની મુશકેલી માટે મનમાં ચાલુ મુઝાયા કરે છે. એવો બળાપો કરતી વખતે તો તેઓ તદન તનદરોસ્ત અને પાંચ પૈસે સુખી હોય છે, પણ તે છતાં તેઓને બીક લાગ્યા કરે છે કે રખેને આગળ ચાલતાં બીમાર પડી જઈયે ને ખાટલો લાગે—રખેને પૈસા જતા રહે ને મુશ્કેલસીમાં આવી પડયે! હવે એ ઉકીકો બળાપો નહી તો બીજું શું? લોકોનો મોટો ભાગ એવી રીતે બીનજરૂરી ધારતી ફીકરથી મનમાં મુઝાયા કરે છે—જે બીમારી વા જે આફત કદાચ કદીબી આવશે નહી, તે માટે તેઓ રાત દીવસ ફોકટના ધુજયા કરે છે. એવી રીતે ભવીષનો વીચાર કરતી વખતે ભવીષને ખ્યાલી દુઃખ દરદો અને આફતોથી ભરપુર થયલું માની લેવુ તે જીંદગી ગુજારવાની ઘણીજ કંગાળ અને અફસોસ કરવા લાયક રીતી છે. બેશક, આપણુ સઘળાંઓ માટે કાંઇક ખરેખરી આફત અને મુશકેલી ભવીષના ભીતરમાં છુપાયલી હોય છેજ પણ તે છતાં કાંઇબી બીક વગર મન મોકળું રાખીને ફરવાની આપણી ફરજ છે, કારણકે મુશકેલી અને આફત જયારે ખરેખર આવશે, ત્યારે અહુરમઝદ પોતાનો બળવાન હાથ આપણુને મદદ કરવા માટે આપણી તરફ લંબાવ્યા વગર રહેશેજ નહી.

## રોજ ૧૮ મો રશના માહ ૪ થો તીર.

માણસની બે આંગળની નાની જીભલી ઘણી-વાર જબરી કમાલ કરે છે. તે બીજાઓને જ્ઞાન આપીને તેઓને ડહાપણવાળા બનાવે છે. મીઠા બોલોથી તે દુખ્યાંઓને દીલાસો દઇ શકે છે અને દુન્યાદારીની જંજાળથી ઉદાસ થઇ ગયલાઓને પાછા આશાવંત બનાવે છે. ભુલડ અને ઉછાછળા જીવડાઓના કાનમાં સાવચેતીના શબ્દો રેડીને તે તેઓની શુદ્ધી ઠેકાણે લાવે છે. એજ નાનકડી જીભલી ગોયા મુવેલાં મુડદાંઓનેબી પાછાં જીવતાં કરે છે, એમ કહેવામાં કાંઇ સગપાત નથી. આ આપણી જીભલીની એવી મહાન શકતી અહુરમ-ઝદનેજ અર્પણ કરીને તે તદન સ્વચ્છ રાખવાની આપણી ફરજ છે. જે હોઠોમાંથી "અષેમ" અને "યથા"ના ઘણાજ પવીત્ર કલામો દીવસમાં એક નહી પણ અનેક વાર બાહેર પડે, તે હોઠોને અને જીભલીને ગાલગલોચ ભરયા શબ્દોથી અથવા કોઇની નીંદા યા બદગોઇથી કદીબી અપવીત્ર થવા દેવાં જોઇયે નહી. જીભ અને હોઠોનો એવો ઉપ્યોગ કરવો કોઇબી પ્યરા જરથોસ્તીને ઘટારત નથી.

## રોજ ૧૯ મો ફરવરદીન   માહ ૪ થો તીર.

જંગભુમીમાં ચાલતી લડાઇ અને આ દુન્યામાં માણસોને ચલાવવી પડતી જીંદગીની લડત—એ બે વચ્ચે ઝાઝો ફરક નથી. લડાઇના મેદાનમાં કોઇવાર સીપાહીઓને હુકમ કરવામાં આવે છે કે કાંઇબી હીલચાલ ન કરતાં બસ સીધા ટટણબાર જોયા ઉભા રહીને દુશમનો જે કાંઇ કરે તે મુગે મોહડે કરવું. એવી રીતે નકામા ઉભા રહેવાથી તેઓને જેટલો કંટાળો લાગે છે, તેટલો બીજાં કશાંથી લાગતો નથી. આપણી જીંદગીની લડત દરમ્યાંન પણ ઘણીવાર એવોજ પ્રસંગ આવે છે. તે વખતે ધીરજથી બેસી રહીને જોયા કરવા સીવાય બીજો કાંઇ ઉપાય રહેતો નથી. દરેક જણને પોતાની જીંદગીમાં ઘણીવાર એવો અનુભવ મળે છે કે જ્યારે બેસીને જોયા કરવાથીજ ફતેહ મેળવી શકાય છે. એવા પ્રસંગે બીનજરૂરી દોડધામ કરવાને બદલે અહુરમઝદ પોતે જે કાંઇ કરે તે બેસીને જોયા કરવામાંજ લાભ છે. જેઓ એવા પ્રસંગે અધીરા બની જઇને અહુરમઝદને તેનું કામ કરવા ન દેતાં પોતે બીનજરૂરે વચ્ચે માથું મારે છે, તેઓને મોટું નુકશાન થાય છે એટલુંજ નહી પણ કોઇવાર કીંમતી જાનની બરબાદી વહીક થાય છે.

## રોજ ૨૦ મો બેહેરામ માહ ૪ થો તીર.

અહુરમઝદ દેખાતો નથી ત્યારે તેને આરાધ્યે કેમ? તેને ખુશનુદ કેમ કરયે? ઘણાઓ આ સવાલ પુછે છે. પણ તેઓએ યાદ રાખવાનું છે કે અહુરમઝદ દેખાતો નથી, છતાં તે દુન્યામાં દરેક ઠેકાણે હાજર છે. જેઓ તેને ખરાં દીલથી આરાધે છે અને યાદ કરે છે તેઓને, અહુરમઝદ અણદીઠ છતાં, તેની હાજરી માલમ પડયા વગર રેહેતી નથી. દુઃખ અને આફત વખતે ખરાં દીલથી કરેલી બંદગીનો જે જવાબ મળે છે અને આફતની જે શાંતી થાય છે તે અહુરમઝદ સીવાય બીજું કોણ કરે છે? અહુરમઝદ દરેક ઠેકાણે અને દરેક વખતે હાજર છે. આપણી મરજી પડે ત્યારે કોઇબી વખતે તેને ખુશનુદ કરનારાં કામો આપણે કરી શકીએ એમ છે. કોઇબી માણસ તરફ અહુરમઝદનાં નામથી માયા મેહેરબાની દેખાડવી તે ખુદ અહુરમઝદ તરફ માયા મેહેરબાની દેખાડવા સમાન છે. એ મુજબ ગમે એવી સુસ્ત જીંદગીમાં પણ દરેક કામ અહુરમઝદનાં નામથી અને તેને ખાતર કરયાથી જીંદગીમાં કાંઇ અજબ રસકસ ઉમેરાય છે.



## રોજ ૨૧ મો રામ માહ ૪ થો તીર.

નેકી અને સદગુણમાં સંપુર્ણ થયલાં માણસો દુન્યામાં ઘણા થોડાંજ હોય છે. લગભગ દરેક માણસમાં કાંઇને કાંઇ ખામી હોય છેજ, અને તે છતાં ઘણા માણસો પોતાની ખામી ભુલી જઇને બીજાઓની ખોડખાપણ કહાડવામાં ઘણાજ ઉલટમંદ રહે છે. પણ બીજાઓની ખામી કહાડતી વખતે પહેલાં આપણા પોતાનામાં શું દુરગુણ અને ખામી છે તે શોધી કહાડવાની આપણે કોશિશ કરવી જોઇયે. તેમ કરવાથી ઘણાઓને સામા ધણીના કરતાં ખુદ પોતાનામાં કદાચ વધારે દુરગુણ માલમ પડશે. એકબારગી સામો ધણી દુરગુણમાં આપણા કરતાં ચઢીયાતો બી હોય, તો પણ તેની તરફ ધીક્કાર નહી પણ દીલસોજી બતાવવાની જરૂર છે. જેઓ સદગુણ અને નેકીમાં આપણાં કરતાં વધારે આગળ વધેલા હોય, તેઓ આપણા માનને લાયક છે—જેઓ આપણા કરતાં ઉતરતા હોય તેઓને આપણા ધીક્કારની યા ઠપકાની જરૂર નથી, પણ આપણી તરફની દીલસોજી અને રાહબરીની જરૂર છે.

## રોજ ૨૨ મો ગોવાદ માહ ૪ મો



એક માણુસની આસપાસના સંજોગો કદીબી તેની વીરૂધ જતા નથી, પણ સામા તેને મદદ કરે છે. ઉદાસી, બળાપો અને ખીજવાટ, ચીંતા અને બરબડાટ, એ સઘળાં મનના દરદો છે. જેઓ એ દરદોથી પીડાતાં હોય તેઓએ પોતાનાં વિચારોમાં તેમજ પોતાની વર્તણુંકમાં સુધારો કરવો જોઇયે. અલબતાં દુન્યાં બદી અને કંગાળીયતથી ભરપુર છે તે ખરી વાત, પણ તે બદી અને કંગાળીયતમાં ગરકાવ થયલાં માણસોને આપણી તરફની દયા અને દીલસોજીની જરૂર છે, નહી કે આપણી તરફની ઉદાસી અને બળાપાના ઉમેરાની. ખુશાલી, ખુશમીજાઝ અને સંતોશ દુન્યામાં બહુ થોડાં છે અને લોકોનાં ભલાં માટે આપણે જે કાઇબી આપી શકતા હોઇએ તો તેજ છે. જે માણુસ નમનતાઇવાળો, દયાળુ અને સંતોશી થતાં શીખ્યો નંહોય, તે સ્કુલ અને કોલેજની કેળવણી લેવા છતાં, યુનિવરસીટીની ચઢતી ડીગ્રીઓ ધરાવવા છતાં કાંઇબી જીવ જેવું શીખેલો કહેવાયજ નહી.



## રોજ ૨૩ મો દેપદીન માહ ૪ થો તીર.

આખી જગતમાં સઘળાઓને એક સરખો ન્યાય મળ્યો જાય છે. અહુરમઝદનો ઇનસાફી કાયદો એ ન્યાય આપવાનું કામ ગુપચુપ રાત દહાડો ચાલુ બજાવ્યો જાય છે. જુદાં જુદાં માણસો આજે જે સ્થીતીમાં આપણને દેખાય છે તે સ્થીતી તેઓની આગલી વર્તણુંકનું પરીણામ છે અને તે પરીણામ અહુરમઝદના અદલ ઇનસાફી કાયદાથીજ આવ્યું છે. માણસને આ દુન્યામાં પોતાની મરજી મુજબ વર્તવાનો અખત્યાર છે, પણ તે વર્તણુકનાં પરિણામ પોતાની મરજી મુજબ લાવવાનો તેને અખત્યાર નથી. એ પરીણામ લાવવાનું કામ અહુરમઝદના અદલ ઇનસાફી કાયદાનું છે. સારાં યા નરસાં—કોઇબી કામનું અહુરમઝદના કાયદાને અનુસરતું વાજબી પરીણામ આવ્યા વગર રહેતું નથી. એ પરીણામમાંથી માણસ છટકી શકતો નથી, યા તેમાં કાંઇ વધઘટ કરી શકતો નથી.



## રોજ ૨૪ મો દીન માહ ૪ થો તીર.



આપણાં સગાંવાહલાંઓ અને દોસ્ત આસનાવોનીજ કાંઇ આખી દુન્યા બનેલી નથી. આપણા કુટુંબ સાથે માયાથી વર્તયે અને આપણે આધારે પડેલાંઓને સુખ આપવાની કાળજી રાખ્યે તે બેશક વાજબી છે. પણ તેથી કાંઇ એમ નથી ઠરતું કે આપણા બીજા ભાઇબંધોને આપણે ભુલી જવા જોઇયે. આપણા પોતાના લાભો આગળ વધારવાની કોશેશ કરતાં આપણા સઘળા ભાઇબંધોનો યાને આપણી આખી કોમનો આપણે વિચાર કરવો જોઇયે. કુવામાં વસ્તો દેડકો તે કુવામાંજ આખી દુન્યા સમાઇ ગયલી માને છે. તેજ મુજબ ફક્ત આપણા કુટુંબનોજ વીચાર કરીને આખી દુન્યા આપણા નાના કુટુંબમાંજ સમાઇ ગયલી આપણે માનવી જોઇયે નહી. આપણો હમજાતી જયાંબી હોય, ત્યાં તે આપણો એક ભાઇબંધજ છે—તે હીંદુસ્તાન, ચીન, વીલાયત કે આફ્રીકા, ગમે ત્યાં હોય, પણ ને છતાં તે આપણો એક ભાઇબંધ છે, અને આપણાથી બની શકે તેટલું તેનું ભલું કરવાની આપણ દરેકની ફરજ છે.



# રોજ ૨૫ મો અરસીસંગ માહ ૪ થો તીર.



ફરજ બજાવતાં મરવું, એ હીચકારા બનીને જીવવા કરતાં લાખ દરજ્જે બેહેતર છે. કાંઇ ફરજ બજાવતી વખતે મોટો જોખમ માલમ પડે વા મોટો ભોગ આપવાની જરૂર જણાય, તોપણ તે ફરજ બજાવવાથી પાછળ હઠવું જોઇયે નહી. આત્માને ધોકો પુગાડયા વગર ફરજ આગળથી પાછળ હઠી શકાતુંજ નથી. કોઇવાર એવો પ્રસંગ આવે છે કે જ્યારે જીંદગીનો સૌથી સરસ ઉપયોગ કરવા માટે આપણો જાન છોડી દેવાનું વાજબી થઇ પડે છે. ફરજ બજાવવાની છોડી દઇને જીંદગીને બચાવવી, તે જીંદગી જીવવા લાયકની ગણાતી નથી. સબબ, તે જીંદગીને ડાઘ લાગી ચુકો છે અને તેને બચાવ્યાથી તેની કીર્તી જતી રહી છે. તેથીજ દરેક સાચા જરથોસ્તીએ પોતાનો જાન જતો હોય તો તે જવા દઇને પણ પોતાની ફરજ બજાવવી જોઇયે અને તે જાન બચાવવાને ખાતર પોતાની ફરજથી પાછળ હઠવું જોઇયે નહીં.



## રોજ ૨૬ મો આસતાદ માહ ૪ થો તીર.



અહુરમઝદની ખુશનુદીમાંજ માણસની ખુશનુદી સમાયલી છે. એટલે એમ કે દાદાર અહુરમઝદ ખુશી થાય એવું દરેક કામ કરવા સાથ માણસ બેહેસ્તના માર્ગમાં એકેક પગલું આગળ વધે છે. અહુરમઝદને ખાતર કરેલાં દરેક ભલાં કામની કાંઈબી ધનનસલ પાછળથી આ દુન્યામાં કદાચ નહીબી રહે, પણ એવું દરેક કામ આપણી પોતાની જીંદગી ઉપર તો કદીબા ન ભુસરાય એવો છાપ બેસાડે છે. અહુરમઝદ તરફના ભક્તીભાવ સાથ કીધેલાં દયાના યા પરમાર્થના કામથી આ જગતમાં કોઈબી માણસને કાંઈ લાભ થયો ન હોય તોપણ એવું કામ તે કરનાર ધણી માટે પોતા પાછળ મોટો આશીરવાદ મેલી જાય છે. મોહડું જોવાની આરસી ઉપર સુરજનું તડકું પડતાં તે તડકાંનો પડછાયો પાછો જેમ સામી બાજુએ પડે છે, તેજ મુજબ આપણે કોઈનું ભલું ઇચ્છીયે, યા ભલું કરયે, તો પેલા પડછાયાની માફક આપણી ભલી ઇચ્છા અને ભલાં કામની રૂડી અસર પાછી આપણી પોતાની તરફ ખેંચાઇ આવે છે.



# રોજ ૨૭ મો આસમાન માહ ૪ થો તીર.



સ્રષ્ટીના કાયદાઓ માણસ જેમ બનાવી શકતો નથી, તેમજ રદ પણ કરી શકતો નથી. દુન્યાના લોકોને જે દુઃખ અને સંકટ ખમવાં પડે છે, તેનું મુળ એ કાયદાઓના અજ્ઞાનપણામાંજ સમાએલુ છે. એ કાયદાઓ તરફ તુરછકાર બતાવીને તેનું ઉલ્લંઘન કરવું એ શરાસર મુરખાઇ છે. વધારે સુખી કોણ—સરકારના કાયદા તોડીને ચોરી કરનારો ચોર, કે તે કાયદાને માન આપીને ચાલનારો પ્રમાણીક શેહેરી? વધારે ડાહયો કોણ—બદી અખ્ત્યાર કરનારો બેવકુફ કે અશોઇનો માર્ગ અખ્ત્યાર કરનારો નેક પુરૂષ? એક માણસ ભલો યા બુરો હોય, તે બીજું કાંઇજ નહી પણ તેની ભલી યા બુરી ખાસીયતનું તે પરીણામ છે. એક બુરા માણસને ભલો બનાવવાનું કામ કોઇથી બની શકે તેવું નથી. જે બની શકે તેવું છે તે એજ કે તેની બુરી ખાસીયતમાં સુધારો કરાવવો. ખરાબ ખાસીયત દુર થઇ કે તે પછી તે માણસ પોતાની મેળેજ સુધરી જશે. નેક ખાસીયતના માણસો દુન્યામાં મહાભારત કામો કરી શકેછે—તેઓ જીંદગીની કોઇબી નેમ પાર પાડવામા કદીબી નીશ્ફળ નીવડતા નથી.

## રોજ ૨૮ મો જમીયાદ માહ ૪ થો તીર.



માણસ જો પોતાનું સુખ અને મનની શાંતી જાળવી રાખવા માંગતો હોય, તો આખી સૃષ્ટીનો કારોબાર અચુક રીતે ચલાવી રહેલા અહુરમઝદના એક મુળ કાનુનનું જ્ઞાન તેણે મેળવવું જોઇયે. એ કાનુન બીજો કાંઇજ નહી, પણ ઇશ્વરી ઇનસાફનો કાનુન છે. આપણી જીંદગીના ઉકળાવી ન શકાય એવા ભેદ વચ્ચે અને જીંદગીના તરેહવાર દુઃખ સુખ વચ્ચે આપણુને કાંઇક સધ્યારાની જરૂર પડે છે. તે સધ્યારો ઇશ્વરી ઇનસાફને લગતા અચુક કાનુનનું જ્ઞાન મેળવ્યાથી મળે છે. માણસોના ઇનસાફ વચ્ચે ફરક પડે છે અને દરેક જણ પોતાના જુદાં જુદાં મત મુજબ જુદો જુદો ઇનસાફ કરે છે. પણ અહુરમઝદનો ઇનસાફ એકજ છે—તે સદા અચુક, વાજબી અને સાચો હોય છે. માણસ જો એ ઇનસાફનો કાનુન બરાબર સમજે, તો તુરતજ પીછાણી શકે કે તેની ઉપર પડતું દરેક દુઃખ સુખ એ બીજું કાંઇજ નહી, પણ તેની પોતાની કરણીને-અંજામ અને અહુરમઝદ તરફના વાજબી ઇનસાફનું પરીણામ છે.



# રોજ ૨૯ મો મારેસપંદ માહ ૪ થો તીર.

મુશ્કેલી યા આફત આવી પડે ત્યારે કોઇ ફરેસ્તા કરાવવાની અને કોઇ આતશબેહેરામને માચી ચહડાવવાની બાધા લે છે. પણ મુશ્કેલી વખતેજ ધર્મને યાદ કરવો અને સુખના દીવસોમાં તેને ભુલી જવો એ કાંઇ ખરી ધાર્મિક જીંદગી ગુજારવાની રીત નથી. આફત અને ઉદાસી વખતે આપણુને ધર્મની જેટલી જરૂર છે તેટલીજ સુખ અને આબાદીના વખતમાં પણ અહુરમઝદને યાદ કરવાની અગત છે. જરથોસ્તી ધર્મ આપણી ખુશાલીમાં વધારો કરવા માટે જેટલો ઉપયોગી છે તેટલોજ આપણી ગમગીની દુર કરવા માટે અગત્યનો છે. મધરાત્રે જેટલા સેતારા આપણુને દેખાય છે, તેટલાજ સેતારા ખરી બપોરેઆ આસમાન ઉપર હોય છે. પણ સુરજના બેહદ ઝળકાટને લીધે એ સેતારાઓ બપોરના આપણે જોઇ શકતા નથી. તેજ મુજબ આપણા દુઃખ અને આફતની સીહા રાત્રે, આપણને સધ્યારો આપનારા જે ઝળકતા સેતારા આપણા ધર્મદીનમાં આપણુને દેખાય છે, તેજ સેતારાઓ આપણા સુખ અને આબાદીની ખરી બપોરે પણ આપણે માથે ઝલકી રહે છે અને સુખ તથા આબાદી વચેની ધાર્મિક જીંદગી ગુજાર્યાથી આપણા સુખમાં વધારો થયા વગર રહેતો નથી.

## રોજ ૩૦ મો અનેરાન માહ ૪ થો તીર.

જેમ જમાનાઓ બદલાતા જાય છે, તેમ નવા નવા ધર્મો હસ્તીમાં આવતા જાય છે. પણ નેકીના મુળ ધોરણો તો અગાઉ જે હતા, તે આજેબી છે અને હવે પછીબી તેજ રહેશે. એક માણસ ગમે તે ધર્મ પાળતો હોય તેની કાંઇ પરવા નહી, પણ તે જો દરરોજ પોતાના પાપો સામે લડત ચલાવીને પોતાનાં અંતઃકરણને સ્વચ્છ કરવાની કોશેશ કરતો હોય, તો તે નેકીને માર્ગે ચાલતો કહેવાય. મહાત્માઓ અને પયગમબરોએ પોતાના જ્ઞાન અને અનુભવથી નેકીનો માર્ગ શોધી કહાડયો અને તે માર્ગ લોકોને તેઓ દેખાડી ગયા છે. જેઓ પાપને તજી દે છે, તેઓ એજ માર્ગે આગળ વધે છે. નેકીનો માર્ગ ગોકાબનું બીછાનું નહીં, પણ ખાડાખાબોચીયાંથી ભરપુર કાંટાવાળો માર્ગ છે. એ માર્ગે આગળ વધવાનું કામ લગાર બીકટ છે, પણ જેઓ હીમત રાખીને આગળ વધે છે તેઓ કાંઇબી ફીકર ચીંતા વગરની નીરાંત જીંદગી ભોગવીને બેહેસ્તના સુખ ભણી આગળ વધે છે.

## રોજ ૧ લો હોરમજદ માહ ૫ મો અમરદાદ.



અહુરમઝદને પસંદ પડે એવી ખરેખરી ધાર્મીક અને નેક જીંદગી ગુજારવા માટે દુઃખ, આફત અને નીરાશીની મોટી જરૂર છે. દુઃખ અને આફત વચેજ ખરી આત્મીક જીંદગી તેના પુરબહારમાં ખીલી નીકળે છે. દુન્યામાં ઘણીક જાતના લોભ લાલચો આપણને લલચાવીને આડે માર્ગે દોરવી લઇ જવાની કોશેશ કરે છે અને તે સામે મન મક્કમ રાખીને લડત ચલાવતાં આપણે ઘણીકવાર કાયર થઇ જઇયે છીયે. પણ એ લોભ લાલચો ખરૂં જોતાં તો આપણને માટે મોટા આશીરવાદ સમાન છે, કારણ કે મન મક્કમ રાખીને બદી સામે લડત ચલાવવાની તે આપણને તાલીમ આપે છે અને એ રીતે અહુરમઝદને પોંહચવાના માર્ગ તરફ આપણને દોરવી લઇ જાય છે. બદી સામે લડત ચલાવતાં બેશક આપણને ઘણો કડવો અનુભવ મલે છે, પણ એ લડતજ આપણને ઉત્તમ પાઠો શીખવીને અશોઇની ઉંચી ટોચે લઇ જાય છે.



## રોજ ૨ જો બહુમન માહ ૫ મો અમરદાદ.



શરીરને સાફ રાખવાની જેટલી જરૂર છે તે કરતાં દશગણી વધારે જરૂર અંતઃકરણને સ્વચ્છ રાખવાની છે. આપણે વીચારથી, લાગણીથી અને ખરાબ ખાસીયતથી અહુરમઝદના માર્ગથી વેગળા જઇયે છીએ, જે સઘળાં ઉપર અંતઃકરણનો કાબુ છે. આથી અંતઃકરણને જો સ્વચ્છ રાખવાની સંભાળ લીધી હોય તો અહુરમઝદના માર્ગથી વેગળા જવાયજ નહી. આપણી અંતરની આત્મીક સ્થીતી કેવી છે તે દરેક જણે તપાસવી જોઇયે. આપણે પરમાર્થ કરવાની ઉલટ ધરાવતા હોઇયે, સચ્ચાઈની હીમાયત કરતા હોઇયે, અને તે છતાં અહુરમઝદની આરાધનામાં પછાત હોઇયે અને અંતઃકરણ જોઇયે તેટલું નરમ રાખતા ન હોઇયે, એ બનવાજોગ છે. વખતે વખત અંતઃકરણની તપાસ રાખ્યાથી એ ખામીઓ દુર કરી શકાય છે અને તે દુર થવા સાથ બેહેસ્તના માર્ગમાં આગળ વધીને અહુરમઝદને પહોંચી શકાય છે.



## રોજ ૩ જો અરદીબેહેસ્ત માહ ૫ મો અમરદાદ.

જે માણુસ દુન્યામાં સુખી થવા માંગતો હોય, તેણે પહેલાં બીજાઓને સુખી બનાવવાની કોશેશ કરવી જોઇયે. જે ખેડુત અનાજનો મોટો પાક મેળવવા ઇચ્છતો હોય, તેણે પહેલાં પોતાની પાસે જે થોડાં ઘણાં બીયાં હોય, તે જમીનમાં નાંખી દેવાં જોઈયે. તે જો લોભ કરીને બીયાં જમીનમાં નહી નાંખે, તો તેને મોટો પાક મળે નહી એટલુંજ નહી, પણ પેલાં બીયાંબી સડી જઇને નાશ પામે, અને એ રીતે બીયાં તેમજ પાક, બંને તેના હાથમાંથી જાય. બીયાં જમીનમાં નાંખ્યાથી તેના હાથમાંથી જતાં રહે છે ખરાં, પણ તે જતાં રહેવા પછી ત્રણ ચાર મહીનાની મુદતમાં અનાજનો જબરો મોટો પાક તેના હાથમાં આવે છે. માણસની જીંદગીના બાબમાંબી તેમજ છે. આપણે ગરીબુ ગુરબાંઓને કાંઈ આપ્યે, તો જેટલું આપ્યું હોય તે કરતાં બહુ વધુ આપણને પાછું મળે છે. જેમ પૈસાનું તેમજ ગ્નાનનુંબી સમજવું. ટુંકમાં દોલત, પૈસાટકા, યા ગ્નાન કાંઇબી સંઘરી રાખવું તે ગુમાવી દેવા સમાન છે—તેને બદલે હાજતમંદોને છુટે હાથે તેનો લાભ આપવાથી તે ચીજ બહુ વધુ જથ્થામાં આપણને પાછી આવી મળે છે.

## જ ૪ થો શેહરેવર માહ ૫ મો અમરદાદ.



અહુરમઝદ આપણને પોતાને માંગે છે—નહી કે આપણા કામને. એટલે એમ કે જે માણસ ધર્મ ઉપર ઇતબાર રાખ્યા વગર, અને અહુરમઝદ તરફ ફીદાગીરી બતાવ્યા વગર, માત્ર દુન્યાદારીની ફરજ તરીકે ભલાં કામો કરે, તો તેની કીંમત અહુરમઝદની નજરમાં ઝાઝી થતી નથી. દુન્યાની સેવા બજાવવા સાથ અહુરમઝદને આરાધવાની જરૂર છે. અહુરમઝદ એવી આરાધના પહેલે, અને દુન્યાની સેવા તે પછીજ, માંગે છે. દીલોજાનથી અહુરમઝદની આરાધના કરવાના કરતાં દુન્યાની કાંઇક સેવા બજાવવાનું વધારે સહેલું છે. તેથીજ હાલના સુધરેલા જમાનાની ધાર્મીક જીંદગીની વલાણ કાંઇક એવી થઇ પડી છે કે થોડી ઘણી સખાવત યા પરમાર્થ કરવામાંજ લોકો પોતાની સઘળી ફરજ આવી રહેલી માને છે અને અહુરમઝદને યાદ કરવાની યા તેની આરાધના કરનારાં માંથ્ર પઢવાની તકલીફ તેઓ લેતાં નથી. એવા આસામીઓની આંખો ઉંઘાડવાની જરૂર છે કે અહુરમઝદ તરફના ભક્તીભાવ વગર બજાવેલી ગમે એવી મોટી સેવા તેની નજરમાં કીંમત વગરની છે.

# રોજ ૫ મો અસ્પંદાદ માહ ૫ મો અમરદાદ.



જીંદગીમાં ઉંચા પ્રકારની ફતેહ મેળવવા માટે માણસે ચીંતા, ઉતાવળ અને ધરપચ—એ ત્રણ ચીજોને છોડી દેવી જોઇયે. ખંત રાખીને ચોક્કસ મુકરર કરેલા માર્ગે ધીમે ધીમે આગળ વધ્યાથી આખરે તે માર્ગને છેડે જઇ પુગીને ફતેહ મેળવી શકાય છે. પણ આગળ વધતાં જો વચમાં આડા નીકળી ગયા યા પાછળ હઠયા, તો ફતેહ સદા દુરની દુરજ રહે છે. સૌથી ઉંચા પ્રકારની ફતેહ મેળવવા માટે જે માર્ગ અખત્યાર કરવાનો છે, તે નેકીનો માર્ગ છે. કોશેશ—વધુ કોશેશ—અને ફરી ફરીથીની કોશેશ વગર એ માર્ગે આગળ વધી શકાતું નથી. પણ એક વાર મેહેનત લઇને જેઓ આગળ નીકળી જાય છે, તેઓને પાછળથી આડે રસ્તે જવાની લાલચ થતી નથી અને નેક જીંદગીનું એવું ઉમદા ફળ તેઓને મળે છે કે તેઓની આખી જીંદગીભરની મેહેનતનો પુરેપુરો બદલો તેથી વળી રહે છે. કોઇબીજાતની નેકી—નાની યા મોટી—પુરેપુરો બદલો આપ્યા વગર કદીબી ખાલી જતી નથી.



## રોજ ૬ થો ખોરદાદ માહ ૫ મો અમરદાદ.

પરવરદેગારની રાહરીતી બાબે સવાલો પુછવાનો આપણ ઇનસાનોને કાંઇ પણ હક નથી. ફલાણા ધણીના એકપુરા દીકરાને તેણે કાં તેડી લીધો અને મરતાંને મર નહી કહે એવા એક બીજા ધણીને ખુવાર કાં કીધો એ પુછવાનું આપણું કામ નથી-બલકે ખરૂં કહીયે તો તેનો ભેદ સમજવાની શકતી આપણામાં નથી. તેથીજ અહુરમઝદની રાહરીતીનો ભેદ સમજવા અને તેનાં કારણો શોધી કહાડવા માટે ફોકટની માથાકુટ્ખણ નહી કરતાં, તે જેબી કાંઇ કરે તે આપણાં ભલાને માટેજ છે, એમ માની લઇને તેની ઉપર ઇતબાર રાખવામાં વધારે લાભ છે. અહુરમઝદની રાહરીતીના ભેદ જો આપણ ઇનસાનો સમજી શકીયે તો પછી તે ખોદાય કહેવાયજ શાનો? પરવરદેગાર જેબી કાંઇ કરે છે તે આપણ ઇનસાનોનાં ભલાને માટેજ કરે છે એમ માની લઇને નીરાંતે બેસવું, એના જેવો ઉતમ માર્ગ બીજો કોઇ નથી. તે પછી આયંદે એક વખત એવો આવશેજ કે જયારે અહુરમઝદની ભલાઇ અને ઇનસાફ માટે આપણને ગુંચવણમાં નાખનારા દરેક બનાવનો ભેદ આપણી નજર સામે બહદન ખુલ્લો થશે.

**રોજ ૭ મો અમરદાદ માહ ૫ મો અમરદાદ.**

દુન્યામાં સુખી થવા માટે સાદી સમજશક્તીના કરતાં ધર્મ વધારે ઉપયોગી છે. દાખલા તરીકે કાંઇ મોટાં કામનો બોજો આપણી ઉપર આવી પડતાં આપણે જો તે માટે કંટાલીયે યા ફફડી ચટકીને અકાળગ્રીંક કર્યે, તો તેથી તે કામ સહેજબી સહેલું થતું નથી, પણ સામુ તે કામ કરવાની આપણી શક્તી અને હીંમત ઓછી થઇ જાય છે. એ વાત આપણે સાદી સમજ શક્તીથી જાણી શકીયે છીયે. તેજ મુજબ અટકાવી ન શકાય એવી કાંઇ આફત આવી પડતાં આપણે જો તે માટે રડી-કુટીને બળાપો કર્યા કર્યે, તો તેથી તે આફત કાંઇ ઓછી થતી નથી, પણ સામુ એ આફતનું દુ:ખ સહન કરવાનું આપણે માટે વધારે મુશ્કેલ થઇ પડે છે. એ વાતબી આપણે સાદી સમજશક્તીથી જાણી શકીયે છીયે. પણ સાદી સમજ શક્તી જ્યારે એટલામાંજ અટકે છે, ત્યારે ધર્મ આપ-ણુને એ કરતાં વધારે આગળ લઇ જાય છે. તે આપણુને શીખવે છે કે અહુરમઝદ ઉપર ઇતબાર રાખીને દુ:ખ, આફત અને સંકટ સામે આપણે જો બળતવારીથી લડીશું તો એ સંકટો આપણુને માટે આશીરવાદ સમાન થઇ પડીને વધારે ઉંચ જીંદ-ગીભણી આપણુને ખેંચી લઇ જશે.

## રોજ ૮ મો દેપાદર માહ ૫ મો અમરદાદ.



અહુરમઝદનું તાજ તે અશો જીંદગી છે—તેનો રાજદંડ તે શાંતીનો રાજદંડ છે, અને તેનું રહેઠાણ દરેક ઇનસાનના અંતઃકરણમાં છે. દરેક અંતઃકરણમાં બે રાજા છે, પણ તે બેમાંનો એક ઠગારો અને જુલમગાર છે. તેનું નામ સ્વાર્થ છે. તેના કામો ગુસ્સો, હવસ, ધીક્કાર અને મારામારીથી ભરપુર છે. બીજો રાજા, તે ખરો રાજકર્તા છે. તેનું નામ "પરમાર્થ" યાને અહુરમઝદ છે. તેના કામો અશોઇ, પ્યાર, નરમાશ અને શાંતીથી ભરપુર છે. હવે કહો કે એ બેમાંના કયા રાજકર્તાને તમો નમશો—એ બેમાંથા કયાને તમારાં અંતઃકરણમાં તખ્તનશીન કરશો? ખચીતજ શાંતી અને અશોઇના રાજકર્તાને અંતઃકરણમાં ગાદીભીશિક કરવાની દરેક ઇનસાનની ફરજ છે. ખરો સુખી અને અમર્ગ તે નર છે કે જે પોતાના અંતરમાં અહુરમઝદની જગા કરીને તેના અવાજ મુજબજ દુન્યામાં વર્તે છે.



## રોજ ૯ મો આદર માહ ૫ મો અમરદાદ.

દુન્યાના સઘળા ઇનસાનોના આપણે કરજદાર છીએ. જે દરેક ઇનસાનને આપણે મળીએ તેનું કાંઇક ભલું કરવાની ફરજ આપણે માથે છે. ચુસ્ત જરથોસ્તીઓ તરીકે આ દુન્યામાં આપણું કામ બદીમાં ફસી પડેલાં ઇનસાનોને બચાવવાનું, તેઓને મદદ કરવાનું અને તેઓને નેકીના માર્ગ ઉપર ચલાવવાનું છે. દરેક દુઃખી ઇનસાન માટે આપણી પાસે સધ્યારાના કાંઇક મીઠા શબ્દો હોવા જોઇએ. જયાં ગલીચી અને બદી આપણી નજરે પડે ત્યાં સ્વચ્છતા અને પવીત્રાઇ દાખલ કરવાની આપણે કોશેશ કરવી જોઇએ. જયાં ક્રોધ, વેર ને ભુંડાશ દેખાય ત્યાં ધીરજ રાખીને અને ભુંડાઇના બદલામાં ભલાઈ કરીને તે ભલાઇથી એ દુરગુણોને દુર કરવા જોઇએ. જરથોસ્તીઓ તરીકે આપણું મુખ્ય કામ એ છે કે આપણને પોતાને તેમજ આપણા હકોને ભુલી જઇને બીજાઓને અધર્મી હાલતમાંથી બચાવવા અને નેકીના માર્ગે તેઓને બેહેસ્તના સુખ ભણી દોરવી લઇ જવા. જો આવીજ નેમથી આપણે દુન્યામાં ફરતા રહીએ તો ગમે એવા તુચ્છ આદમીનું ભલું કરવામાંબી કેવું મોટું સુખ સમાયલું છે તેનો અચ્છો અનુભવ આપણને મળી શકે.

## રોજ ૧૦ મો આવાં માહ ૫ મો અમરદાદ.

ગયે વરસ આપણે કેટલું કમાયા તે કાંઇ અગત્યની વાત નથી. પણ ગયાં વરસના વેપાર ધંધા યા કામકાજથી આપણી ચાલચલણમાં શું સુધારો થયો અને આપણા સદગુણમાં શુ વધારો થયો તે ઘણીજ અગત્યની બીના છે. વેપાર ધંધો, કામકાજ, કેળવણી, ખુશાલી, ગમગીની, એ સઘળાં આપણા સદગુણોમાં વધારો કરવાના સાધાનો છે. એક માણસની દોલતમાં વધારો થાય તેના કરતાં તેના સદગુણમાં વધારો થાય તે બહુ વધુ અગત્યનું છે. આપણે જેબી કાંઇ કર્યે તેનો મજબુત છાપ આપણા આત્મા ઉપર પડે છે અને એ રીતે આપણા દરરોજના ચાલુ કામકાજથી આપણી આત્મીક જીંદગી બંધાતી જાય છે. આપણું કાંઇ કામ નીશ્ફળબી નીવડે તો પણ તેનો છાપ આત્મા ઉપર પડયા વગર રહેતો નથી. આપણે કોઇને કાંઇ આપ્યે તેથી આપણને કાંઈ લાભ નહીબી થાય, પણ તે છતાં આપણી એ ભલાઇનો છાપ આપણા આત્મા ઉપર પડવાનોજ અને આત્મીક જીંદગીમાં તેનો બદલોબી આપણને મળવાનોજ, તે વીશે દરેક ઇનસાને ખાત્રી રાખવી.

## રોજ ૧૧ મો ખોરશેદ: માહ ૫ મો અમરદાદ.



જે માણસ પોતાનાં મન ઉપર કાબુ રાખીને પોતાના જુસ્સાઓને દાબે છે, તે ધીમે ધીમે મહાત્માના દરજાએ પુગે છે. મનને સંપુર્ણ કાબુમાં રાખ્યાથી માણસ દરેક જાતનો સદગુણ મેળવે છે અને આયંદે એક પહરેજગાર અને અશો નર થઇ પડે છે. જેમ જેમ એક માણસ અશોઇમાં આગળ વધતો જાય છે, તેમ તેને સમજ પડે છે કે આ દુન્યામાં બદીનું કાંઇ બળ છેજ નહી, સીવાય કે તે બદીને આપણી તરફથી કાંઇબી સીધુ યા આડકતરૂં ઉતેજન મળે. તેથીજ બકદારોની બદીથી પોતાને કાંઇ ઇજા થવાની ધાસ્તી અશો માણસો રાખતા નથી—તેથીજ તે બદી સામે તેઓ કાંઇ લડત ચલાવતા નથી યા તે સામે પોતાનો બચાવ કરતા નથી. એવા અશો માણસો ડહાપણ, ધીરજ, દયા અને નેકીના સદગુણો ધરાવે છે, અને તે સદગુણોની બરકતથીજ હંમેશની શાંતીભરી જીંદગી તેઓ ગુજારે છે.



## રોજ ૧૨ મો. મોહોર માહ ૫ મો અમરદાદ.



ઇંદ્રીઓને તૃપ્ત કરવાની ઇચ્છા માણસને જ્યાં સુધી મીઠી લાગે છે, ત્યાં સુધી ઉંચ હાલતમાં જવાની ઇચ્છા તેના મનમાં ઉત્પન થતી નથી. પણ એ મીઠાશ જ્યારે કડવાસમાં ફેરવાઇ જાય છે, ત્યારે માણસ પોતાની નાસીપાસીમાં વધારે ઉમદા ચીજોનો ખ્યાલ કરે છે. દુન્યાદારીનું સુખ ભોગવવાને તે જ્યારે અશક્ત થઇ પડે છે, ત્યારે બેહેસ્તના સુખ માટે તે તલપગાર થાય છે. બદી જ્યારે દુઃખ ઉત્પન કરે છે, ત્યારે તે નેકીની શોધમાં નીકળે છે. એ મુજબ પાપના પસ્તાવા માંથીજ ઉંચ હાલતે પુગવાની ઇચ્છા માણસના દીલમાં ઉત્પન થાય છે, અને એ પસ્તાવાના બળવાન ટેકાથીજ માણસ બેહેસ્તના સુખને પુગી શકે છે. ઉંચ હાલતે પુગવાની ઇચ્છા માણસને બેહેસ્તના સુખ ભણી દોરવી લઇ જાય છે, પણ તે સંપુર્ણ સુખ મેળવવા માટે મન ઉપર કાબુ રાખીને બદીના માર્ગથી ચાલુ દુર રહેવાની જરૂર છે.



## રોજ ૧૩ મો તીર માહ ૫ મો અમરદાદ.



માણસના વસવાટ માટે નેકીનાં મંદીર જેવું સુખ સગવડભરયું અને શાંતીવાળું બીજું કોઇ મકાન નથી. દરેક માણસ ચાહે તો એક પાઇનાખી ખર્ચ વગર પોતાને માટે એ મકાન બાંધી શકે. અશોઇ, ડહાપણ, દયા અને પ્યારથી તેની ચાર દીવાલો બાંધી શકાય છે. મકકમ ઠરાવની ભીંત અને શાંતીનું છાપરૂં બનાવ્યું કે આખું મકાન તઇયાર. એ મકાનમાં દાખલ થવા માટે બીનસવાર્થી ફરજનો દરવાજો મેલવો જોઇયે. એવાં મકાનમાં વસનારાઓની આસપાસ અહુરમઝદ તરફનું વાતાવરણ ફેલાઇ રૂહે છે. અને ખુશાલીના સંગીતથી તેઓનુ મગજ તર રહે છે. એ મકાન નાશ નહીં પામે એવું ધરખમ હોય છે અને તેમાં રહેનારાઓને બીજે કંઇ આસરો શોધવાની યા આવતી કાલનો વીચાર કરવાની જરૂર પડતી નથી.



## રોજ ૧૪ મો ગોશ માહ ૫ મો અમરદાદ.



અંધકારનો આશીર્વાદ અજબ જેવો છે! દુઃખ અને આફતના અંધકારમાંજ જીંદગીનો સઉથી સરસ ખજાનો મેળવી શકાય છે. રાત દીવસની વેદના વચ્ચેજ, સહનશક્તી રાખીને દુઃખ કેમ ખમવું તે આપણે શીખીયે છીયે. દીલમાં જ્યારે ધાસ્તી અને વસવસા વચ્ચે જોશભર લડત ચાલી રહે અને કયે રસ્તે ઉતરવું તે સમજ નહી પડે ત્યારેજ આંખ વીચીને અહુરમઝદ ઉપર ઇતબાર રાખવાનું આપણને આવડે છે. ગમગીનીના અંધકારથીજ ખુશાલીના ગીતડાં કેમ ગાવાં તે આપણે જાણીયે છીયે. દરેક મુશ્કેલી, દરેક આફત, દરેક હાંદેસા, દરેક ગમગીની અને દરેક નીરાશીની સાસે, અહુરમઝદ ઉપર વીશ્વાસ રાખીને બળતવારીથી લડો, અહુરમઝદની મદદ સાથ તે ઉપર જીત મેળવો અને તે પછી જોશો કે આ દુન્યાનો ઉતમ ખજાનો અને જીંદગીનું ઉતમ સુખ તમારૂંજ છે.



## રોજ ૧૫ મો દેપમેહેર માહ ૫ મો અમરદાદ.

વરસ જેમ ઘણાક દીવસોનું બનેલું છે, તેજ મીસાલે એક માણસની જીંદગી એકેક પછીના સંખ્યાબંધ વીચારો અને કામોની બનેલી હોય છે—આખી જીંદગી ઉપર તે દરેક વીચાર અને દરેક કામનો છાપ પડી રહે છે. નાની માયા-મેહેરબાની, નજીવી સખાવતો અને નાના ભોગોથી દયાળુ અને પરમાર્થી જીંદગી બને છે. ખરેખરો પ્રમાણીક માણસ પોતાની જીંદગીની નજીવી બાબદોમાં પણ પ્રમાણીકપણાને વળગી રહે છે. ખરો ઉમદા નર તે છે કે જે પોતે જે કાંઇ કહે, યા કરે, તેમાં ખરેખરો અમીરી ખવાસ બતાવે છે. આપણે આખી જીંદગી એકજ દીવસમાં ભોગવીને પુરી કરતા નથી, પણ દરરોજ થોડી થોડી ભોગવ્યે છીયે. દરરોજના એ નાના ટુકડાઓથી આખી મોટી જીંદગી બને છે. માણસ જો ચાહે તો જીંદગીનો દરરોજનો એ દરેક ટુકડો ખરેખરી ઉમદા રીતે ગુજારી શકે અને તેમ કર્યાથી એક ખરેખરી નમુનેદાર જીંદગી પુરી કરીને બેહેસ્તના માર્ગમાં આગળ વધી શકે.

# રોજ ૧૬ મો મેહેર માહ ૫ મો અમરદાદ.



કુદરતના કાયદા અચુક છે. ચાવી આપેલાં યંત્રની પેઠે તેઓ પોતાનું કામ ગુપચુપ કરયા જાય છે. પણ તે છતાં દયાહીણ દૈતની પેઠે એ કાયદાઓ ઇનસાનોને પીસી નાખે એમ નથી. સબબ, એ અચુક કાયદાઓની પાછળ મહા કૃપાળુ અહુરમઝદ બેઠેલો છે. તે ગંજાવર સાંચાકામ, જેને આપણે કુદરત કહીયે છીયે તેની વચેથી એ દયાળુ બાપ પોતાના સઘળાં ફરઝંદો ઉપર એકસરખી નેગાહ રાખે છે. દરેક ઇનસાન જો આ વાત બરાબર યાદ રાખીને તે કીરતાર ઉપર પોતાનો સંપુરણ ઇતબાર રાખે, અને નીતીને માર્ગે ચાલીને તેની મરજીને આધીન રહે, તો કુદરતના ગમે એવા બળવાન અને અચુક કાયદાઓથીબી તેની સાચી જીંદગીને કદીબી ધોકો પુગનાર નથી.



## રોજ ૧૭ મો સરોશ માહ ૫ મો અમરદાદ.



દરેક માણસ એક ઉદ્યોગી વણકર છે. હર ઘડીએ અને હરપળે તે પોતાની જીંદગીનું વણતકામ કર્યો જાય છે. માણસનો દરેક વીચાર, દરેક લાગણી અને દરેક જુસ્સો, તે તેની જીંદગીના વણતકામમાં વપરાતા દોરાઓ છે. આપણા વીચારો શબ્દો અને કામો ભલાં કે બુરાં હોય તે મુજબ આપણી જીંદગીના એ વણતકામના દોરાઓ સ્વચ્છ યા ખરડાવલા હોય છે. એ પ્રમાણે આપણ સઘળાઓ ચાલુ વણતકામ કર્યા જઇયે છીયે. આખી જીંદગીની ચાલુ વણતથી તૈયાર થયલું કપડું કયામતને દહાડે આપણા આત્માને પહેરવુંજ પડશે. તે જોતાં દરેક ઇનસાન માટે ઘણુંજ અગત્યનું છે કે એ આત્મીક કપડાની વણતમાં ડાઘડુગ વગરના ફકત સ્વચ્છ દોરાઓજ વપરાય. આપણે જો અહુરમઝદની મરજી મુજબ ચાલશું અને તેની મરજીને સદા આધીન થઇશું, તો તેમ કરીને આપણા આત્માને માટે કાંઇબી ડાઘ વગરનો યા કાંઇબી સાંધા વગરનો નેકીનો એક સ્વચ્છ સાહયો તૈયાર કરશું. આપણું શરીર જ્યારે અશક્ત થઇને મીટી સાથે મળી જશે ત્યારે એ સાહયો, અહુરમઝદની દરબાહમાં આપણા આત્મા ઉપર પુર ઝલકાત સાથે ઘીપી રહેશે.

# રોજ ૧૮ મો રસના માહ ૫ મો અમરદાદ.



માણસો દુન્યામાં એકેક પછી જનમે છે, દરેક જણ પોતાની અંગત જોખમદારી સાથે જુદી જુદી જીંદગી ગુજારે છે અને સેવટે દરેક જણ એકેક પછી મરણ પામે છે. તેજ મુજબ અહુરમઝદ દુન્યાના સઘળાં લોકો ઉપર ભેગી દેખરેખ રાખતો નથી પણ દરેક જણ ઉપર જુદી જુદી નેગાહ રાખે છે. આપણ સઘળાંઓને સાથે મળીને અહુરમઝદ આગળ હાજર થવાનું નથી, પણ દરેક જણને પોતાની કરણીનો જુદો જુદો હીસાબ આપવાનો છે. અમુક પ્રસંગે કાંઈ ન ધારેલો બનાવ બની જાય તે ઉપર કાંઈ આપણી સરજતનો આધાર નથી, પણ આપણે જેવી જીંદગી ગુજારી હોય અને જેવાં કામો કર્યાં હોય તે ઉપર તેનો આધાર છે. અહુરમઝદ ઉપર ઈતબાર રાખીને તેના ફરમાનો તાબેદારીથી બજાવ્યાથી આપણી ભવીશની સરજતનું ખોખું તઈયાર થાય છે. એ ખોખું તઈયાર કરવા માટે જોઈતી ચીજો અહુરમઝદ પોતે પુરી પાડે છે, પણ તેને સારો યા માઠો ઘાટ આપણી પોતાની કરણીથી મળે છે.



# રોજ ૧૯ મો ફરવરદીન માહ ૫ મો અમરદાદ



"જેમ ખોદાની મરજી!" કાંઇબી સારૂં યા માઠું થતાં ઘણાઓ એ પ્રમાણે બોલે છે. પણ એ "ખોદાની મરજી"નો ખોટો અર્થ ઉઠાવવો જોઇતો નથી. આપણે કાંઇ સારૂં કામ કર્યે અને તે સફળ થતાં, ખોદાની મરજીથી થયું, એમ કહેવામાં ખોટું નથી. પણ આપણે જાણી જોઇને આડે રસ્તે જઇયે અને તેના પરિણામમાં કાંઇ સંકટ ખમવું પડે ત્યારે કહીયે કે એતો ખોદાની મરજીથી થયું તે વાજબી નથી. રસ્તેથી પસાર થતાં જે દરેક ઘરના બારણાં ખુલ્લાં હોય તેમાં આપણને દાખલ થવાનું નથી. લોભ લાલચોના દરવાજા, શયતાન આપણને લલચાવીને ફાંડામાં ફસાવવા માટે ખુલ્લા મેલે છે. જાણી જોઇને ખુલ્લી આંખે તેમાં દાખલ થઇને તે પછી અહુરમઝદને બદનામ કરવો કે તેની મરજીથી થયું તે વાજબી નથી. સબબ, સારૂં નરસું પીછાંણવાની બુદ્ધી અહુરમઝદે ઇનસાનને આપેલી છે અને ઇનસાન તેનો ઉપ્યોગ ન કરતાં જાણીજોઇને ખાડામાં પડે, તો તે માટે અહુરમઝદને બદનામ કરવો જોઇતો નથી.



# રોજ ૨૦ મો બેહેરામ માહ ૫ મો અમરદાદ.



અહુરમઝદને કાંઇ આપ્યાથી યા અરપણ કર્યાથી તે જેટલો રાજી થાય તે કરતાં તેની તરફની બક્ષેશો આપણે હેશાનમંદ જીગરે સ્વીકાર્યે તેથી તે વધારે સંતોશ પામે છે. જેઓ ખરેખરા પ્યારથી કાંઇ આપે છે યા કાંઇ સેવા બજાવે છે, તેઓ કાંઇ બદલો મેળવવા ઇચ્છતાજ નથી. તેજ મુજબ અહુરમઝદ આપણી તરફ જે માયા મેહેરબાની દેખાડે છે તે કાંઇ બદલો મેળવવાની ઇચ્છાયી દેખાડતો નથી. તે આપણને તરેહવાર બક્ષેશોથી નવાજે છે, તે માત્ર એટલાંજ કારણથી કે આપણી તરફનો તેનો પ્યાર અખુટ છે અને તે આપણને સુખી હાલતમાં જોવા ઇચ્છે છે. તે આપણી પાસેથી જે બદલો મેળવવા ઇચ્છે છે તે એટલોજ કે જેખી બક્ષેશો તે આપણને આપે, તે આપણે ખુશીથી કબુલ રાખવી. પોતાની બક્ષશોના બદલામાં તે આપણી તરફનો પ્યાર માત્ર માંગે છે, કે જે પ્યાર તેનાં નામથી ગરીબ લાચારો અને દુઃખી દરદીઓ તરફ આપણે બતાવયે, તેઓને મદદ કરયે અને તેઓની મુશકેલી ટાલયે એ તેની ઇચ્છા છે.



## રોજ ૨૧ મો રામ માહ ૫ મો અમરદાદ.

* સૌથી મોટું સુખ લેવામાં નહી પણ આપવામાં છે. જ્યારે બીજાઓનું ભલું કરવાની નેમથી આપણે કાંઇ કામ દીલ લગાડીને કર્યે છીયે, ત્યારે તે ઘણુંજ સરસ થાય છે. દરેક કામ માથે ઉઠાવતાં અને દરેક કોશેશ કરતાં જો અહુરમઝદના નામથી દુન્યાનું ભલું કરવાની ખાએસ રાખવામાં આવે, તો આયંદે તે કામનું પરીણામ મોટી ફતેહમાં આવ્યા વગર રહેનાર નથી. ભલી નેમ રાખ્યાથી આપણી મેહેનતમાં અને આપણી જંજાળમાં મોટો રસકસ ઉમેરાય છે અને તે કામ કુદરતી રીતે ઘણું સરસ થાય છે. આપણે જેબી કાંઇ કામ કર્યે તે કરતી વખતે જો સૌથી પહેલી નેમ બીજા કોઇનું ભલું કરવાની રાખ્યે, તો તે કામથી થનારા લાભનો સઉથી મોટો હીસ્સો આપણે પોતાનેજ ફાળે આવે છે. કાંઇબી દોલત પૈસો, યા બીજી બક્ષેશ અહુરમઝદ તરફથી મળતાં તેનો બની શકતો ઉપયોગ બીજાઓના ભલાં માટે કરવો જોઇયે, કારણ કે આ દુન્યામાં સઉથી મોટું સુખ કોઇ પાસેથી કાંઇ લેવામાં નહી પણ કોઇને કાંઇ આપવામાંજ સમાયલું છે.



## રોજ ૨૨ મો ગોવાદ માહ ૫ મો અમરદાદ.



બેહેસ્ત શાનું બનેલું છે? તેની દીવાલ ઝવેરાતની મઢી લીપેલી નથી—તેના દરવાજા મોતી જડીત નથી—તેના રસતા ઉપર સોનાની ફરસબંદી નથી. બેહેસ્ત કાંઇ જુદીજ ચીજનું બનેલું છે. અહુરમઝદ તરફની સંપુર્ણ તાબેદારી, અશોઇ અને સઘળાઓ તરફનો બીનસવાર્થી પ્યાર—એ ચીજોનું બહેસ્ત બનેલું છે. જે માણસના અંતઃકરણમાં એ ચીજોએ વાસો કર્યો ન હોય, તે બેહેસ્તમાં કદીપી દાખલ થઇ શકે નહી. એ ચીજોનું બેહેસ્ત પહેલાં આપણા પોતાના અંતઃકરણમાં હોવું જોઇયે—તે વગર આપણાથી બેહેસ્તના દરવાજામાંથી પસાર થઇ શકાયજ નહી. તેટલા માટે આ ધર્તી ઉપર આપણે જેટલે દરજજે અહુરમઝદની મરજી મુજબ ચાલીને નેકી તથા પરમાર્થનો માર્ગ અખત્યાર કર્યે તેમજ ગરીબ લાચારો અને દુઃખી દરદીઓને મદદ કરીને તેઓના આશીષ મેળવ્યે, તેટલે દરજજે આપણે બેહેસ્તના સુખ માટે લાયક થઇયે છીએ.



## રોજ ૨૩ મો હેપહીન માહ ૫ મો અમરદાદ.

ગુસ્સો અને અધીરાઇ એ બે ચીજ છોડયા વગર માણસ સુખી થઇ શકતું નથી. આ બે જુસ્સા ઉપર જેણે કાબુ મેળવ્યો તે મનની સંપુર્ણ શાંતી ભોગવી શકે છે—તેને કોઇ ચીજની ફીકર ચીંતા યા બળાપો રહેતો નથી. ઉદાસી, ચીંતા, બળાપો અને ક્રોધ—એ આપણી મુશકેલી, આફત યા બીમારીને દુર કરતાં નથી, પણ તેમાં સામો વધારો કરે છે. એ સઘળા જુસ્સાઓ માણસને દુઃખી કરીને તેની જીંદગીને ટુંકી બનાવે છે. જીંદગીને સુખી અને ઉપયોગી બનાવવી હોય, તો એ જુસ્સાઓને દાબી દેવાની અને એકસરખો શાંત ખુશ મીજાજ રાખવાની ટેવ પાડવી જોઇયે. ગમે એવી મુશકેલી યા આફત વચે જે માણસ પોતાના મીજાઝ ઉપરનો કાબુ ખોઇ દેવાને સાફ ના પાડીને શાંત સ્વભાવ જાળવી રાખે છે, તેની આગળ પહેલાં નાની મુશકેલીઓ અને રફતે રફને મોટી આફતો વટીક બરફની મીસાલે પીગલી જાય છે. મુશકેલી અને નીરાશી વચે મનને શાંત અને ખુશ મીજાઝી રાખવાની ટેવ પાડવાથી બેહદ સુખ ઉપજે છે અને મનને રાહત મળે છે.

## રોજ ૨૪ મો દીન માહ ૫ મો અમરદાદ.

જે જગાએ આપણે આપણી ફરજ બજાવી શકીયે તે જગા આપણને માટે આ દુન્યામાં સઉથી વધુ સલામતી ભરી જગા છે. તેનો સબબ એ કે તે ઠેકાણે પરવરદેગારનો છાયો હોય છે અને અહુરમઝદની શાંતી આપણું રક્ષણ કરે છે. જ્યારે વાવીઝોડા સાથનો મોટો વંટોલીયો થાય છે, ત્યારે તે વંટોલીયાના બરાબર મધ્યભાગની જગા તદન શાંત હોય છે અને ત્યાં ઝાડનું એક પાતરૂંખી હાલતું નથી. તેજ મુજબ આપણે માથે આવી પડતા દરેક મોટા જોખમના મધ્ય ભાગમાં સંપુર્ણ શાંતીવાળી એક જગા હોય છે, કે જ્યાં એક નાનાં બાળકને વટીક સેહેજ બી ઇજા થવાનો સંભવ રહેતો નથી તે આપણી ફરજ અદા કરવાની અને અહુરમઝદનું ફરમાન માથે ચહડાવવાની જગા છે. ગમે એવી આફત અને મુશકેલી વચે જે ધણી પોતાની ફરજ બજાવવાની જગાએ એોસતવાર ખડો રહે છે, તે દરેક રીતે સલામત રહે છે. ફરજ અદા કરવાની જગા તે હંમેશ સલામતીભર્યું મથક હોય છે. એ મથકથી જેઓ વેગળા જાય છે તેઓ તોફાનમાં સપડાય છે. મતલબ એ કે નેકીના મધ્યબીંદુથી જેઓ વેગળા જાય છે, તેઓ પાપના જોખમભર્યા વમળમાં સપડાય છે.

## રોજ ૨૫ મો અરસીસંગ માહ ૫ મો અમરદાદ.



જીંદગીની નેમ આપણુ ઘણાઓ ધારે છીએ તેથી કાંઇક જુદીજ છે. પેટ ભરીને જમવું, સારાં સારાં કપડાં પેહેરવાં અને બને એટલા એશઆરામમાં રહેવું, તેથી કાંઇ આ દુન્યામાં જનમ લેવાનો ફેરો સફળ થતો નથી. જીંદગીની ખરી નેમ તો એ છે કે અહુરમઝદના માર્ગમાં આગળ વધવું, અને કે કોઇબી આપણી તરફ આંગળી બતાવી ન શકે એવી રીતે દુન્યામાં વર્તવું. પુરૂષોએ ખરા મરદ બચ્ચાને છાજતા સદગુણો અખત્યાર કરવા અને સ્ત્રીઓએ નારી જાતીને દીપાવનારી રાહરીતીઓથી પોતાના સંસારને શોભાવવો. એ મુજબ અમલ કર્યાથી અહુરમઝદ આપણને એવી આશીરવાદ સમાન શાંતીમાં દોરવી લઈ જાય છે કે જેની બરકતથી સઘળા હાંદેસાઓ ઉપર આપણે ફતેહ મેળવી શકીયે છીએ. આ દુન્યામાં બનતા કોઈબી બનાવથી અહુરમઝદ તરફની એ શાંતીમાં એક કતરાભારબી ખલલ થતી નથી.



## રોજ ૨૬ મો આસતાદ માહ ૫ મો અમરદાદ.



સઘળાં માણસો લોભ લાલચની જાળમાં એક સરખાં ફસી પડતાં નથી. કેટલાંક ઇનસાનો એવા મીઠા સ્વભાવના અને શાંત પ્રકૃતીના હોય છે કે કોઈબી ચીજથી તેઓ ઉપર અસર થતી નથી. તેઓની એવી શાંત પ્રકૃતીથીજ અહુરમઝ્દ જાણે તેઓને બદી સામે બચાવતો હોય તેમ લાગે છે. પણ બીજા હાથ ઉપર કેટલાક આસામીઓ ચોતરફ લોભ લાલચમાં અને બદીમાં સહેલાઇથી ફસી પડે તેવી ખાસીયતના હોય છે. સાચી નીતીમાન જીંદગી ગુજારવા માટે તેઓને દરરોજ બદી સામે જબરી જીવતોડ લડત ચલાવવી પડે છે. એવા સહેલાઇથી ફસી પડે તેવા આસામીઓ માટે અહુરમઝ્દ ઘણીજ મોટી કાળજી રાખીને તેઓને દરેક બનતી મદદ કરે છે, કારણ કે લોભ લાલચ સામે ટકી રહેવાનું મક્કમ મન ધરાવનારાં ઇનસાનો કરતાં એવાં નબળાં મનના માણસોને ફસી પડતાં બચાવવા માટે વધુ મદદ કરવાની તે જરૂર જોય છે.



## રોજ ૨૭ મો આસમાન માહ ૫ મો અમરદાદ.



દુન્યાના કારોબાર માટે કુદરતે ઘડેલા કાનુનો અચુક અને સઘળાઓને એકસરખો વાજબી ઇનસાફ આપનારા છે. પણ તે છતાં કાંઇ મોટું દુઃખ યા આફત આવી પડતાં ઘણાંક ટુંકી નજરના માણસો નીસાસો નાંખીને કહે છે કે ખોદાનો ઇનસાફ કેવો ઉંધો છે! તે ઉંધો નહી પણ ખરેખરો અદલ છે. અહુરમઝદનો ઇનસાફ જો ઉંધો હતે, તો દુન્યાનો કારોબાર એકઘડીભરબી ચાલી શકતે નહી. દુન્યામાં સઘળાં માણસોની હાલત સરખી નથી. કોઇ દુઃખી તો કોઇ સુખી–એક ગરીબ તો બીજું તવંગર–આ બીમાર તો પેલું તનદરોસ્ત–એવો આ દુન્યાનો કારોબાર છે. તે કુદરતના ઇનસાફી કાનુનોનેજ આભારી છે, કે જે કાનુનો માણસોના સારા માઠા વીચારો અને કામો મુજબ વાજબી ઇનસાફ આપીને તેઓની જીંદગીને દુઃખી યા સુખી બનાવે છે. કુદરતના એ કાયદાનું ગ્નાન મેળવીને જેઓ તે મુજબ અમલ કરે છે, તેઓ સુખી, સંતોશી અને શાંતીભરી જીંદગી ભોગવે છે.



## રોજ ૨૮ મો જમીઆદ માહ ૫ મો અમરદાદ.



ઇન્સાન જો ચાહે તો પાપથી બચી શકે. ગુનાહથી બચવાનો એક ઉપાય છે અને તે ઘણો સહેલો છે. દરેક વખત કાંઇબી ગુનાહ કરવાની લાલચ થતાં એકદમ થોભી જવું—હાથ પગ બાંધીને ત્યાંજ થંભ થઇ જવું. તે પછી મનને શાંત કરી વિચાર કરવો કે અહુરમઝદની રાહ ઉપર ચાલનાર, અહુરમઝદને પોતાના આત્મામાં સમાવી દેનાર અને આયંદે અહુરમઝદ સાથેજ મળી જવાની ખ્વાહેસ રાખનાર આસામી પોતાના પાક કીરતારને ખોટો નીવડી આવી જાતનો ગુનાહ કરે એ શું વાજબી છે? એવી લાલચથી શું હાથ ઉઠાવવો ન જોઇયે? ગુનાહ કરવાની લાલચ થતાં, આપણે જે ઉંચ નેમથી આ દુન્યામાં આવ્યા છીયે તે યાદ કરતાં ઘણાઓ, પોતે કરવાં ધારેલાં પાપથી હાથ ઉઠાવશે—અહુરમઝદ પોતે તેઓને તેમ કરવામાં મદદ કરશે. ઘણાઓએ પાપથી બચવાનો આ ઉપાય અજમાવ્યો છે—તમો પોતેબી તે કાં નહી અજમાવો?



## રોજ ૨૯ મો મારેસપંદ માહ ૫ મો અમરદાદ.



આપણે કીધેલાં કાંઇ ભલાં કામનું પરિણામ શું આવ્યું તે અહુરમઝદ જોતો નથી, પણ તે કામ માટે આપણે કેટલી મેહેનત લીધી તેની નોંધ તે રાખે છે. ઘણીવાર કાંઇ પરમાર્થ કરવા માટે દીલ લગાડીને મેહેનત કરવા છતાં તેનું કાંઇ પારણામ આવતું નથી, અને તેથી આપણે દલગીર થઇયે છીયે. પણ એવી નીશ્ફળતાથી હારી ખાવી જોઇતી નથી, કારણ કે નીશ્ફળતા છતાં આપણે લીધેલી મેહેનત તો અહુરમઝદની દરગાહમાં નોંધાઇ રહે છે અને તેનો બદલો મોડે વહેલે મળયા વગર રહેતો નથી. ઘણીવાર દુન્યાનું કલ્યાણ કરવાની કાંઇ યોજના આપણે મનમાં ઘડાયે છીયે અને તે નીશ્ફળ નીવડતાં આપણને નીરાશી ઉપજે છે. પણ એવી રીતે. નીરાશ થવાની કાંઇ જરૂર નથી, કારણ કે આપણે શું કરવા માંગતા હતા અને આપણા દીલમાં કેવી યોજના આપણે રચી હતી, તે અહુરમઝદ બરાબર જાણે છે અને તેનો બદલો આપ્યા વગર રહેતો નથી.



## રોજ ૩૦ મો અનેરાંન માહ ૫ મો અમરદાદ.

કોઇબી જાતના દુઃખ અને આફતનો ઇલાજ બંદગી છે. આપણા વાહલાંઓ મરણ પામે—મીત્રો આપણને તજી જાય—અને પૈસા ટકા જતા રહે, ત્યારે આપણે કયાં જઇયે—કોણનો આસરો શોધયે? એવા પ્રસંગે અહુરમઝદની બંદગી એજ-મતી અસર કરનારી થઇ પડે છે. જીંદગીની જંજાળો ઘણી છે, અને માણસનો માર્ગ મુશકે-લીઓથી ભરપુર છે. પણ ગમે એવી આફત યા મુશકેલી વખતે ખરાં અંતઃકરણથી અહુરમઝદને યાદ કરયાથી તે આપણી મુશકેલી દુર કરે છે અથવા તે દુર થાય તે દરમયાન મનનો ગભરાટ ઓછો કરીને શાંતી બક્ષે છે. બંદગી એક બળ-વાન હથીઆર છે. અશો માણસો જયારે એ હથી-આરનો ઉપયોગ કરે છે ત્યારે તેની ધાર બહુજ તેજદાર રહે છે. પણ બદગારોના હાથમાં તે બહુજ બુઠી થઇ જાય છે. બુરાઓના હાથમાં બંદગીનું હથીઆર લગભગ નકામા જેવું છે. એક તરફથી તેઓ બદીમાં ફસેલા રહે અને બીજી બાજુએથી તેઓ અહુરમઝદને યાદ કરીને પોતાના બુરાં કર-તુકોમાં તેની મદદ માગે તો તેવાઓને અહુરમઝ-દની પનાહ કયાંથી મળી શકે?

## રોજ ૧ લો અહુરમઝદ માહ ૬ ઠો શેહરેવર.

ગાંઠેથી કાંઇબી પૈસા કહાડી આપ્યા વગર આપણે બીજાઓનું ઘણુંક ભલું કરી શકીયે એમ છે. ભાંયે પડેલા એક આસામીને ઉઠાડવા માટે તેની તરફ મદદનો હાથ લંબાવવો, તે તેને પૈસા આપવા કરતાં બેહેતર છે. દુઃખ અને દલગીરીમાં ગરકાવ થયલા માણસને સધ્યારો આપીને તેને સંકટ સામે ફતેહમંદીથી લડત ચલાવનો બનાવવો એ પણ પૈસા કરતાં બેહેતરજ ગણાશે. એ ઉપરથી સમજી શકાશે કે પૈસા ન હોય તે કારણથી બીજાઓને મદદ કરી ન શકાય એમ કહેવું ફોકટ છે. આપણી પાસે રૂપીઆના સીક્કા કદાચ ન હોય પણ અંતઃકરણના સીક્કા અને જીંદગીના સીક્કા તો આપણ દરેક જણ પાસે છેજ. બીજાઓનું ભલું કરવા માટે એ સીક્કાઓનો મન ચાહે તેટલો ઉપયોગ કરવાની મવસર દરેક જણ ધરાવે છે. અહુરમઝદ કહે છે કે તમારી પાસે જેબી કાંઇ હોય તે બીજાઓનું ભલું કરવા માટે વાપરો. તેનો અર્થ એ કે તમારી પાસે પૈસા ન હોય તો મેહેનત કરીને, સારી સલાહ આપીને યા દીલાસાના બે મીઠા સખુનો કહીનેબી તમે જો ચાહવો તો ઘણાઓનું ભલું કરી શકો.

# રોજ ૨ જો બેહમન માહ ૬ ઠો શેહરેવર.



દુન્યામાં જે ખરેખરાં મહાભારત કામો થાય છે તે કાંઈબી ઘોંઘાટ વગર થાય છે. અહુરમઝદ પોતાનું કામ ગુપચુપ કર્યો જાય છે. ફીરેશતાઓબી પોતાનું ભલું કામ કાંઈબી ગડબડ વગર બજાવ્યા જાય છે, તેજ મુજબ જેઓ ખરેખરો પરમાર્થ કરે તેઓ પણ મુગે મોઢે પોતાની ફરજ બજાવ્યા જાય છે. ફકત છાલકાઓજ જાહેરમાં આવવા માટે પોતાની થાળી પીટાવે છે. આપણે કાંઈબી ઉત્તમ કામ બજાવવા માંગતા હોઈએ, તો તે કાંઈબી ઘોંઘાટ વગર બજાવવું જોઈયે—કાંઈબી પરમાર્થ યા સખાવત કરવી હોય, તો આપનાર અને લેનાર સીવાય કોઈબી ત્રીજો આસામી તે જાણવા ન પામે એવી રીતે તે થવી જોઈયે. તેજ ખરી સખાવત અને ખરો પરમાર્થ. જેઓ મદદ માંગવા આવનારાઓને દમ ભરાવીને યા ધમકાવીને બે પાંચ રૂપીઆ આપે છે, તેઓ કાંઈબી ખરેખરી સખાવત કરતા નથી. તેને બદલે કાંઈબી પૈસા આપ્યા વગર બે મીઠા સખુનો બોલીને મદદ માંગવા આપનારાઓને જો પાછા વાળયા હોય તો તે બેહેતર ગણાય.

## રોજ ૩ જો અરદીબેહેસ્ત માહ ૬ ઠો શેહેરેવર.



કોઇ સગાંવહાલાં તરફથી મોટી દોલતનો વારસો મળે યા વેપારમાં તડાકો પડે ત્યારે લોકો કહે છે કે પરવરદેગારની રહેમ છે. પણ જયારે કાંઇ આફત આવે, પૈસા જતા રહે યા ધંધામાં ખોટ જાય ત્યારે એજ લોકો આસમાન તરફ ડોળા ચહડાવી બંને હાથો ઉંચા કરીને બડબડે છે કે "શું ખોદાનો ઇન્સાફ છે!" મતલબ એ કે સુખી હાલતમાં તેઓ ખોદાને દયાળુ અને ઇનસાફી ધારે છે અને દુઃખ આવી પડતા તેને ગેરવાજબી અને ગેરઇનસાફી માને છે. એમ માનવામાં તેઓની ભુલ છે. ખોદાની રેહેમદીલી અને ઇનસાફ તેમજ સૃષ્ટી તરફનો અને દરેક માનવી તરફનો તેનો પ્યાર હંમેશ એકસરખોજ ચાલુ રહે છે. આ વાત દરેક ઇનસાને બરાબર સમજવી જોઇયે. આબાદીમાં તેમજ સંકટમાં અહુરમઝદ એકસરખી કાળજી રાખીને આપણી સંભાળ લે છે. દુઃખ અને આફતથી બેદીલ થઇને જેઓ ખોદાના ઇનસાફની અને ખુદ અહુરમઝના પોતાની હસ્તીબી કબુલ રાખતા નથી તેઓને પણ અહુરમઝદ પોતાની પનાહ હેઠળથી નીકળી જવા ન દેતાં, તેઓને મજબુત પકડી રાખીને તેઓનું રક્ષણ કરે છે. એવો તે દયાનો ભંડાર છે.

# રોજ ૪ થા શેહરેવર માહ ૬ ઠા શેહરેવર.

ઘણીક મોટી લડાઇઓના સેવટનો આધાર રીઝર્વ લશ્કર ઉપર રહે છે. મહીનાઓ સુધી લડાઇનું કાંઇ સેવટ આવેજ નહી અને આખરે બેમાની એક પક્ષ રીઝર્વ લશ્કર લાવે કે તુરતજ તેની જીત થાય અને સેવટ આવી જાય, એવો અનુભવ વારંવાર મળે છે. માણસોની જીંદગીની લડતનો મામલોબી આબાદ તેવોજ છે. એક માણસ ફાલતુ બળ ધરાવતો હોય, યા ન હોય તે ઉપર તેની જીંદગીની લડતનો આધાર રહે છે. આપણ દરેક જણના માર્ગમાં લોભ લાલચોની મુશ્કેલીઓ રજુ થાય છે. તે સામે લડવા માટે આપણા ફાલતુ બળને ઉપ્યોગમાં લઇયે તોજ ફતેહ મેળવી શકાય. આપણી દરરોજની સાધારણ ફરજો બજાવવા માટે આપણે જે બળનો ઉપ્યોગ કરીયે છીયે તે કરતાં કાંઇક વધુ બળ જો આપણી પાસે પુરાંતમાં ન હોય, તો કાંઇ મોટું કામ આવી પડતાં આપણે ગભરાઇ જઇયે છીયે. ખરા સુખી તે ઇનસાનો છે કે જેઓ એવા પ્રસંગે ઇશ્વરી બળના અખુટ ભંડારમાંથી પોતાને જોઇયે એટલું બળ ખેંચી લઇને તેનો ઉપ્યોગ કરી જાણે છે. અહુરમઝદ ઉપર સંપુર્ણ ઇતબાર રાખનારાઓ તેમાંથી જોઇયે તેટલું બળ પોતાના ઉપ્યોગમાં લઇ શકે છે. એવા આસામીઓ નીશ્ફળતા શું તે જાણતાજ નથી.

## રોજ ૫ મો અસપંદારમદ માહ ૬ ઠો શેહેરેવર.



સઉથી ઉત્તમ છુટાપણું તે માણસ ભોગવે છે કે જે અહુરમઝદના કાયદાને નમે છે. ગુલામગીરીના મજબુત બંધમાં તે માણસ જકડાયલો છે કે જે ઇંદ્રીઓને વશ રહે છે. અહુરમઝદનો કાયદો શું છે તે જાણવાની ઘણાઓ દરકારબી રાખતા નથી. એ કાયદાની મુળ મતલબ એ છે કે અંતઃકરણને સ્વચ્છ કરવું અને પરમાર્થને એટલી હદે લઇ જવો કે જેથી માણસ બીજાઓનું ભલું કરતાં ખુદ પોતાને સદંતર ભુલી જાય. પરમાર્થ સઘળાઓને માટે ખુલ્લો છે—કોઇનેબી પરમાર્થ કરવાની મનાઇ નથી જે માણસ ઇંદ્રીઓને તથા મનના જુસ્બાઓને વશ રહે છે તે પોતાના આત્માની આસપાસ દુઃખ અને દલગીરીના વાદળને ખેંચે છે, કે જે વાદળી તેના આત્મા ઉપર અહુરમઝદની રોશનીનો પ્રકાશ આવતો અટકાવે છે.



## રોજ ૬ ઠો ખોરદાદ માહ ૬ ઠો શેહરેવર.

ભલાઇ, સચ્ચાઇ અને અશોઈ એ એવા ગુણો છે કે જે સેહેલાઇથી અખત્યાર કરી શકાતા નથી. એ સદ્‌ગુણો મેળવવા માટે જબરી લડત ચલાવવી પડે છે, ભારે રંજ ખેંચવી પડે છે અને પુશકળ આપભોગ આપવો પડે છે. તોફાની દરીયો ઓળંગ્યા વગર તરોતાઝગીવાળી જમીન ઉપર જઇ શકાતું નથી. એ દરીયો જે ઓળંગી ન શકે તે ખુશનુમા જમીનને કીનારે ઉતરી પણ ન શકે. તેજ મુજબ આ દુન્યામાં જે લોભ લાલચો આપણને નડે છે તે તોફાની દરીયાવ મીસાલ છે. એ લોભ લાલચો આપણે જો સલામતી સાથ ઓળંગી જઇએ તો ભલાઇ, સચ્ચાઇ અને અશોઇને પહોંચી શકાએ. એ મુજબ દરેક લોભ લાલચ આડકત્રી રીતે આપણને કાંઇક ઉમદા ચીજ તરફ દોરવા લઇ જાય છે. આપણે જો લાલચની સામે થઇને ફતેહ મેળવ્યે, તો એક નવાજ બેહેસ્તના દરવાજા આગળ આપણે પોતાને આવી પુગેલા જોઇશું. ખરો સુખી તે ધણી છે કે જે આ દુન્યાદારીના લોભ લાલચોને ઠોકરે મારીને આસાનીથી અહુરમજદને જઇ મળે છે.



## રોજ ૭ અમરદાદ માહ ૬ ઠો શેહેરેવર.



ગ્નાની માણસ પોતા ઉપર પડતાં દુઃખને પોતાની આગલી કરણીના પરિણામ તરીકે માને છે. દુન્યામાં ગેરઇન્સાફ જેવું કાંઇ છેજ નહી. એક માણસની જીંદગીમાં બનતો દરેક બનાવ, તેની ઉપર આવી પડતું દરેક દુઃખ સુખ, એ બીજુ કાંઇજ નહી પણ તેની આગલી કરણીનુ પરીણામ અને તે કરણી માટે મળતો ચોખ્ખો ઇન્સાફ છે. કોઇ ગાળ દે યા હેરાન કરે, તેબી બીજું કાંઇજ નહી પણ આપણી તરફના આગળાં તેવાંજ કાંઇ કામનું પાછું ફરી વળતું પરિણામ છે. તેથીજ એક ગ્નાની પુરૂશ પોતાની જીંદગીમાં બનતા દરેક સારા યા માઠા બનાવને તેમજ પોતા ઉપર પડતાં દરેક દુઃખ યા સુખને એકસરખો આવકાર દે છે, અને તે દરેક બનાવ પોતાના ભલાં માટેજ બનતો માને છે. તે પોતાના દુશ્મનો સાથે બી હેતથી વર્તે છે અને તેઓના શ્રાપના બદલામાં તેઓને આશીરવાદ દે છે, કારણ કે પોતાની આગલી કરણીનું કરજ ફેડી નાંખવાની સગવડ કરી આપનારાં લાભકારી સાધનો તરીકે તે પોતાના દુશ્મનોને લેખે છે.



## રોજ ૮ મો દએપાદર માહ ૬ ઠો શેહેરેવર.



નેકી યા ભલાઇ કાંઇ ચોપડીમાંથી શીખાતી નથી, યા કોઇ શીક્ષક તે શીખવી શકતો નથી. નેકી ફકત હાથે જાતે કર્યાથંજ જાણી શકાય છે કે એનું નામ તે નેકી. પૈસા ટકા મેળવવા માટે યા પોતાના લાભ આગળ વધારવા માટે ઘણા માણસોને ઉંધા ચતાં કરવાં પડે છે. તેથી કાંઇક તકલીદી સુખ મળે છે ખરૂં, પણ તે ખરૂં ભોગવવા લાયકનું સુખ હોતું નથી. એ ઉંધાં ચતાં કરવા માટે જે બુરા વીચારો અને માઠાં કામો કરવાં પડે, તે ખરાં સુખને બદલે સામી આફત અને દુઃખ ખેંચી લાવે છે. બીજા હાથ ઉપર નેકી કરનારાઓને કદાચ ધન દોલત, વાડી વજીફા યા ગાડી ઘોડા મળતા ન હોય, પણ સ્વચ્છ અંતકરણ અને પ્રમાણીક જીંદગીથી, મનની શાંતીનું એવું ઉમદા સુખ મળે છે, કે જેવું સુખ ઉંધાં ચતાં કરીને લાખોની યા કરોડોની દોલત મેળવનારો માણસ ભોગવી શકતો નથી. નેકી કરનારને મળતી મનની શાંતીની દોલત આગળ આ દુન્યાદારીની બીજી સઘળી દોલત રદ છે.



## રોજ ૯ મો આદર માહ ૬ ઠો શેહેરેવર.



ઇન્સાનની મુખ્ય ફરજ અહુરમઝદને ખુશનુદ કરવાની છે. તેને ખુશનુદ કરવાનો એકજ માર્ગ છે અને તે એકે દુન્યાને ઉપયોગી થઇ પડવું, કુલ ઇન્સાન જાતની સેવા બજાવવી, તેઓને મદદ કરવી, તેઓ તરફ દીલસોજી દેખાડવી અને તેઓનું ભલું કરવું. તે જોતાં આ દુન્યામાં આપણે દરેક માણસના કરજદાર છીયે, કારણ કે અહુરમઝદને ખુશનુદ કરવા માટે તેને મદદ કરવા અને તેનું ભલું કરવાને આપણે બંધાયલા છીયે. આપણે નીરાંતે બેસી રહીએ અને બીજાઓ આપણી સેવા બજાવે એ કાંઇ અહુરમઝદને જઇ મળવાની રીત નથી. તેને પહોંચવા માટે તો મનને મારવાની, લોભ લાલચો સામે લડત ચલાવવાની અને કુલ ઇન્સાન જાતની સેવા બજાવવાની જરૂર છે. તેથી અહુરમઝદ ખુશનુદ થઇને સેવા બજાવનારાઓને પોતાની પનાહ હેઠળ લે છે.



## રોજ ૧૦ મો આવાં માહ ૬ ઠો શેહરેવર.



દુન્યામાં મારામારી અને ટંટો ફેસાદ પુશ્કળ છે—બલકે જોઇયે તે કરતાં બહુ વધુ છે. તેથી હજારો અને લાખો માણસો દરરોજ મરાઇ છુંદાઇને જુદાં પડે છે. દુન્યામાં જ્યારે આટલો બધો કડવાશ છે, ત્યારે તો દરેક ઇનસાનની ફરજ છે કે કજીયા ટંટાને ઉતેજન આપીને યા ગુસ્સાના અંગાર ઉપર કોલસાનો એકબી ગાંગડો મુકીને તે કડવાશમાં વધારો કરવો નહી. તેને બદલે લોકોની મીત્રાચારીમાં પડેલા ફાટાફુટ સાંધવાની કોશિશ કરવી, તે પોતા માટે બેહસ્તનો રસ્તો ખુલ્લો કરવા સમાન છે. કોઇ આપણી આગળ બીજાને માટે બખાળા કહાડે, તો તેને ઉતેજન નહી આપતાં સામુ તેનું મન ફેરવીને તે બીજા ધણી માટે તેની ઉપર સારો છાપ બેસાડવાની કોશિશ કરવી જોઇયે. ચુસ્ત જરથોસ્તીઓની ફરજ છે કે દુશ્મનો વચ્ચે દોસ્તી કરાવવી, મરાઇને જુદાં પડેલાં સગાં વહાલાંઓનો પાછો મેળાપ કરાવવો અને એ રીતે દુન્યામાંથી મારામારી દુર કરી સુલેહ શાંતી ફેલાવવી.



## રોજ ૧૧ મો ખોરશેદ માહ ૬ ઠો શેહરેવર.



માણસ જેવી ઇચ્છા રાખે તેવો થઈ શકે. એક માણસ કેવે દરજજે પુગી શકશે તેનું તોલ તેની ઇચ્છાઓ ઉપરથી કરી શકાય છે. માણસ જેમ ઇન્સાનને દરજજે પુગો છે તેમજ તે જો ચાહે તો ફીરેસ્તાની પંકતીએ પુગી શકે. તેથીજ માણસની એકપુરી અને જરૂરી નેમ એ હોવી જોઇયે કે પોતાના મનને ઉંચ વીચારો તરફ અને બેહેસ્તના માર્ગ ભણી દોરવવું. કોઇ માણસો ભલા અને કોઇ બુરાં કાં હોય છે? તે તેઓના ભલા અને બુરા વીચારોનું પરિણામ છે. વીચાર ઉપર તો માણસની હસ્તીનો ગોયા આધાર છે, કારણ કે ભલા વીચારોથી એક માણસ દુન્યામાં ભલાઇ કરીને માનમરતબો પામે છે, ત્યારે બુરા વીચારોથી માણસ દુન્યામાં બુરાઇ કરીને ખુવાર થાય છે. ટુકમાં માણસની આબાદી યા ખુવારીનો મુળ પાયો તેના ભલા યા બુરા વિચારો છે. ભલા વીચારો કરનારો માણસજ ભલાં કામો કરી શકે. તેથીજ જરથોસ્તી દીનનું સઉથી પહેલું અને સઉથી અગતનું ફરમાન "હુમત" યાને ભલા વિચારો છે.





## રોજ ૧૨ મો માહોર માહા ૬ ઠો શેહરેવર.



કાન ભંભેરવાનું કેટલું બધું સહેલું છે! બે માણસો વચ્ચે સહેજ અણુબનાવ હોય તે વખતે બેમાંનો એક જણ આગળ બીજાને માટે મીઠું મરી ભભરાવીને કાંઇ કહયું હોય, તો તેઓ વચ્ચેનો અણુબનાવ મોટી દુશમનાઇનું રૂપ લઇ લેશે. ઘણું કરીને જે માણસ સાથે આપણે વાત કરતા હોઇયે તેને ટેકો આપવા માટેજ પેલા ત્રીજા ધણીની વીરૂધ આપણે બોલીએ છીયે. પણ તેથી તેઓ બંને વચ્ચેનો અણુબનાવ વધી જવાનો સંભવ રહે છે. એવી રીતે અંજાણપણાબી આપણે કોઇ બે જણા વચ્ચે દુશમનાઇ કરાવનારા થઇ ન પડીયે તે માટે ખુબ સાવચેત રહેવું જોઇયે. ઇનસાનની ફરજ તો દરેક ઠેકાણેથી દુશમનાઇ દુર કરીને સુલેહ સંપજ ફેલાવવાની છે. તેજ ખરી ફરેસતાઇ ખસલત છે. એવો એક "સુલેહનો કાસદ" ખરેખરો આશીરવાદ સમાન થઇ પડે છે.



## રોજ ૧૩ મો તીર માહ્, ૬ ઠો શેહરેવર.



જે માણસ ખુદ પોતાને જીતી શકે તેની આગળ આખી દુન્યા જીતનારો શુરવીર કુચ્છ બીસાદમાં નથી. આખી દુન્યા જીતવાછતાં તે ધણી જો પોતાના મીજાઝ ઉપર, પોતાની લાગણીઓ ઉપર પોતાના ગુસ્સા ઉપર અને પોતાની ઝબાન ઉપર કાબુ રાખી ન શકે, તો આખી દુન્યા જીતવાની તેની બાહાદુરી શા ખપની? તેને બદલે જે ધણી ખુદ પોતાને વશ કરે તે ખરેખરો શેરમરદ લેખાય. બરખેલાફ થયલા મીજાઝને દાબી દઇ, તપી આવેલાં દેમાધને શાંત રાખવાનું કામ અલબતાં સેહેલું નથી, પણ તેમ છતાં દરેક જણ જો ચાહે તો એ કાબુ મેળવીને ખરેખરા શેરમરદોની સફમાં બીરાજી શકે. ફકત કોશેશ કરવાનીજ જરૂર છે. દરેક જણ તે આજથીજ કાં નહી કરે?



## રોજ ૧૪ મો. ગોસ માહ ૬ ઠો. શેહરેવર.

કોઇને આપેલું વચન તોડવું એ ગુનાહ છે, પણ કોઇને આપેલું વચન પાળવાને ભુલી જવું એ કાંઇ ઓછો ગુનાહ નથી. એક નાના બાળકને યા ગમે એવા હલકા માણસનેબી આપેલો કોલ અને દીધેલો વાયદો બરાબર વખ્તસર પાળવોજ જોઇયે. એ જરૂરીયાત પીછાણ્યા વગર ઘણાઓ વચન તોડવા છતાં બેફીકરાઇથી કહે છે કે "અરરર, હું તો ભુલી જ ગયો—મને યાદ નહી રહી!" જાણે કે વચન પાળવાને ભુલી જવું તેમાં કાંઇ ખોટું ન હોય તેવીજ રીતે તેઓ વરતે છે. કોઇને આપેલો કોલ ભુલી જવાનો આપણને કાંઇબી હક નથી. યાદદાસ્ત શક્તા જો સારી ન હોય તો વચન આપતી વખ્તે કાગળ ઉપર તેની નોંધ રાખવી જોઇયે અને બરાબર વખ્તસર વાયદો પાળવાને તત્પર રહેવું જોઇયે. ગમે એવું નજીવું વચન તોડવું તેબી એક ગુનાહ છે, અને તે એટલા માટે કે તેથી સામા ધણીની લાગણી દુખાય છે અને તેનો જીવ રંજીદા થાય છે. એવી રીતે બેદરકારીથી વચન પાળવાનું ભુલી જઇને કોઇનો જીવ રંજીદા કરવો તે ગુનાહ નહીતો બીજું શું?

## રોજ ૧૫ મો દેપમેહેર માહ ૬ ઠો શેહરેવર.



દુન્યામાં જેબી કાંઇ કરવું હોય, તે અહુરમજદને ખાતરજ કરવું જોઇયે. ફરજ બજાવવી હોય યા મોટું પરાક્રમ કરવું હોય, પરમાર્થ કરવો હોય યા સખાવત કરવી હોય—જેબી કાંઇ કરવું હોય, તે તેના નામથીજ કરવું જોઇયે. "તેના નામથીજ" એ દરેક જરથોસ્તીનો મુદ્રાલેખ હોવો જોઇયે. દુન્યામાં કાંઇબી ભલું કામ કરવું હોય, પણ તે જો અહુરમજદનેજ ખાતર કરવામાં ન આવે તો નકામું છે. આપણે ગમે તે માણસનું ભલું કરયે યા તેની તરફ માયા મેહરબાની બતાવ્યે, પણ તે સઘળી સેવા અહુરમજદને અર્પણ થવી જોઇયે. અહુરમજદને અરપણ કરયા વગરની ગમે એવી સખાવત, સેવા યા પરમારથ લગભગ નકામા છે. અહુરમજદને અરપણ કરવા સીવાય બીજી કોઇબી નેમથી બજાવેલી ગમે એવી મોટી સેવા અહુરમજદની દરગાહમાં સ્વીકારવામાં આવતી નથી. તેથીજ જરૂરનું છે કે આપણા કોઇ દુશ્મનનુંબી ભલું કરવાને આપણે અચકાવું જોઇયે નહી, કારણ કે આપણે દુશ્મનનીબી જે કાંઇ સેવા બજાવીશું તે તેને નહી પણ અહુરમજદને અર્પણ થવાની છે.

## રોજ ૧૬ મો મેહેર માહ ૬ ઠો શેહરેવર.



ઇંદ્રીઓને તૃપ્ત કરવાથી માણસને જે સુખ અને સંતોશ મળે છે તે માત્ર થોડોજ વાર ટકી રહે છે અને તે ટુંક વખત પુરો થયો કે જીવ પાછો વખ-વખ થાય છે ઇંદ્રીઓને તૃપ્ત કરીને મજાહ ભોગ-વવાની માણસની ઇચ્છા કદાપી સંતોશ પામતી નથી. એ ઇચ્છાને જેમ વધારે તૃપ્ત કરયે તેમ તે વધુ અને વધુ માંગતીજ જાય છે અને તેને તૃપ્ત કરતાં કરતાં માણસ થાકીને સેવટે નસીબ બની જાય છે. તેથી તેના તન અને મનની ખુવારી થાય છે, અને એવી રીતે ખુવાર થયલો માણસ દુઃખ અને સંકટના સ્વચ્છ કરનારા અંગા-રમાં જઇ પડે છે. ઇચ્છા એજ એક મોટું દોજખ છે અને માણસ જયારે તે ઇચ્છાના દોજખમાં પડેછે ત્યારે અનેક રીતે તે હેરાન અને પરેશાન થાય છે. જે માણસ બેહેસ્તનું ઉત્તમ સુખ આ દુન્યામાં ભોગવવા ઇચ્છતો હોય તેણે દરેક જાતની ઇચ્છા છોડી દેવી જોઇયે. જે માણસને કોઇબી જાતની ઇચ્છા હોયજ નહી તેને દુઃખ શાનું— તેના જેવો સુખી અને સંતોશી બીજો હોયજ કોણ?

## રોજ ૧૭ મા સરોશ માહ ૬ ઠો શોહરેવર.

આપણે જરાજરામાં બીજાઓની ખોડખાપણ કહાડીને તેઓની ભુલ સુધારવા બેસીયે છીયે. પણ બીજાઓ જ્યારે આપણી ભુલ સુધારે, ત્યારે આપણને તે ગમતું નથી. આપણને ગમે કે નહી ગમે, પણ જ્યારે આપણી કાંઇ ખરેખરી ખામી આપણને બતાવવામાં આવે ત્યારે તે માટે ગુસ્સે થવું જોઇતું નથી. ગુસ્સે થવાને બદલે સામો તે ખામી બતાવનારનો આપણે આભાર માનવો જોઇયે. આપણો કોઇ મીત્ર આપણું દલ દુખાય યા આપણને ખરાબ લાગે એવી કઢંગી રીતે આપણી ભુલ સુધારે તો તે માટેબી તેની તરફ અણગમો ન બતાવતાં તેનું હેશાન માનીને તે ખામી સુધારવાની કોશેશ કરવી જોઇયે. માણસની ખાસીયત એવી હોય છે કે બીજાઓની નજીવી ખામીબી તેને ઝટ દેખાઈ આવે છે, પણ પોતાની ગમે એવી મોટી ખામી તેને જણાતી નથી. તેથીજ બીજાઓ જ્યારે આપણી ભુલ સુધારે ત્યારે ગુસ્સે ન થતાં સામુ ખુશી થવું જોઇયે.

## રોજ ૧૮ મો રસને માહ ૬ ઠો શેહરેવર.

દરેક ઇનસાન ફક્ત પોતાનાજ પાપોનો જવાબદાર છે—બીજાઓનાં પાપોનો નહી. પણ તે છતાં માણસનો ખવાસ કાંઇ અજબ જેવો છે. દરેક જણ ખુદ પોતાની ખોડખાપણ જોઇને તે સુધારવાને બદલે પોતાની આસપાસનાઓની ખામીઓ વીશે તરેહવાર ટીકા કરવામાં કાંઇ અજબ મજાહ લે છે. અહુરમઝદની દરગાહમાં આપણા પાડોશીઓનાં પાપો માટે આપણને જવાબ દેવ નો નથી, પણ ફક્ત આપણા પોતાનાંજ પાપો માટે દેવાનો છે. તે જોતાં દરેક ઇનસાનની ખરી ફરજ બીજાઓના સારાં યા નરસા કામો વીશે ટીકા કરવાની નહી, પણ ખુદ પોતાના કામો ઉપર બારીક નેગાહ રાખવાની અને પોતાની ખામીઓ સુધારવાની છે. આપણા પાડોશીની ભુલો અને નીશફળતાઓ ઉપર ઓછું ધ્યાન આપીને આપણી પોતાની ખામીઓ ઉપર વધુ ધ્યાન આપવામાં લાભ છે. આપણી પોતાની રાહરીતીઓ ઉપર આપણે જો બારીક ધ્યાન આપતા રહીશું, તો બીજાઓની ખોડખાપણ વીશે ટીકા કરવાનો આપણને કાંઇ વખતજ મળશે નહી. વળી આપણી પોતાની ખામીઓ ઉપર ધ્યાન આપ્યાથી બીજાઓની ખોડખાપણ લઇ ચલાવવાની ઉદારતા આપણે બતાવી શકીશું.

**રોજ ૧૯ મો ફરવરદીન માહ ૬ ઠા શેહરેવર.**

અહુરમઝદ આપણને આપનારો છે—આપણી પાસે લેનારો નથી. તે છતાં આપણી કમનસીબી એ છે કે આપણ ઘણા ખરાં ઇન્સાનો આપણા આત્માને ગરીબાઇમાં સબડાવ્યા કર્યે છીએ. બેહેસ્તના કાસદો તરેહવાર જાતના આશીરવાદથી છળોછળ થતા પોતાના હાથો સાથે આપણા ઘેરના બારણા આગળ આવીને ઉભા રહે છે અને તે આશીરવાદો આપણને આપી દેવા માંગે છે. પણ દુન્યાદારીની તકલીફી ચીજો ઉપર આપણું મન એટલું બધું લાગી રહેલું છે કે તે બેહેસ્તના કાસદોને આપણે જોતા નથી યા તેઓને ઘરમાં લેવા માટે બારણું ઉઘાડતા નથી. આખરે તે બીચારાઓ લાંબો વખત પોમાને નાસીપાસ થઇને ચાલ્યા જાય છે અને તેએ ના આશીરવાદો વગર આપણો આત્મા આગાઉના જેવીજ ગરીબાઇમાં સબડયા કરે છે. અહુરમઝદ તરફથી કેટલીક બક્ષેશો દુઃખ યા આફતના રૂપમાં આવે છે, જયારે બીજી કેટલીક સુખના ઢાંકણ હેઠળ ઢંકાઇને આવે છે. એ બંને જાતની બક્ષેશોને એકસરખો આવકાર દઇને તે કબુલ રાખતાં ઇન્સાનોએ શીખવું જોઇયે. તેમ કર્યાથી આપણો આત્મા બેહેસ્તના માર્ગમાં આગળ વધી શકે છે.

## રોજ ૨૦ મો બેહેરામ માહ ૬ ઠો શેહરેવર.



જેમ રાતના અંધકાર પાછળ દીવસની રોશની પ્રકાશી રહે છે—જેમ તોફાનના ગગડાટ પાછળ શાંતી વ્યાપી રહે છે, તેજ મીસાલે માણસને ગમગીની પાછળ ખુશાલી અને દુઃખ પાછળ સુખ આવી મળે છે. ગમગીની અને દુઃખમાંથી મળતાં ઉંડાં ડહાપણ સાથ માણસને હંમેશ ટકી રહે એવી ખુશાલી પ્રાપ્ત થાય છે. ઇંદ્રીઓના વીષયોથી મળતી હલકા પ્રકારની ખુશાલી અને નેકી અખત્યાર કર્યાથી આત્માને મળતું ઉંચા પ્રકારનું સુખ—એ બે વચ્ચે દુઃખ અને ગમીની અંધકારવાળી ખીણ આવેલી છે. સઘળાં ઇન્સાનોને એ ખીણમાંથી પસાર થવાનું છે. એકવાર તેમાંથી પસાર થયા કે જાથુકનું સુખ અને હંમેશની ખુશાલી તે પસાર થનારાઓ ભોગવી શકે છે.



## રોજ ૨૧ મો રામ માહ ૬ ઠો શેહરેવર.

માણુસ પોતાના વિચારોનો ધણી છે, યાને સારા યા નરસા ગમે તેવા વિચારો કરવાને તે મુખત્યાર છે. પણ જેવા વિચાર તેવીજ માણુસની સ્થીતી હોય છે. માણસના ગુણદોશ યા તેની હાલત એ બાજતું કાંઇજ નહી પણ તેણે અગાઉ કરેલા વીચારોનું પરિણામ છે. તેણે આગલી જીંદગી જો સારા પરમાર્થી વિચારોમાં કહાડી હોય, તો તેના પરિણામ તરીકે હાલ તે સુખી અને સંતોશી જીંદગી ભોગવે છે. ખરાબ વિચારવાળી આગલી જીંદગીનું પરિણામ તેથી ઉલટુંજ આવે છે. એક માણુસ શ્રીમંત હોય કે ગરીબ, દુઃખી હોય કે સુખી, અભણ હોય કે વીદ્વાન, તે સઘળું કાંઇ માત્ર એતેફાકથી બનતું નથી, પણ તેના આગલા સારા યા નરસા વિચારોનું પરિણામ માત્ર હોય છે. એક માણુસ જેવા વિચાર કરે, તેવીજ તેની જીંદગી આગળ ચાલતાં સુખી યા દુઃખી નીવડે છે. ટુંકમાં માણુસની સુખી યા દુઃખી જીંદગીનો સઘળો આધાર તેના સારા નરસા વિચારો ઉપરજ હોય છે.

## રોજ ૨૨ મો ગોવાદ માહ ૬ ઠો શોહેરેવર.



બંદગીથી માણસ ખોદાને પહોંચી શકે છે. લોભ લાલચોથી ભરપુર અને કામ ધંધાની ખોહોળી રોકાણવાલી જીંદગીની લડત દરમ્યાન ઘડી ચપકો ફુરસદ મળતાં ઇશ્વરને યાદ કરનાર તેના આશીરવાદ મેળવી શકે છે. બંદગીની એ શાંત પળો દરમ્યાન ઇન્સાન વૃદ્ધીના માર્ગમાં ખરેખર આગળ વધે છે. કામકાજની આખા દીવસની ભારે ધમાલ દરમ્યાન બંદગી માટે બચાવેલી થોડીક શાંત પળો બંદગી કરનાર માટે ખરેખર સોનાને મુળની થઇ પડે છે. વખત કવખતની એવી બંદગી બેહેસ્તના સુખને બંદગી કરનારના અંતઃકરણ ભણી ખેંચી લાવે છે અને ઇનસાન જાતની સેવા માટે તેને વધારે બળવાન બનાવે છે.

—❦—

# રોજ ૨૩ મો દેપદીન માહ ૬ ઠો શેહરેવર.

દુન્યાના રંગ ઘંગ અચોકસ છે. કાલે શું થશે તે કોઇ જાણતું નથી. પણ તેથી આજે ઉદાસ થવાની કાંઇબી જરૂર નથી. આવતી કાલે વાદળ ઘેરાવાનું હોય, તેનો અંધકાર આજે આપણી ઉપર પડે એવી અહુરમઝદની ઇચ્છા છેજ નહી. તેની ઇચ્છા તો એવી છે કે ઇન્સાનોએ આજને માટેજ જીવવું, આજના આશીરવાદો ભોગવવા અને આજે જેબા કામ હોય તે બજાવવું, પછી આવતી કાલે આફત આવવાનીબી હોય, તો શું થયું? કેટલાકો સવાલ પુછે છે કે આવતી કાલે આફત આવવાની છે તે જાણયા પછી આજે નીરાંતે કેમ બેસાય? કાં નહી બેસાય? મન ઠેરવીને અહુરમઝદ ઉપર સંપુરણ ઇતબાર રાખયાથી અને દરેક પગલે તેની મરજીને તાબે થવાથી ગમે એવી મોટી આફત વચ્ચેબી નીરાંતે બેસી શકાય છે. જેઓ દરરોજ અહુરમઝદની મરજીને આધીન થાય છે, તેઓને આફત વખતે અહુરમઝદ પોતાની પાંખો હેઠળ ઢાંકી દે છે.

—૭—

## રોજ ૨૪ મો દીન આહ ૬ ઠો શેહરેવર



નેકી કરવા માટે આવતી કાલ ઘણી અસુરી છે. જેબી કાંઇ ભલું કામ કરવાનું હોય તે આજેજ થવું જોઇયે—આવતી કાલે નહી. કાલ કોણે જોઇ છે? કાલે આપણે જીવતા હોઇયે કે નહીબી હોઇયે. જે ભલું કામ કરવાનો આજે વિચાર કર્યો હોય તે વિચાર આવતી કાલે કદાચ ફેરવાઇબી જાય, આવતી કાલ ઉપર ગપેલું ભલું કામ મોટે ભાગે થતું નથી, પણ પડી ભાંગે છે. કાંઇ બુરી આદત છોડવી હોય, તો મક્કમ ઠરાવ કરીને આ-જેજ છોડવી જોઇયે. દારૂના લપમાં ફસેલાં ઘણા માણસો ઠરાવ કરે છે કે કાલથી દારૂ બંધ કરશું. કાલ પડી અને દારૂનો વખત થયો કે જબરી તલબ થવા માંડે છે. વળી પાછો ઠરાવ કરવામાં આવે છે કે "આજનો દહાડો પી લઇયે-કાલે જરૂર બંધ કરશુ." પણ બીજી કાલ પડતાંબી પાછો તેવોજ મામલો અને એ રીતે "આવતી કાલ"નો કાંઇ છેડો આવતોજ નથી. ગઇ કાલ તો ગઈ અને આવતી કાલે કોણ. જીવતાં હશે તે તો સાહેબ જાણે ખરી કીંમત આજની છે,—જેબી કાંઇ ભલું કામ કરવું હોય, તે આજે અને હમ-ણાજ કરવું જોઇયે.

## રોજ ૨૫ મો અરસીસંગ માહ દે દો શેહરેવર.

ઘણીકવાર ખરાં અંતઃકરણથી બંદગી કરીને અહુરમઝદને કાલાવાલા અને આજીજી કરવા છતાં તે જાણે આપણને સાંભલતોજ ન હોય, આપણી તરફ ઝાંખીને જોતોબી ન હોય અને આપણને સદંતર પડતા નાખ્યા હોય તેમ લાગે છે. પણ જ્યારેબી એ પ્રમાણે લાગે ત્યારે યાદ રાખવું જોઇયે કે અહુરમઝદે ચુપકીદી પકડી રાખી હોય તેથી કાંઇ તે આપણને મદદ કરવાને ના પાડે છે એમ ઠરતું નથી. એવા પ્રસંગે કાંઇબી ખામી આપણા પોતાનામાંજ હોવી જોઇયે અને અહુરમઝદની મદદ સ્વીકારવા માટે તે ખામી દુર કરવાની તૈયારી કરવી જોઇયે. અહુરમઝદ તરફ શક બતાવવાને બદલે યા તેને ઠપકો આપવાને બદલે ખુદ આપણા પોતાનાં ભીતરમાં નેગાહ પુગાડીને જોવું જોઇયે કે અહુરમઝદનો જવાબ મળવામાં શા કારણથી ઢીલ થાય છે. જ્યારે આપણે નમનતાઇ સાથે નીચા નમશું, અહુરમઝદ તરફના આપણા નબલા ઇતબારને મજબુત બનાવશું અને અહુરમઝદની મદદ, તેને પસંદ પડે તે રીતે, અને તેને વાજબી લાગે તે વખતે, લેવાને આપણે તઇયાર થઇશું, ત્યારે અહુરમઝદની ચુપકીદી, તેનીજ તરફના પ્યારભર્યા જવાબથી તુટેલી માલમ પડશે.

# રોજ ૨૬ મો આસતાદ માહ ૬ ઠો શેહરેવર.



ધર્મ પાળવાની આપણી રૂઢી ભુલ ભરી છે. ફકત કુસ્તી પાદીયાબ કરીને ભણુવા બેસીયે અથવા અગીયારી યા આતશબેહેરામ જઇયે ત્યારેજ માત્ર આપણે અહુરમદને યાદ કરીને ધર્મ તરફ જાનફેસાની દેખાડયે છીયે. પણ ભણુવાનું પુરૂં થયું અને દુન્યાદારીના દરરોજના કામકાજમાં પડયા કે ધર્મને યા ખોદાને સદંતર વીસારી મેલ્યે છીયે. ધર્મ પાળવાની એ ખરી રીત નથી. ધાર્મીક જીંદગીનો અને અહુરમઝદની પાસબાનીનો જો ખરેખરો લાભ મેળવવો હોય, તો હર ઘડીએ અને હરપળે તેની યાદ આપણા દીલમાં તાજી રહેવી જોઇયે. અહુરમઝદનું નામ જબાન ઉપર લઇનેજ દુન્યાદારીના દરેક કામની શરૂઆત કરવી જોઇયે અને આપણા દરેક કામકાજમાં આપણી સાથે તેને હમશરીક કરવો જોઇયે. તેમ કરવાથી આપણું કામ સહેલું થાય છે એટલુંજ નહી પણ તે ઘણું ફતેહમંદની નીવડે છે. એ મુજબ દરરોજના ચાલુ કામકાજમાં અહુરમઝદને દાખલ કરીને ચાલુ તેની રાહબરી હેઠળ રહેવાથી ઇનસાનોને નેકીને માર્ગથી આડા જવાની ધાસ્તી રહેતી નથી.

## રોજ ૨૭ મો આસમાન માહ ૬ ઠ્ઠો શેહરેવર.



ઘણીકવાર જીવ પટકીને મહેનત કરવા છતાં તેનુ કાંઇ જીવ જેવું પરીણામ આવતું નથી. તેનો સબબ અહુરમઝદ ઉપર ઇતબાર નહી રાખવાનો યા ઘણોજ થોડો ઇતબાર રાખવાનો છે. અહુરમઝદ ઉપર પુરેપુરૂં યકીન રાખીને આપણો સઘળો કારોબાર, બલકે આપણી આખી જીંદગીજ તેની મુનસફી ઉપર છોડી દીધી હોય, તો હાલના કરતાં દશ ગણી ઓછી મહેનત કરવા છતાં તેનું પરિણામ હાલના કરતાં દશગણું વધુ લાભકારી લાવી શકાય, આપણો આખો આત્મા જો અહુરમઝદથી ભરાઇ જાય, આપણી રગે રગમાં તે જો પસરી રહે, તો તે પછી આપણી જીંદગીનું પ્યાલું સુખથી કેવું છળાછળ થઇ જાય તેનો માત્ર ખ્યાલજ ઇનસાનને આનંદમાં ગરકાવ કરી નાખે છે. આપણને પોતાને અહુરમઝદના હાથમાં સોંપી દેવા માટે તેની ઉપર સંપૂર્ણ ઇતબાર રાખવાની જરૂર છે. જે ધણી એવો ઇતબાર મેળે તે જ્યાંની જાય છે ત્યાં પોતાની આસપાસના આસામીઓમાં ખુશાલી અને આનંદ ફેલાવે છે. અહુરમઝદની અખુટ શકતી એવા આસામીઓ મારફતેજ પોતાની એજમતી અસર દેખાડી આપે છે.

# રોજ ૨૮ મો જમીઆદ માહ ૬ ઠો શેહરેવર.



ડોસી મુવે જણાય કે ગયે જણાય. એટલે એક માણસ મરણ પામે, યા આપણાથી દુર થાય ત્યારેજ આપણે તેની ખરી કદર જાણીયે છીયે. પણ તે મરી ગયા પછી તેની કદર બુજેલી શા ખપની? ઘણીકવાર એક ખાલી ખુરસી જોવા પછીજ આપણને ખ્યાલ આવે છે કે તે ઉપર બેસનાર ધણી આપણને કેટલો બધો ઉપયોગી હતો. પણ તેના ઉપયોગીપણાને તેના મરણ બાદ યાદ કરવામાં હાંસલ શુ? તેથી તો આપણા મનમાં સામા ડગડગો રહી જાય છે કે હૈયાતીમાં આપણે તેની કદર બુજી નહી. તેને બદલે તે ધણી જીવતો હતો ત્યારેજ જો તેના કામની આપણે કદર બુજી હતે તો તેને તેમજ આપણને પોતાને કેટલી બધી ખુશાલી ઉપજતે? આપણા વાહલાંઓ આપણને માટે શું કરે છે, તેનો કાંઇભી ખ્યાલ આપણઆણાઓ કરતા નથી; અને તેઓના મરણ બાદ જયારે કર્યે છીયે, ત્યારે તેઓની ભલાઇનો બદલો વાળવાની તક જાઠુકની આપણા હાથમાંથી જતી રહેલી હોય છે.



## રોજ ૨૯ મો મારેસપંદ માહ ૬ ઠો શેહરેવર.



દુન્યામાં આગળ વધવાની અને જીંદગીના ઉંચ તબકાએ જવાની આશા જે માણસ નહી રાખે તેનો અવતારજ બળયો! એવી કાંઇ આશા વગરનું જીવતર રદ છે. જે પુરૂષ વા જે સ્ત્રીના દીલમાં એવી કાંઇક આશા ન હોય, તે ઇનસાન એક ઢોરનાજ અવતારે જીવતું લેખાય. એમ તો સાધારણ ગાય ઢોરો વટીક દરરોજ મેહેનત મજુરી કરી, પેટનો ખાડો પુરીને પોતાનો ભવ પુરો કરે છે, અને માણસોબી જો એજ મુજબ પોતાની જીંદગી પુરી કરે તો પછી ઇનસાન અને હેવાન વચ્ચેનો તફાવત કયાં રહયો? ઉંચ સ્થીતીએ જવાની આશા વગરનુ માણસ ઇદ્રીઓને વશ થયલું અને ધાર્મીક જુસ્સા વગરનું હોય છે. ચઢતી હાલતે પુગવાની ખાએસ રાખનારાં ઇનસાનો દુન્યાદારીના નીચાણ તબકા ઉપરથી બેહેસ્તના ઉંચ તબકાએ પુગે છે અને અજ્ઞાનપણાના અંધકારમાંથી ડહાપણ અને જ્ઞાનની રોશનીમાં જઇ શકે છે.



## રોજ ૩૦ મો અનેરાન માહ ૬ ઠો શેહરેવર.



પસ્તાવો એટલે શું ? જે કાંઇ ગુનાહો થઇ ગયા હોય, તે વાત બાજુએ મેલીને ખરે રસ્તે આગળ વધવાનો ઠરાવ કરવો તે. આપણે જો અહુરમઝદને જઇ મળવા માંગતા હોઇએ અને ધીમે ધીમે પહ-રેજગારીમાં આગળ વધીને મહાત્માના દરજાએ પુગવા ઇચ્છતા હોઇયે, તો જેઓ કાંઇ પહેલી સાદી ફરજ આપણી સનમુખ રજુ થાય તે બજા-વીને શરૂઆત કરવી જોઇયે. તમારી સામે જે પહેલી લાલચ રજુ થાય તેની સામે થઇને બળત-વારીથી લડો; જે પહેલું ભલું કામ તમારી સામે રજુ થાય તે બજાવો અને અહુરમઝદની રોશની તમારા આત્મા ઉપર પડવા દેવો. એક કુદકે કાંઇ મહાત્માના દરજાએ પુગાતું નથી. તે માટે એકેક પગથીયું ચહડીને દાદરને મથાળુ જઇ પુગતાં ઘણીક રંજ ખેંચવી પડે છે. પણ એકવાર મથાળે જઇ પુગ્યાં કે સઘળી રંજનો એવો તો સંપુર્ણ બદલો મળે છે કે મથાલે જઇ પુગનારના સુખનું પ્યાલું છલાછલ ભરાઇ જાય છે.



## રોજ ૧ લો હોરમઝદ માહ ૭ મો મેહેર.

અશોઈ માણસના બળમાં વધારો કરે છે. અશોઈ અખત્યાર કરવાથી જાનવરી હવસો પાછળ પહેલાં જે શક્તી બરબાદ થતી હતી તેનો બચાવ થાય છે અને તે બચેલી શક્તી માણસનાં બળમાં વધારો કરે છે. અશો જીંદગી, માણસની બરબાદ થતી શક્તીને બચાવીને સંઘરી રાખે છે, ત્યારે બુરી જીંદગી તે શક્તીને વીખેરી નાંખીને તેની બરબાદી કરે છે. એક માણસ કાંઈબી બુરાં કામો નહી કરવા છતાં માત્ર ખરાબ વીચારોજ કરતો હોય તો તે બુરી જીંદગી ગુજારતો લેખાય અને તેનાં બળની બરબાદી થાય. અશો માણસ વધારે બળવાન હોવાથી પોતાનાં કામમાં બુરાં માણસો કરતાં વધારે સારી રીતે ફાવી શકે છે. જ્યાં બદકારો નીષ્ફળ નીવડે છે, ત્યાં અશો અને પરહેજગાર મરદો ફતેહ પામે છે. તેનો સબબ એ છે કે તેઓ પોતાની અશોઈનાં જોરે પોતાનું મન શાંત રાખીને પોતાનાં બળનો ઉપયોગ અસરકારક રીતે અને ફતેહમંદીથી કરી શકે છે.

# રોજ ૨ જો બેહમન માહ ૭ મો મેહેર.



જેમ વાવણીનું તેમજ કરણીનું ફળ ચોકસ છે. અહુરમઝદના નામથી કીધેલાં ભલાં કામોનો બદલો મળવા વગર રહેતો નથી. કેટલીવાર આપણા પરમાર્થનું ફળ આપણી ઇચ્છા મુજબ અહુરમઝદ તરફથી નહીં મળે એ બનવાજોગ છે. પણ તેને બદલે જે બીજું ફળ મળે ને આપણી ઇચ્છા કરતાંબી વધારે લાભકારી થઇ પડે છે. અહુરમઝદને ખાતર કીધેલું કોઇબી કામ ફોકટ જતું નથી—તેને ખાતર કીધેલી કોઇબી કોશિશ નીશફળ નીવડતી નથી—ભલાં કામનું કાંઈ પરિણામ આ દુન્યામાં કદાચ નહીબી આવે, પણ આવતી દુન્યામાં તો તેનું પરિણામ છેજ. ઘણાક નેક માણસો પોતાની ભલાઇનું કાંઇબી ફળ જોયા વગર મરણ પામે છે. પણ બીજી દુન્યામાં દાખલ થતાંજ તેઓની આખો ઉઘડે છે—આ દુન્યામાં જે ભલાઇના બી પોતે વાવેલાં તેનો સુંદર ભરચક પાક ત્યાં તેઓની નજરે પડે છે.



## રોજ ૩ જો અરદીબેહસ્ત માહ ૭ મો મેહેર.



આપણી પોતાની ખોડખાપણ તરફ આપણે કેટલા બધા આંધળા છીયે, છતાં બીજાઓની ખામીઓ આપણી આંખે કેવી સ્પષ્ટ જણાઇ આવે છે! પણ બીજાઓની ખામી શોધી કહાડયાથી આપણે પોતે કાંઇ ખામી વગરના ગણાતા નથી. કેટલીકવાર બીજાઓની ખામી આપણે કાંઇક ઉંકમાઇ સાથ ત્રીજા ધણીને કહી સંભળાવીયે છીયે, પણ તે વખતે આપણે સહેજબી ભાન રાખતા નથી કે આબાદ તેવીજ, બલકે તેનેબી ભુલાવે તેવી, બીજી વધારે મોટી ખામી આપણા પોતાનામાં છે. બીજાઓની ખોડખાપણ શોધી કહાડીને તે માટે વડાઇ લઇને વાતો કરવા અગાઉ પહેલાં આપણા પોતાની ખાત્રી કરવી જોઇયે કે તેવીજ બીજી કાંઇ ખામી આપણા પોતાનામાં છે કે નહી. બીજા ધણીની આંખમાં કાંઇ કચરાની રજકણ ગઇ હોય, તો તે બાહેર કહાડવા અગાઉ પહેલાં આપણી પોતાની આંખો સાફ કરવી જોઇયે કે જેથી બીજાની આંખમાંથી બાહેર કહાડવાના કચરાની રજકણ આપણે બરાબર જોઇ શકીયે.



## રોજ ૪ થા શેહેરેવર માહ ૭ મા મેહેર.

અહુરમઝદ તમને એવી મતલબથી આશીરવાદ દે છે કે તમો પોતેબી ગરીબ લાચારો માટે આશીરવાદ સમાન થઇ પડો. તમે બીજાઓ માટે એકવાર આશીરવાદ સમાન થઇ પડયા કે તે માટે અહુરમઝદ તમને ફરીથી આશીરવાદ દે છે. બીજાઓને કાંઇ આપ્યા વગર આપણે બીજાઓ તરફથી લેવાજ કરયે તો તેથી આપણે સ્વારથી થઇ પડયે છીયે. ઇનસાનની ફરજ તો એ છે કે પોતાની જીંદગીમાં જેબી કાંઇ ઉતમમાં ઉતમ હોય તે અહુરમઝદને ખાતર બીજાઓના લાભ માટે વાપરવું. હાજતમંદો તરફ તમારી મદદનો હાથ લંબાવવાને કદીબી ચુકતા ના—જેઓને તમારી સેવાની જરૂર હોય તેઓને કાંઇબી ભોગે મદદ કરવાને પછાત પડતા ના કોઇ જો તમારા આશરા હેઠળ એક પળવારનો આવે તો તેને તમો આશીરવાદ સમાન થઇ પડવાની કોશેશ કરજો. ફીરેસ્તાઓના સંઘમાં બીરાજવાનો રસ્તો એજ છે. આપણે આ દુન્યામાં જનમ લીધો છે ને બીજાઓને ઉપયોગી થઇ પડવા માટેજ લીધો છે. ખોદા પોતાની બક્ષેશો અને આશીર્વાદો આપણા મારફતે બીજાઓને પુગાડે છે, અને એ કામમાં આપણે જો નીશફળ નીવડયા, તો દુન્યાનો ફેરો ફોકટ ગયલો જાણવો.

## રોજ ૫ મો અસપંદાર્મદ માહ ૭ મો મેહેર.



ભલી અને નેક જીંદગી ગુજારવાનો બદલો મળશે કે નહી તે માટે કોઈએ બી ફીકરમંદ રહેવાની જરૂર નથી. ફીકર જો રાખવી હોય, તો અહુરમઝદ તરફની ફરજ વફાદારીથી અદા કરવાનીજ રાખવી. તે પછી તેનો બદલો આપણને મળે છે કે નહી તેની સંભાળ રાખવાનું કામ અહુરમઝદનું છે. અહુરમઝદના નામથી આ દુન્યામાં બજાવેલી કાંઈબી સેવા કદાબી ફોકટ જતી નથી—તેનો બદલો ઈનસાનને મળ્યા વગર રહેતો નથી. કોઈવાર આપણી કાંઈ ભલાઈ યા નેકીથી બીજા કોઈ ઈનસાનને કાંઈ લાભ નહીબી થાય, તો પણ તે નેકી યા ભલાઈ આપણને માટે બદલો મેળી જવા વગર રહેતી નથી. આપણા બે મીઠા સખુનોથી કોઈ દુ:ખી દર્દીને કદાચ સધ્યારો નહીબી મળે, પણ કોઈનું ભલું કરવાની નેમથી એવા દીલાસાના શબ્દો ઓચર્યાથી આપણા પોતાના દીલમાં કેવો સંતોષ ઉપજશે! આપણી પરમાર્થી કોશિશથી કોઈને ફાયદો થાય, યા નહીબી થાય, પણ ભલું કરવાની અંત:કરણની ઈચ્છા સાથ કીધેલી એવી કોઈબી કોશિશ બદલો આપ્યા વગર વ્યર્થ જતી નથી.

# રોજ ૬ ઠો ખોરદાદ માહ ૭ મો મેહેર.



આપણી ઝબાન ઉપર અહુરમઝદની યાદ નેગેહબાની રહે એવી દુવા દરેક ઇન્સાને યાહવી જોઇયે. તેનો સબબ એકે આપણી વર્તણુક ઉપર અને આપણા કામો ઉપર જેટલુ ધ્યાન આપણે આપ્યે છીયે તેટલું આપણા મુખમાંથી ખરી પડતા શબ્દો ઉપર આપણે આપતા નથી. આપણી એ બેદરકારી ઘણીજ વાંધાભરી છે. એક ખરા જરથોસ્તીના મુખમાં ખરેખરી જરથોસ્તી ઝબાનજ હોવી જોઇયે. તે ઝબાનની દરેક હીલચાલ રીતમાન જરથોસ્તના "હુખ્ત" ના ફરમાનને અનુસરતીજ હોવી જોઇયે. મોહડામાંથી અચાનક નીકળી પડેલા કઠોર શબ્દો કોઇવાર જબરૂં મોટું નુકશાન કરનારા થઇ પડે છે. બીજા હાથ ઉપર મીઠાશભર્યા નેક શબ્દો ગરીબ લાચારો અને દુઃખી દરદીઓ માટે સોનાને મુળના થઇ પડે છે. ઝબાં શીરીં તો મુલુક ગીરી. આ કહેતી કાંઇ ખોટી નથી. મીઠાશભર્યા શબ્દો બોલનારો માણસ સામા ધણીનું દીલ ખુશ કરે છે એટલુંજ નહી પણ તેનો મીઠાશ તેને પોતાને માટે બી એક બળવાન હથીયાર જેવા થઇ પડે છે, કે જે મીઠાશના હથીયાર વડે તે ઘણા મહાભારત અને બીકટ કામો આસાનીથી કરી શકે છે.

## રોજ ૭ મો અમરદાદ માહ ૭ મો મોહેર.

ખરાં દીલથી કરેલી બંદગી કદીબી ફોકટ જતી નથી. ઘણીકવાર આપણી બંદગીની કાંઇ અસર થતી ન હોય એમ આપણને લાગે છે, પણ ખરૂં જોતાં તો તેની અસર જોઇયે તે કરતાં બહુ વધારે થાય છે પણ આપણે તે સમજી શકતા નથી. આપણે બંદગી કરીને દુવા માંગીયે છીયે કે આપણું દુઃખ દફે થાય અને આપણને રાહત મળે. પણ અહુરમઝદ જોય છે કે આપણને એ કરતાંબી વધારે મોટાં આત્મીક સુખની વધુ જરૂર છે. તેથીજ તે આપણી શારીરીક ઇચ્છાઓ પાર પાડવા અગાઉ આપણી આત્મીક હાજતો પહેલાં દુર કરે છે. વળી આપણે બંદગી કરીને દુવા ગુજારયે છીયે કે આપણી ઉપર લટકતું વાદળ દુર થાય અને આપણી ચીંતા ઓછી થાય. અહુરમઝદ આપણી તે મુરાદ પાર પાડતો નથી પણ તેને બદલે પેલી આફત સામે ફતેહમંદીથી લડત ચલાવીને તેની ઉપર જીત મેળવી શકીયે એવું કઉવત તે આપણને બક્ષે છે. એ મુજબ દુઃખ અને આફત અહુરમઝદ પોતે દુર કરી નાંખતો નથી, પણ તે દુર કરવાનું કઉવત આપણને બક્ષે છે કે જેથી આપણે પોતેજ તેને દુર કરી શકીયે. એ રીતે ઘણીવાર આપણી જે બંદગીની અસર થતી જણાતી નથી, તે બંદગીની અસર ખરૂં જોતાં તો આપણે માંગીયે તે કરતાં પણ વધુ થાય છે, તોજોકે સાદી નજરે તે આપણે જોઇ શકતા નથી.

## રોજ ૮ મો દેપાદર માહ ૭ મો મેહેર.



ઘડીએ ઘડી અને પળે પળનો હીસાબ અહુરમઝદની દરગાહમાં આપણને આપવાનો છે. તે જોતાં એક મીનીટબી ફોકટ ગુમાવવી ઇનસાનને લાજમ નથી. અહુરમઝદ તરફની બક્ષેશોનો આપણે ઉપયોગ કરવો જોઇયે એટલુંજ નહી પણ તેમાં વધારો કરવાનીબી આપણે કોશેશ કરવી જોઇયે. મતલબ એ કે વધારે ઉંચ સ્થીતીએ જવા માટે ચાલુ કોશેશ કરવી અને બને એટલી મહેનત કરીને દુન્યામાં આગળ વધવું. આપણી આતમીક શકતીઓને ધુળ ખાતી નાખી મેલવાની નથી—તે બાહેર કાહાડીને જગતના ભલાં માટે વાપરવાની છે. ગુમાવેલો વખત કદીબી પાછો મળવાનો નથી. તે યાદ રાખીને ઘડીએ ઘડી અને પળેપળને ઉપયોગ, અહુરમઝદના નામથી, ભલાઇ અને પરમાર્થ માટે કરવાની દરેક ઇનસાનની ફરજ છે. કોઇએ જોઇ નથી—કાલે આપણે કદાચ જીવતા નહીબી હોઇશું. તેથીજ બને તેટલું આજેજ કરી લેવું.



## રોજ ૯ મો આદર માહ ૭ મો મહેર.



મીજાઝ બરફેલાફ હોય અને મન ઉદાસ થયલું હોય ત્યારે ભલું કામ કરવાની સ્થીતીમાં આપણે હોતા નથી. અહુરમઝદની શાંતી જ્યારે આપણા અંતઃકરણમાં હોય ત્યારેજ ફકત કાંઈપણ મોટું ઉપયોગી કામ બજાવવાને આપણે શક્તીવાન થઈએ છીએ. ઉદાસ અંતઃકરણથી ચેહેરો કુમળાઈ જાય છે અને કુમળાયલો ચેહેરો જ્યાંબી જાય ત્યાં પોતાની આસપાસના માણસોમાં પણ તે ઉદાસી ફેલાવે છે. ચીંતાતુર થયલું મન મીજાઝને કાબુમાં રાખી શકતું નથી અને મીજાઝ બરફેલાફ થયો કે જીંદગી કડવાશભરી થઇ પડે છે. તે માણસ બીજાઓનું ભલું કરવા માટે યા દુખ્યાંઓની દાદ લેવા માટે નાલાયક થઇ પડે છે. તેથીજ જરૂરનું છે કે દુન્યામાં સુખી જીંદગી ગુજારવા સાથ બીજાઓને ઉપયોગી થઈ પડવું હોય, તો મીજાઝને કાબુમાં રાખીને મનની શાંતી જાળવી રાખવી જોઇયે. મનની શાંતી વગરની જીંદગી નકામી થઇ પડે છે. ગમે એવી દોલત અને દુન્યાદારીનું બીજું ગમે એવું સુખ મનની શાંતી આગળ નહી જેવું છે.



## રોજ ૧૦ મો આવાં માહ ૭ મો મેહેર.

—✣○✣—

ઇનસાન પોતાની ગરીબાઇ અને ટુંક ગુંજાશ માટે ઘણીવાર મનમાં મુંઝાય છે. પણ એવી રીતે નાઉમેદ થવાનું કાંઇબી કારણ નથી. ખરી મજાહ ગરીબાઇમાંજ છે—ખરૂં સુખ દુઃખમાંજ સમાયલું હોય છે. ગરીબાઇ અને દુઃખ, એ ઇનસાનને વૃદ્ધીના માર્ગમાં આગળ વધારનારાં બે બળવાન સાધનો છે. તેની મદદથી અહુરમજદને જલદી પુગી શકાય છે. ગમે એવી ગરીબાઇ અને લાચારી વચેબી ધાર્મિક, ધીરજવંતી અને સ્વચ્છ જીંદગી ગુજાર્યાથી અને દરરોજની ફરજો વફાદારીથી અદા કરવાથી આયંદે આ જગતની મહાન અને કીમતી સેવા બજાવી શકાય છે અને એવી સેવા બજાવનાર પોતા પાછળ ભલાઇનો પમરાટ મેલી જાય છે. એવી એક ભલી જીંદગી મોહડેથી કાંઇબી વાયજ કર્યા વગર, પોતાના જાતી દાખલાથી ભલાઇ અને પરમાર્થનો પાઠ આ દુન્યાને શીખવી જાય છે.

—✣✣—

## રોજ ૧૧ મો ખોરશેદ માહ ૭ મો. મેહેર.

—✣०✣—

આણી ચુકયા તો ભવ ચુકયા! અહુરમઝદ તરફની તક રજુ થતાં જેઓ પોતાની ફરજ બજાવવાને ઉમંગથી મંડી જતાં નથી, તેઓનો અવતારજ બળ્યો! ઘણાજ ઝળકતાં ભવીશવાળાં હજારો અને લાખો માણસો, તક મળતાંજ પોતાની ફરજ બજાવવાને બાહેર નહી પડવાથી આખી જીંદગી સુધી સબડતાં પડી રહે છે. આ જગતમાં અમુક કામ બજાવવા અને અમુક દરજજો ભોગવવા માટે અહુરમઝદ આપણને મોકલે છે અને તે માટેની લાયકાતો આપણને બક્ષે છે. પણ કામ બજાવવાનો વખત આવી પુગતાં જેઓ હીમતથી બાહેર નથી પડતાં, તેઓની બાહોશી ધુળમાં ડટાય છે અને તેઓ જીંદગી સુધી રખડી જાય છે. આથી દરેક ઇન્સાનની ફરજ છે કે પોતાની સનમુખ કાંઇબી તક રજા થતાં તુરત તેનો લાભ લેવો. ધચુપચુ મન કરવાથી તક જતી રહે છે અને જે કામ માટે અહુરમઝદે આપણને પેદા કરયાં તે કામ હાથથી જવા સાથ આપણે જીંદગી સુધી હાથ ઘસતા રહી જઇયે છીયે.

—✣०✣—

## રોજ ૧૨ મો માહોર માહ ૭ મો મહેર.



માણસની યાદદાસ્ત શક્તી ઘણી વાચીત્ર છે. કોઇએ અપમાન કર્યું હોય, ગાળ દીધી હોય યા પૈસા ડુબાડયા હોય, તે વરસો સુધી આપણે ભુલતા નથી. પણ કોઇએ આપણી ઉપર કાંઇ મેહરબાની કીધી હોય યા ગરજની વખતે મદદ કીધી હોય તે થોડાજ વખતમાં આપણી યાદમાંથી ભુસરાઇ જાય છે. પણ ખરી રીતે જે થવું જોઇયે તે તો એથી ઉલટુંજ છે. આપણને જે યાદ રાખવાનું છે તે બીજાઓએ આપણી ઉપર કીધેલી માયા મેહેરબાની છે—આપણને તુરતજ જે ભુલી જવાનું છે તે બીજાઓએ આપણને કીધેલું નુકસાન યા અપમાન છે. અલબતાં આ પ્રમાણે ભુલી જવાની સલાહ આપવી સહેલી છે, પણ તે પ્રમાણે ચાલવું લગાર મુશકેલ છે. પણ મુશકેલ હોવા છતાં તે પ્રમાણે ચાલવા વગર છુટકોજ નથી. બીજાઓએ કરેલા ગુનાહ આપણે જો ભુલી ન જઇયે, તો અહુરમઝદ આપણા ગુનાહો કેવી રીતે ભુલી જઇ શકે? આપણા ગુનાહોની માફી જો મેળવવી હોય, તો બીજાઓના ગુનાહ આપણે દરગુજર કરવાજ જોઇયે.



## રોજ ૧૩ મો તીર માહ ૭ મો મેહેર.



પાહાડને મથાળે જવું હોય, તો એક ફલાંગ મારીને જવાતું નથી, પણ ધીમે ધીમે એકેક પગથીયું ચહડવું પડે છે. એક ખરા જરથોસ્તીની જીંદગી પણ એવી રીતે પાહાડ ઉપર ચહડવા જેવીજ છે. બેહેસ્ત આપણી પૃથ્વીથી ઘણું દુર છે અને ત્યાં જઇ પહોંચવાનું કામ કાંઇ સહેલું નથી. બેહેસ્તમાં જવાને લાયક થવા માટે મહાત્માઓના જેવી પવિત્ર જીંદગી ગુજારવી પડે છે. કોઇબી ઇનસાન એવી જીંદગી એક તડાકે અખત્યાર કરી શકે એ બનવાજોગ નથી. તે માટે દુરગુણો તથા દુન્યાની લોભ લાલચો સામે લડત ચલાવીને ફતેહ મેળવવી પડે છે. એ ફતેહ એક દીવસમાં મેળવી શકાતી નથી પણ તે માટે વરસો સુધી ધીમે ધીમે ધીમે લડત ચલાવવી પડે છે. એવી રોજીંદી લડતથી દરરોજ થોડી થોડી ફતેહ મેળવવી જોઇયે. અને એવી ચાલુ ફતેહથી માણસ જ્યારે સંપુરણતાની ટોંચે પુગે છે ત્યારે બેહસ્તમાં દાખલ થવાને લાયક કરે છે.



—⊰⊱—

## રોજ ૧૪ મો ગોશ માહ ૭ મો મેહેર.



ગમે એવું હલકું કામબી અહુરમઝદની હાજરી સાથ મહાભારત થઇ પડે છે. આપણું દરરોજનું સાધારણ કામકાજ, અને આપણી ગમે એવી નાની ફરજો વઠીક અહુરમઝદનાજ હુકમથી આપણી સનમુખ રજુ થાય છે. દરરોજ સવારના તેની તરફના મોહરબંધ હુકમો આપણને મળ્યા જાય છે અને દીવસના જુદા જુદા બનાવો જેમ જેમ બનતા જાય છે, તેમ તેમ તે હુકમો આપણી સનમુખ ખુલ્લા થાય છે. કાંઇબી નાની ફરજ બજાવવાની યા કાંઇબી મહાભારત કામ કરવાની આપણને મળતી તક, તે અહુરમઝદ તરફનું ફરમાન છે. એક ફરજ, ગમે એવી નજીવી હોવા છતાં તે ફરજ છે અને તે અહુરમઝદે સોંપેલી હોવાથી તે બજાવવામાં ખરેખરી મજાહ છે. સુરજ ઉગવા સાથ શરૂ થતું દીવસનું કામ, તે આપણે માટે અહુરમઝદે મુકરર કરેલી ફરજ છે. જેઓ તેની તરફ સાચ્ચા અને વફાદાર છે તેઓ એ ફરજ અદા કરવાના કામને એક મોટી મોજ સમજે છે.



## રોજ ૨૫ મો દએમેહેર માહ ૭ મો મેહેર.



બેદરકારી એ પાપ છે, અને તે છતાં આપણુ ઘણાઓ વારંવાર બેદરકાર રહેવાનો ગુનાહ કર્યા જઇયે છીયે. બીજાઓને મદદ કરવાની અને દુઃખ્યાઓને રાહત આપવાની જે કાંઇ તક આપણુને મળે તેનો લાભ લેવામાં આપણુ જો બેદરકાર રહીયે, તો તે ગુનાહ નહી તો બીજુ શું? એવા દુઃખી દરદીઓને મદદ કરવાથી જે રાહત આપી શકાય તે તેઓને નહી આપવી, તે ગોયા અહુરમઝદને તેનાં કામમાં મદદ નહી કરીને તેને પડતા મેલવા સમાન છે. માણુસની એક મુખ્ય ફરજ પરમાર્થ કરવાની, ગરીબ લાચારોને મદદ કરવાની અને દુઃખ્યાંઓને રાહત આંપવાની છે. એ ફરજ જાણીજોઇને ચુકવી એ ગુનાહ છે, કે જે ગુનાહ માટે કયામતને દહાડે આપણુને જોખમદાર રહેવુંજ પડશે.



## રોજ ૧૬ મા મેહેર માહ ૭ મા મેહેર,



ખરી નમુનેદાર સ્ત્રી તે ગણાય કે જે પોતાનો ઘર સંસાર ચલાવતાં પોતાની હસ્તીજ ગોયા ભુલી જાય. એવી સ્ત્રી જયાંબી જાય ત્યાં પોતાને ભુલી જઇને બીજાઓનું ભલું કરવામાંજ મોજ માને છે. તે જયાંબી જાય, ત્યાં પોતાના મીઠા ધીરજવંતા ચેહેરાથી પોતાની આસપાસનાં આસામીઓમાં ખુશાલી અને સંતોશની લાગણી બરપા કરે છે. એક ફરેસ્તાના જેવા તેણીના નરમ હાથો પોતાની આસપાસ ચોમેર આશીરવાદોનો વરસાદ વરસાવે છે. તેણીના શબ્દો કાંઇ અજાયબ જેવા મીઠાશ અને દીલસોજીથી ભરપુર હોય છે. એ મીઠા શબ્દો ઉદાસ અંતઃકરણને સધ્યારો, નસીબ પડી ગયલાંઓને હીંમત અને સુસ્ત અંતઃકરણને નવીજ જીંદગી બક્ષે છે. બીજા હાથ ઉપર એક સ્વાર્થી સ્ત્રી પોતાની હસતીની મુળ નેમજ ગોયા ઉંધી વાળે છે—તે કુદરતની ખુબસુરતીને ડાઘ લગાડનારી છે.



## રોજ ૧૭ મો સરોશ માહ ૭ મો મેહેર.

આપણે માટે સારૂં શું અને નરસું શું, તે અહુરમઝદ સીવાય બીજું કોણ વધારે સારી રીતે સમજી શકે? અને તે છતાં ઇનસાન તો તેથી ઉલટીજ રીતે અમલ કરે છે. પોતાની કાંઇ ઇચ્છા યા યોજના પાર પડવાથી ફાયદો થશે કે નહી તેનો કાંઇબી વીચાર કર્યા વગર તે અહુરમઝદની હઝુરમાં બે હાથ જોડીને અને કાલાવાલા કરીને તે ઇચ્છા પાર પાડવાની તેને અરજ કરે છે, એ ટુકી નજરનું પરિણામ છે. ખરો માર્ગ તો એ છે કે આપણી કાંઇબી ઇચ્છા યા ઉમેદ હોય, આપણને કાંઇબી જોઇતું હોય, યા કાંઇ મોટી યોજના હાથ ધરવાનો ઇરાદો હોય, તો તે સઘળું અહુરમઝદની મુનસફી ઉપર છોડી દઇને નીરાંતે બેસવું. તે દયાલુ કીરતાર આપણા લાભનું જેબી કાંઇ હશે તે કર્યા વગર રહેશે નહી. જે ચીજથી આપણા હકમાં નુકસાન થતું તેને માલુમ પડશે તે ચીજથી તે આપણને દુરજ રાખશે. બે હાથ જોડીને ખરા ભક્તીભાવથી અહુરમઝદની બંદગી કરવી અને તે છતાં આપણું દરેક કામ તેની મુનસફી ઉપર છોડી દેવાને બદલે આપણી મરજી મુજબની ઇચ્છા પાર પાડવાને તેને કાલાવાલા કરીને અરજ કરવી તે બંદગી અહુરમઝદને પહોંચવી નથી.

## રોજ ૧૮ મો રસના માહા ૭ મો મેહેર.



ચડતી પડતી સઉની છે. પડતીના વખતમાં કોઇ પ્રસંગ એવો આવે છે કે જયારે ખુશ મીજાઝ અને મનની શાંતી જાળવી રાખવી બહુ કઠણ થઇ પડે છે. આપણને લાગે છે કે આ દુનીયામાં આપણે ગમે એવાં નેકીથી ચાલ્યાં, પણ તે છતાં હાંદેસામાંથી બચી શકમાં નથી. કુસતી પાદીયાબ કરીને અહુર-મઝદને યાદ કરીને મન ફેરવવાની કોશેશ કરીયે, પણ તેખી ફીકટ—મન ફરેજ નહી, તો એક ચીતે અહુરમઝદની બંદગી તે કયાંથી થાય! એવા પ્રસંગે માણસ લગાર જીવપર આવી જાય એ બનવાજોગ છે. પણ શા માટે-જીવપર શું કામ આવવું જોઇયે? એવા ઉદાસીના હીંગામમાં આંખ્યો ઉંચી કરીને આકાશ તરફ નજર કરશું તો તોફાની દરીયાવની પેલીમેર દયાળુ બાપ અહુરમઝદની હસ્તી માલમ પડશે. તે આપણી મદદમાં હાજર છે એવો વીચાર કરતાંજ નવું કઉવત આવશે અને આપણું અરધું દુઃખ ઓછું થશે. બાકીનું અરધું દુઃખ દુર કરવા માટે એકજ ચીજની જરૂર છે. તે એ કે અહુરમઝદ ઉપર સંપુરણ ધતબાર રાખવો. એવો ધતબાર જેઓ રાખે છે, તેઓનો બાલખી અહુર-મઝદ વાંકો થવા દેતો નથી.

## રોજ ૧૯ મો ફરવરદીન માહ ૭ મો મેહેર.



આવતી કાલ સાથે આપણુને કાંઇ કામ નથી. આવતી કાલની સહવાર પડે, અને તે સાથ નવી જંજાળો શરૂ થાય ત્યારેજ ફક્ત તે જંજાળોને પુગી વળવાનો આપણુને વીચાર કરવાનો છે—તે અગાઉ નહી. અને તે જંજાળ શરૂ થવા પછીબી ઝાઝો વિચાર કરવાનો નથી, કારણ કે તે જંજાળને દુર કરવાનું કામ અહુરમઝદનું છે—આપણું નથી. આવતી કાલના યા આવતાં વરસના કામ માટે આગમજથી ચીંતા કરીને મનમાં મુઝાયા કરવું, તે પરવરદેગાર તરફ અવીશ્વાસ બતાવવા સમાન છે. અહુરમઝદે આપણને. પેદા કરીને આજની ઘડી સુધી આપણી સઘળી વાજબી હાજતો દુર કરી, તો હવે પછીબી આપણુ જો નેકીથી ચાલીને તેની તરફ વફાદાર રહીશું, તો તે કાં નહી દુર કરશે? આ વાત ધ્યાનમાં રાખીને દરેક ઇન્સાને પોતાની સઘળી ફીકર ચીંતા દુર કરી નાંખવી જોઇયે. આપણી જે ફરજ અને કામ હોય-અને તેબી માત્ર આજનાજ દીવસનું જે કામ હોય તે-બજાવીને નીરાંતે બેસી રહેવું-તે પછી બાકીનું બધું અહુરમઝદ પોતે આપણી તરફથી સંભાળી લેશે. એ મુજબ અમલ કર્યાથી મનમાં તેમજ અંતઃકરણમાં સંપુર્ણ શાંતી પસરી રહેશે.

## રોજ ૨૦ મો બેહેરામ માહા ૭ મો મેહેર.



બેહેસ્તના દરવાજા સદા ખુલ્લા છે, તેમાં દાખલ થતાં કોઇનેબી અટકાવવામાં આવતું નથી. પણ દોજખ તરફ દોરવી લઇ જનારી બદીઓની મોહીની જ્યાં સુધી માણસને લાગી રહે છે અને જ્યાં સુધી તે પાપને આધીન થઇને તેની આગળ લાચાર બની જાય છે, ત્યાં સુધી તેનાથી બેહેસ્તમાં દાખલ થઇ શકાતું નથી. બદીને આધીન થઇને દુઃખમાં સબડયા કરવાનું દુન્યામાં ઘણું સાધારણ છે—ખરૂં જોતાં તો લગભગ સઘળાં માણસો એવી બદીમાં ગરકાવ થયલાં હોય છે. પણ દુઃખમાં સબડયા કરવાની એવી કંગાળ જીંદગી કરતાં બીજી વધારે મોહોળી, વધારે ઉંચા પ્રકારની, વધારે ઉમદા અને ફીરેસ્તાઈ ખસલતની જીંદગી આ દુન્યામાં ગુજારી શકાય એમ છે. પાપ ઉપર ફતેહ મેળવવાની અને બદીને માહત આપવાની ડહાપણથી ભરપુર અને સુખથી છળાછળ થતી તે જીંદગી છે. તે પરમાર્થી, સદગુણી અને નીતીમાન જીંદગી સંપુરણ શાંતાયી ભરચક થયલી હોય છે. તમે જો ચાહવો આજથીજ એવી જીંદગી ગુજારીને સંપુર્ણ સુખ મેળવી શકો.

## રોજ ૨૧ મો રામ માહા ૭ મો મેહેર.



આખી જગતમાં સઉથી અજાયબ જેવી ચીજ, તે ઇન્સાનો માટેનો અહુરમઝદનો પ્યાર છે. ઇન્સાનોની સઘળી ખોડખાપણ અહુરમઝદ તામોસ કરે છે. આપણી બેવકુફાઇ યા બેદરકારીથી તે કદી કંટાળતો નથી. આપણા ગુનાહોની તોબેહ થતાં તે દયાળુ બાપ માફી બક્ષે છે. આપણે ખોટે રસ્તે જઇયે ત્યારે તે આપણું રક્ષણ કરવા માટે આપણી પુઠે જરૂરજ હોય છે. આપણે તેને ભુલી જઇયે તોપણ તે આપણને ભુલતો નથી. આપણે આડે મારગે જઇને ઠોકર ખાઇયે યા ગુનાહો કરયે, તેને ગુસ્સાનું કારણ આપ્યે યા નાફરમાન થઇયે, તો પણ તે આપણી તરફ રેહમદીલીથીજ જોય છે. આપણી હઠીલાઇ વચ્ચે અને ગમે એવી બેવકુફાઇ વચ્ચેબી તે આપણને વળગી રહે છે અને પોતાના રક્ષણ હેઠળથી આપણને નીકળી જવા દેતો નથી. એક હેતાળુ માતા પોતાના વ્હાલા ફરજંદને જેવાં હેતથી ચાહે તેવાંજ હેતથી અહુરમઝદ આપણ સઘળાંઓને ચાહે છે અને હંમેશ ચાહતો રેહેશે.



## રોજ ૨૨ મો ગોવાદ માહા ૭ મો મેહેર.

—⁂—

એક બોલીદરાજ માણુસની વાકચાતુરીથી ઘ-ણુઓ અંજાઇ જાય છે, પણ વાકચાતુરી કરતાં વરતન વધારે બળવાન છે. યાને મોહડેથી મોટી મોટી વાતો કરવાથી કોઇનું કાંઇ દળદર ફીટતું નથી, પણ તેને બદલે થોડું કે ઘણું કાંઇબી કરી બતાવ્યાથી દુનીયાને લાભ થાય છે. એક માણુ-સની કીમત તેની મોટી મોટી વાતોથી નહી પણ તેણે જે કાંઇ કરી બતાવયું હોય તે ઉપરથીજ થવી જોઇયે. માણુસ મરણ પામયું કે તેની મોટી મોટી વાતોનો યા વાકચાતુરીનો ગણગણાત તેની સાથેજ મરવાનો. તેની પાછળ જે કાંઇ હઇયાત રહેશે અને જેને બીજાં ઇન્સાનો યાદ કરશે, તે તેની ભલાઇ કે બુરાઇ છે. એ ભલાઇ યા બુરાઇ મરનારનાં મીત્રમંડળ અને પેશીઓમાં વરસો સુધી યાદગાર રહી જશે. તેથીજ દરેક ઇન્સાનની ફરજ છે કે પોતાના અંતકરણને સ્વચ્છ રાખવા માટે બનતું કરવું અને તે સ્વચ્છ અંતઃકરણના અ-વાજ મુજબ વરતીને દુનીયામાં પોતા પાછળ ભલાઇનો પમરાટ મેલી જવો.

## રોજ ૨૩ મો દેપદીન માહ ૭ મો મેહેર.

સુખ યા દુઃખ એ બીજુ કાંઇજ નહી, પણ માત્ર માણસના મનની સુખી યા દુઃખી હાલત છે. એક લક્ષાપતી શેઠીયો દોલતની રેલછેલમાં લેટતો હોવા છતાં તે જો નજીવી બાબદો માટે છીટાં કહાડીને અફાળઝીક કરતો હોય, તો તેના જેવો દુઃખી બીજો કોણ? બીજા હાથ ઉપર એક ભીખારી બેચાર દોહોડીયાં પેદા કરીને ચણા મમરા નો ફાકો મારીને કાંઇબી ફીકર ચીંતા વગર નીરાંતે ફર્યા કરતો હોય, તો તેના જેવો સુખી કોણ? એ ઉપરથી માલમ પડશે કે આપણે ગમે એવી ગરીબાઇમાંબી મનને નીગાંત રાખીને, આપણે આપણા ઘરથી સુખી છીયે એમ જો સંતોશ લઇયે, તો આપણા જેવો સુખી બીજો કોઇજ નથી. કોઇ દોલત મેળવવાની તો કોઇ નોકરીના વહીતરાંમાંથી છુટવાની આશા રાખે છે—કોઇ વીલાયત જવાની તો કોઇ વાડી બંગલે રહેવાની ખાએશ રાખે છે. પણ એવી તકલીફી આશાઓ પાર નહી પડવાથીજ માણસ બેદીલ, અસંતોશી અને દુઃખી બને છે. ખોદાએ કાંઇ આપ્યું હોય, તેટલાંથીજ સંતોશ પકડીને જે માણસ અંદરખાનેથી પોતાના મનને સુખી હાલતમાં રાખી ન શકે, તે માણસને પોતાના મનની બાહેરથી કદીબી ખરેખરૂં સુખ મળવાનું નથી.

## રોજ ૨૪ મો દીન માહ ૭ મો મેહેર.

દુ:ખ માણસને આજેઝ કરે છે. કોઇબી સાથે થોડડાં ફાડતી વખતે યા બોહેઁ ચહડાવીને લડવા ઉતરતી વખતે એ વાત દરેક જણે ખુબ ગોપ્પી રાખવી જોઇયે છે. ઘણા માણસો અંદરખાનેથી બહુ દુ:ખી હોવા છતાં મન મોટું કરીને ચાકરી ધંધે જાય છે અને દુન્યાદારીની ફરજો બજાવે છે. તેથીજ જરૂરનું છે કે જેઓ સાથે આપણે કામકાજ કરતા હોઇયે. અને જેઓના સમાગમમાં આપણે આવતા હોઇયે, તેઓ સાથે ઘણીજ નરમાશથી વરતવું. તેઓ અંદરખાનેથી કેટલા દુ:ખી હશે, તે આપણે શું જાણીયે? એવા દુ:ખી માણસોને પજવીને તેઓને વધારે દુ:ખી કરવામાં મોટો ગુનાહ છે. આપણા સમાગમમાં આવનારાં માણસો જો બેધ્યાન હોય અને અવીચારીપણે વરતે, તો આપણે તે લઇ ચલાવવું જોઇયે-બીજાં કશાંને ખાતર નહીં તો તે બીચારાંઓનો સંસાર અંદરખાનેથી કેવો દુ:ખી હશે, તેનો વીચાર કરીને લઇ ચલાવવું જોઇયે. એવાં માણસો પોતાના મન ઉપરના મોટા બોજાં છતાં મન મોટું કરીને દુન્યાદારીની ફરજો બજાવે છે તેજ એક અજાયબી છે, અને તેજ તેઓની સહનશક્તીનો ખરછો પુરાવો છે.

## રોજ ૨૫ મો અશ્શીસંગ માહ ૭ મો મેહેર.

ઇંદ્રીઓને તૃપ્ત કરવામાં માણસો એટલાં બધાં ભાન ભુલાં બની ગયાં છે કે પોતાનું શરીર જાવેદાન સુધી નીભવાનું હોય તેમ તેનેજ પોખ્યા કરે છે. જેમ જેમ પૈસા વધતા જાય તેમ માણસ મોજમજાહમાં એટલો બધો લપટાતો જાય છે કે તે સાથ તેના અંતઃકરણમાંનું ઇશ્વરી તત્વ મુન મારતું જાય છે. એ મુજબ દુન્યાદારીની મોજ શોખમાં તે વધુ જકડાતો જાય છે અને ટુંક મુદતમાં નાશ પામનારી ઇંદ્રીઓની જીંદગીનેજ વાહલી ગણીને તેને વળગી રહે છે. એવી હાલતમાં મોતનો કંઇ ખ્યાલ આવતોજ નથી, અને જો આવે છે, તો મોજમજાહ છોડીને ચાલી જવાનો વીચાર એટલો બધો ગભરાટ ઉપજાવે છે કે તુરતજ તેને મનમાંથી ખંખેરી કહાડવામાં આવે છે. પણ મનમાંનો વીચાર દુર કરી નાંખવાથી કાંઇ મોત આવતું અટકવાનું નથી—શરીર નાશ પામતું બચવાનુ નથી. જે બચવાનું છે તે શરીર નહી પણ આત્મા છે. જે માણસ શરીરને પંપાળીને તેનીજ મજાહમાં મચ્યો રહે છે તે પોતાની મેહેનત બરબાદ કરે છે. જે માણસ નેકી અખત્યાર કરીને પોતાના આત્માને તૃપ્ત કરે છે, તેનો ફેરો સફળ થાય છે.

## રોજ ૨૬ મો આસતાદ માહ ૭ મો મેહેર.

અહુરમઝદના હુકમનો ભેદ ઇનસાનો બરાબર સમજી શકતાં નથી. પણ જેઓ ધીરજ રાખે છે, તેઓ સનમુખ એ ભેદ મોડે વહેલે ખુલ્લો થયા વગર રહેતો નથી. દુન્યામાં બનતો દરેક નાનો કે મોટો બનાવ તે અહુરમઝદનું ફરમાન છે. તેની મરજી વગર ઝાડનું એક પાતરૂં બી હાલતું નથી. દુન્યામાં જેબી કાંઇ બનાવ બને છે તે તેની મરજીથીજ બને છે. દરેક બનાવ બનતી વખતે આપણે અહુરમઝદને જોઇ શકતા નથી. પણ તે છતાં વખતના વહેવા સાથ પાછળથી આપણને માલમ પડયા વગર રહેતુ નથી કે આપણને ઉપજેલી નીરાશી, આપણી ઉપર આવી પડેલા હાંદેસા અને બીજાઓ તરફથી આપણને વેઠવી પડેલી હેરાનગતી—એ બીજું કાંઇજ નહી, પણ આપણા પોતાનાં ભલાંને માટે અહુરમઝદે મોકલેલા આશીરવાદો હતા. તે ખરેખર આશીરવાદજ હતા. તે દુ:ખ અને આફતના ઢાંકણ હેઠળ ઢંકાઇને આવ્યા હતા. અહુરમઝદ ઉપર સંપૂર્ણ ઇતબાર રાખીને તેને વફાદારીથી વળગી રહેનારાઓને પાછળથી માલમ પડયા વગર રહેતું નથી કે દરેક દુ:ખ અને દરેક આફત ઇનસાનોનાં ભલાંને માટેજ અહુરમઝદે મોકલેલો આશીરવાદ છે.

## રોજ ૨૭ મો આસમાન માહ ૭ મો મેહેર.

—❧—

ઇન્સાનોએ અહુરમઝદની મરજી મુજબ જીવવાનું છે, નહી કે પોતાની મરજી મુજબ. અહુરમઝદે આપણને જે સ્થીતીમાં મુકયા હોય, તે સ્થીતીમાં રહયા વગર આપણો કાંઇ છુટકોજ નથી—તે જયાંભી આપણને મોકલે ત્યાં જવા સીવાય બીજો કાંઇ ચારોજ નથી. જીંદગીની લડત વચ્ચે ચોતરફથી હાંદેસાઓનો મારો પડે, ત્યારે મનની શાંતી પોરવાઇ જાય છે. પણ તે વખતેભી મગજને શાંત રાખી એક નાના નીરદોશ બાળકના જેવાં સ્વચ્છ અંતઃકરણ સાથ આપણને વરતવાનું છે. આપણે માટે અહુરમઝદે નકી કરેલો જીંદગીનો ગુંચવણભરયો સવાલ એજ છે અને આપણે જો તેનેજ આપણા રાહબર તરીકે કબુલ રાખીશું, તો જીંદગીની એ ગુચવણનો ભેદ ખુલ્લો કરવામાં તે આપણને મદદ કરવા વગર રહેશે નહી. દુઃખ, આફત અને નીરાશી વચ્ચેભી અંતઃકરણને સ્વચ્છ અને પ્યારભરયું રાખવાથી અને એવી દુઃખી હાલત વચ્ચેભી બીજા દુઃખી દરદીઓને કાંઇક રાહત આપ્યાથી આ જીંદગીનો ફેરો ખરેખર સફળ થાય છે.

## રોજ ૨૮ મો જમીઆદ માહ ૭ મો મેહેર.



આ દુન્યામાં આપણું કામ શું? પરવરદેગારે આપણને અંહીયાં શા માટે મોકલ્યા? તે બરાબર સમજવા માટે મનમાં મુઝાવાની યા વમાસણ કરવાની કાંઇબી જરૂર નથી. આજે—આ ઘડીએ આપણા હાથમાં જેબી કામ હોય, તે બરાબર બજાવવું, તેમાંજ આપણી સઘળી ફરજ સમાઇ જાય છે. આ દુન્યામાં પોતાને શું કામ બજાવવાનુ છે તે બીજાઓ આવીને દેખાડશે એવી વકી રાખીને કેટલાકો બેસી રહે છે અને વરસના વરસો એ મુજબ ફોકટના ગાળી કહાડે છે. પણ આ દુન્યાનો ફેરો સફળ કરવાનો એ કાંઇ ખરો માર્ગ નથી. ખોદાએ તમારે માટે શું કામ મુકરર કર્યું છે તે જો તમારે જાણવું હોય તો દરરોજ તમારી સનમુખ જે કામ રજુ થાય—તમારા વડીલો યા તમારો શેઠ તમને જે કામ સોંપે, તે ખોદા તરફથીજ તમારે માટે મુકરર થયલું જાણવું. તમારે માટે વધારે મોટું અને મહાભારત કામ તેણે મુકરર કર્યું હશે, તો તે કામ કરવાનો વખત આવી પુગતાં તે પોતેજ તમને તેની આગળ લઇ જશે.



## રોજ ૨૯ મો મારેસપંદ માહ ૭ મો મેહેર.



લડત વગરની જીંદગીજ ભલી ! જે અનેક લોભ લાલચો દરરોજ આપણી સનમુખ રજુ થાય છે તેની સામે બળતવારીથી લડત ચલાવતાં ઇન્સાનો ઘણા હેરાન થાય છે. પણ એ લોભ લાલચોજ વૃદ્ધીના માર્ગમાં આગળ વધવાની તકો આપણી સનમુખ રજુ કરે છે. તે સામે જેઓ લડત નથી ચલાવતા, તેઓ જીંદગીમાં આગળ વધી શક્તા નથી. સીપાહગીરીનો ખરો હુનર લડાઇનાં મેદાનમાંજ શીખી શકાય છે. અહુરમઝદને જો જઇ મળવું હોય તો લોભ લાલચો સામે લડત ચલાવીને ફતેહ મેળવવીજ જોઇયે. તમારે ગમે તો એવી લડતથી દુર રહીને સુખવાસી જીંદગી ગુજારો, પણ તેથી ખરેખરી ઉમદા અને જીવવા લાયકની જીંદગી કેવી હોય છે તે તમે કદીબી જાણી શકશો નહીં. બેહેસ્તનું સુખ એ લડતનાં મેદાનની પેલી મેર છે—જેઓ લડત ચલાવીને મેદાન ઓળંગે છે તેઓનેજ તે મળે છે.



## રોજ ૩૦ મો અનેરાન માહ ૭ મો મેહેર.



માણસનું જેવું અંતઃકરણ તેવીજ તેની જીંદગી. અંતઃકરણનાં ઉંડાણમાં જેબી કાંઇ હોય તે ચાલુ બાહેર આવ્યુંજ જાય છે—કાંઇબી અંદર છુપાઇ રહેતું નથી. જે કાંઇ છુપાઇ રહે છે, તે માત્ર થોડોજ વખત—આયંદે તો તે બાહેર આવવાનુંજ. બીયાં, ઝાડ, ફુલ, અને ફળ, એ ચારના અનુક્રમ મુજબજ આખી સૃષ્ટીનો કારોબાર ચાલે છે. એક માણસનું અંતઃકરણ જેવું હોય, તેજ મુજબની તેની જીંદગી ગુજારવાની રાહરીતીઓ હોય છે. તેના વીચારોના બીયાં જેવાં હોય, તેજ મુજબના તેની કરણીના ફુલો ઉગી નીકળે છે—અને તે કરણીના ફુલોમાંથી તેને અનુસરતાંજ તેની સરજતના ફળો પેદા થાય છે. ટુંકમાં માણસની આખી જીંદગીજ તેના અંતઃકરણના ભીતરમાંથી ધીમે ધીમે બાહેર નીકળીને રોશનીમાં આવે છે. અંતઃકરણના ઉંડાણમાં જે વીચારો ઉત્પન્ન થયા હોય, તે માણસના શબ્દો અને કામોના આકારમાં બાહેર પડયા જાય છે. તે શબ્દો અને કામો જેવાં હોય તેવુંજ તેનું પરીણામ આવે અને તે પરીણામ તે માણસની સરજત તરીકે ઓળખાય છે.

## રોજ ૧ લો હોરમજદ માહ ૮ મો આથાં.

——>※<——

માણસ બળ વગરનો નથી, પણ બળવાન છે. તે જો પોતાના વીચારો ફેરવે, તો વીચારશક્તીના બળથી પોતાની સ્થીતી પણ ફેરવી શકે. દુન્યામાં બનતો દરેક બનાવ વાજબી રીતેજ બને છે—માત્ર અતેફાકથી નહી પણ આગમચથી થયલી ગોઠવણ પ્રમાણેજ બને છે. આપણી આજની હાલત તે આપણા આગલા વીચારોનું પરીણામ છે—આવતી કાલે આપણે જે જુદી હાલતમાં જઇશું તે પણ આપણા હાલના વીચારોના પ્રતાપથીજ જઇશું. માણસ પોતાના વીચારોના પરીણામમાંથી કદીબી છટકી શકતો નથી. નેકીના કે બદીના, હેતના, કે ધીક્કારના. જેવા વીચારો કરયા હોય, તેવાંજ તેના સારા યા માઠાં પરીણામ માણસને ભોગવવાં પડે છે માણસ જે જગાએ અને જે સ્થીતીએ પહોંચવાનો મજબુત વીચાર હંમેશ કરયા કરતો હોય, તે જગાએ અને તે સ્થીતી, મોડે વહેલે, થોડે યા ઘણે દરજજે તે પહોંચ્યા વગર રહેતો નથી. વીચાર જો હલકા પ્રકારના હોય, તો હલકી સ્થીતીએ અને ઉંચ પ્રકારના હોય, તે ઉંચી હાલતે માણસ પુગે છે. હંમેશ ભલા વીચારો કરવાના જરથોસ્તી ધર્મના પહેલાં અગત્યના ફરમાંનનો ભેદ એ ઉપરથી જણાઇ આવે છે

## રોજ ૨ જો બહુમન માહ ૮ મો આવાં.

જેઓ દુન્યાદારીના વહેવારમાં સઘળાં માણસો સાથે ભાઇબંધીથી વરતતા નથી, તેઓ ગમે એવી બંદગી કરવા છતાં અને અહુરમઝદ તરફ ગમે એવી જાનફેસાની દેખાડવા છતાં અહુરમઝદને પહોંચી શકતા નથી. એવા માણસો પોતાના ભાઈબંધોને નજરે જોવા છતાં તેઓ સાથે જો માયાથી વર્તી ન શકે, તો જે અહુરમઝદ બીલકુલ જોઇ શકાતો નથી તેની તરફ તેઓ કેવી રીતે જાનફેસાની દેખાડી શકે? સઘળાઓ સાથે માયાથી વર્તવું એ તો જરથોસ્તી ધર્મનું એક મુળ ફરમાન છે. વળી એ માયા ફક્ત મોહડેની નહીં પણ ખરેખરી હોવી જોઇયે. સંકટ વખતે ભાઇબંધોને મદદ કરનારી, દુ:ખ વખતે તેઓને સહાય થનારી અને આફત વખતે દીલાસો દેનારી એ માયા હોવી જોઇયે. દુ:ખ્યાંઓ અને ગરીબ લાચારો સાથે રહેમદીલીથી વરતીને તેઓ તરફ આપણે જો મદદનો હાથ લંબાવશું. તોજ અહુરમઝદ આપણી સાથે રેહેમદીલી વરતીને તે કરતાં વધારે મોટી મદદનો દસ્ત આપણી તરફ લંબાવશે.

## રોજ ૩ જો અરદીબેહસ્ત માહ ૮ મો આવાં.

માણુસ જો અહુરમઝદ ઉપર ઇતબાર રાખીને પોતાની અધીરાઇ છોડી દે, તો સૃષ્ટીનો ભેદ ધીમે ધીમે તેની નજર સામે ખુલ્લો થયા વગર રહે નહી. માણુસનું અંતઃકરણ સ્વચ્છ થવા માંડે કે તે સાથે તેની આસપાસનો અંધકાર ધીમે ધીમે વીખરાઇ જાય છે. તેજ મુજબ મન તરેહવાર જાતના જુસ્સાઓથી નીરાળું થવા માંડે કે માણુસની ચીંતાનો છેડો આવેલો જાણવો. દુન્યાદારીનું તકલીદી સુખ આપનારી ચીજો મેળવવાનો માણુસનો અભખરો બંધ પડયો કે તે સાથે તેના મનમાં દલગીરી યા નીરાશી માટે કાંઇ જગા રહેવીજ નથી. જેઓ અહુરમઝદના શાગેર્દ થવા ઇચ્છતા હોય, તેઓએ એજ માર્ગ અખતીઆર કરવો જોઇયે. મનની સઘળી અસ્વચ્છતા અને દુન્યાદારીની તકલીદી ચીજો માટેની લોભ લાલચો દુર કરી નાંખ્યા પછીજ અહુરમઝદને લગતાં મીનોઇ જ્ઞાનની ઝળકાતવાળી રોશનીમાં માણુસ દાખલ થઇ શકે છે.

—❧—

# રોજ ૪ થા શેહેરેવર માહ ૮ મા આવાં.

—⁂—

ખરી ફતેહ અહુરમઝદની મરજીને આધીન થવામાં સમાયલી છે—નહી કે આપણી પોતાની મરજી મુજબ ચાલવામાં. તેનો સબબ એ કે આપણા લાભ માટે અને આપણી વૃદ્ધી માટે કઇ ચીજ સઉથી સરસ છે તે આપણે જાણતા નથી. પણ અહુરમઝદ તે બરાબર જાણે છે. ઘણા માણસો પોતાની ટુંકી નજરને લીધે એ વાત બરાબર સમજી શકતાં નથી. તેથીજ જીંદગીમાં કાંઇબી નીરાશી મળતાં, વા પોતાની કાંઇ યોજના પડી ભાગતાં તેઓ નાઉમેદ અને ઉદાસ બની જાય છે. તેઓ પુછે છે કે ખોદાનો ઇન્સાફ કયાં છે? તેઓ મનમાં બળાપો કરે છે કે ખોદા અમારી સાથે એ પ્રમાણે સખ્તાઇથી કાં વરતતો હશે? પણ નહી. ખોદા તેઓ સાથે સખ્તાઇથી વરતતો નથી, પરંતુ રેહેમદીલીથી વરતે છે. જે માઠો બનાવ બન્યો, તે તેની રેહેમદીલીથીજ બન્યો છે—અને તેઓના ભલાંને ખાતરજ તે બન્યો છે. આપણને દુન્યાદારીના કામકાજમાં ફતેહ વા નીશફળતા મળે તે કાંઇ મોટી વાત નથી, પણ ધાર્મીક જીંદગી ગુજારીને આત્માને ઉંચ પંકતીએ લઇ જવો તેમાંજ મોટી ફતેહ સમાયલી છે.

## રોજ ૫ મો અસ્પંદાદ માહા ૮ મો આવાં.



સ્વચ્છ અંતઃકરણ અને ડાહ વગરની જીંદગી જનમ મરણના ફેરામાંથી માણસનો છુટકો કરે છે. દુઃખ અને આફત સામે નેકી, માણસને રક્ષણ આપે છે—બદી લોભ, લાલચોમાં માણસને ફસાવે છે. બદીમાં ફસેલા માણસને તેની મુશ્કેલીમાંથી કોઈ બચાવી શકતું નથી, યા મદદ કરી શકતું નથી. ગમે એવી દોલત યા સતા છતાં તે પોતાના પાપોના પરિણામમાંથી બચી શકતો નથી, અને આખી ધર્તી ઉપર કોઈપણ ઠેકાણે તેને આશરો મળતો નથી. બીજા હાથ ઉપર નેક માણસોની નેકી દરેક દુઃખ અને આફત સામે તેઓને અપુટ રક્ષણ આપે છે. ગમે એવો બળવાન મુદઇ વટીક તેઓનો એક બાલબી વાંકો કરી શકતો નથી. જેઓ દુન્યામાં નેકીના મારગ ઉપર સીધા ચાલયા જાય છે, તેઓ સદા સુખ અને શાંતીમાં રહે છે. નેકીનું બખ્તર અણદીઠ છે, પણ તે પોલાદના જેવું મજબુત છે. એ બખ્તર પહેરનારો માણસ મુશ્કેલી અને આફતના ચોતરફના મારા વચ્ચેથી કાંઇબી ઇજા વગર સલામત પસાર થઇ શકે છે.



## રોજ ૬ ઠો ખોરદાદ માહ ૮ મો આબાં.



આપણી ભુલો તથા પાપો આપણુને માટે આશીરવાદના રૂપમાં ફેરવાઇ જાય છે. પણ તે કયારે? તે માટે ખરાં અંતઃકરણથી પસ્તાવો કરવામાં આવે ત્યારેજ. જીંદગીમાં આગળ વધવા માટે એકવારની આપણી ભુલો આપણુને ઘણી કામની થઇ પડે છે. પાપના ખાડામાં પડવા છતાં, અહુરમઝદની મેહેરબાનીથી તે પાપ આપણા આત્માને નવો જન્મ આપે છે—પણ તેખી ખરાં અંતઃકરણથી પસ્તાવો કર્યે ત્યારેજ. એ પસ્તાવાના અંગારમાંથી આપણુને ચરચરૂ સોના જેવા થઇને બાહેર પડયે છીયે અને બધો મેલ તથા કચરો પાછળ મેલી આવયે છીયે. પણ યાદ રાખવું કે ફકત અહુરમઝદજ આપણા પાપોને આશીરવાદના રૂપમાં ફેરવી નાંખી શકે છે—તે સીવાય બીજા કોઇજ નહી—અને તેખી ખરાં અંતઃકરણથી પસ્તાવો કર્યા પછીજ. આપણુ જો અહુરમઝદની પનાહ હેઠળજ રહીશું, તો આપણી શીકસતોખી આશીરવાદના રૂપમાં ફેરવાઇ જશે અને આપણુને વધારે ઉંચ હાલતમાં લઇ જનારાં પગથીયાં જેવી થઇ પડશે.



## રોજ ૭ મો અમરદાદ માહ ૮ મો આવાં.



મુર્ખ માણસો પોતાની નીશફળતાનો ટોપલો બીજાઓને ગળે ઓળવવા માંગે છે, જ્યારે ડાહ્યા પુરૂષો તે માટે પોતાનોજ કસુર કબુલ રાખે છે. દરેક માણસે પોતાની ભુલચુકની જોખમદારી પોતાનેજ માથે લેવી જોઇયે. એ ઉપરાંત ભુલચુક થાય, યા નીશફળતા મળે, તે માટે નીરાશ થવાની કાંઇ જરૂર નથી—એ નીશફળતામાંથીજ આપણને મોટું ડહાપણ મેળવવાનું છે. નીશફળતાના અનુભવથી જે ડહાપણ અને જ્ઞાન મળે છે, તેવું જ્ઞાન ગમે એવા કાબેલ શીક્ષક મારફતે મેળવી શકાતું નથી. આપણે જે દરેક ભુલ કરયે અને જે દરેક ઠોકર ખાઇયે, તેમાં ઘણોજ અગત્યનો પાઠ સમાયલો હોય છે. પણ મુશ્કેલી એ છે કે એ પાઠ મેહેનત લઇને શોધી કહાડયે, તોજ તે શીખી શકાય. પૈસાની, તનદરોસ્તીની યા બીજી કોઇબી જાતની ખુવારીમાં કાંઇક ઉતમ સુખ સમાયલું હોય છે. જેઓ એ સુખ શોધી કહાડવાની તકલીફ લે છે, તેઓ ખુદ પોતાનીજ નીશફળતાના રખસ ઉપર સ્વાર થઇને ફતેહના પર્વતની ટોંચ ઉપર જઇ શકે છે.



## રોજ ૮ મો દએપાદર માહ ૮ મો આવાં.



બીજાઓની ચઢતી હાલત જોવાથી જે માણસના દીલમાં અદેખાઈનો આતશ ઉત્પન્ન થાય, તે માણસ શાંતી ભોગવી શકે નહી. તેજ મુજબ બીજાઓએ કરેલાં નુકસાન યા ઇજા માટે જે માણસના દીલમાં ધીક્કારનું પજરણ ચાલુ રહે તે માણસબી શાંતીનું સુખ ભોગવી શકે નહી. અદેખાઈ, કીનો, લોભ, હવસ, ગુસ્સો, વગેરે દીલમાંના મેલા જુસ્સાઓ દુર થાય, ત્યારેજ માણસ સંપુર્ણ શાંતીવાળી સુખી જીંદગી ગુજારી શકે. જે માણસે ખુદ પોતાનાં અંતઃકરણમાંથી બદીને દુર કરી નાંખી હોય, તે બીજાઓનાં બદ કામો સામે કાંઇ વીરધતા બતાવતો નથી, યા તે માટે તેઓ સાથે લડતો નથી. સબબ, જે માણસ પોતે બદીથી નીરાળો તેને બીજાઓની બદી હેરાન કરીજ કેમ શકે? તેથીજ એવા નેક માણસો પોતાના દુશ્મનોથી કાંઇ ડરતા નથી અને તેઓની બુરાઇના બદલામાં તેઓ સાથે સામી ભલાઇ કરવાને તેઓ સહેજબી અચકાતા નથી.



## રોજ ૯ મો આદર માહા ૮ મો આવાં.



સગાં વ્હાલાંઓ, સગાઇના ગાંઠને લીધે આપણા ખેરખાહો હોવાંજ જોઇયે એવું કાંઇ નથી. સબબ, બાપ બેટા વચ્ચે અને ભાઇ ભાઇઓ વચ્ચે ડોળે દીઠું વેર પડવાના દાખલા કાંઇ ઓછા નથી. જેમ પારકા આસામીઓ સાથે પ્યારથી વર્તીને તેઓને આપણા મીત્રો બનાવ્યે છીયે તેજ મુજબ એક ઘરમાં સાથે વસનારાં કુટુંબીઓને પણ આપણા ખેરખાહો બનાવવાં માટે પ્યારભરી લાગણીથી, અને જરૂર પડવે તેઓ તરફ મદદનો દસ્ત લંબાવીને તેઓને જીતી લેવાં જોઇયે. ત્યારેજ તેઓ આપણને ખરાં હેતથી ચાહતાં શીખશે—અને નહી કે આપણી સાથની સગાઇના ગાંઠને ખાતર. આપણા પેશીઓને એકવાર આપણા ખરા ખેરખાહો બનાવ્યા પછી તેઓ સાથના વહેવાર દરમ્યાન દરેક તક મળતાં એક યા બીજી રીતે તેઓનું ભલું કરીને યા તેઓને કાંઇ મદદ કરીને તેઓની મીત્રાચારી અને ભલી લાગણી જાળવી રાખવી જોઇયે.



## રોજ ૧૦ મો આવાં માહ ૮ મો આવાં.

કોઇનોબી સરોપરો રાખ્યા વગર જે હોય તે મોંહડાંપર તડ ને ફડ કહી દેવું, એ સદગુણ નહી પણ દુર્ગુણ છે. કેટલાંક માણસો મોટી ઉકમાઇથી તડ ને ફડ કહી દેવાની પોતાની હીમત માટે છડે-ચોક વડાઇ લે છે. તેથી કોઇને અપમાન થાય છે કે નહી યા કોઇની લાગણી દુખાય છે કે નહી તેનો સહેજબી ખ્યાલ કર્યા વગર જે મોહડામાં આવે તે તેઓ બકયા જાય છે. તેમ કરીને તેઓ પોતાની બહાદુરી નહી, પણ બેઅદબી અને તોછ-ડાઇ બતાવે છે. સામા ધણી માટે આપણે શું ધાર્યે છીયે તે તેના મોહડાં ઉપર કહી દેવાનો આપણને કાંઇબી હક નથી, સીવાય કે તેનું દીલ ખુશી થાય એવું કાંઇ આપણે કહેતા હોઇયે. આપણો મીજાઝ જો પાધરો ન હોય, તો તેને આપણી છાતીમાંજ દાબી રાખવો જોઇયે. નહી કે બીજાઓની લાગણી દુખવવા માટે બાહેર ખાલી કરવો જોઇયે. પણ ગુસ્સાને બાહેર કહાડી નાંખીને છાતી ખાલી કરયા વગર જો નહીંજ રહેવાનું હોય, તો બેહેતર છે કે આપણા ખાનગી ઓરડામાં જઇ બારી બારણા બંધ કરીને ખાલી કરવો, કે જેથી તે ધીક્કારભરયા શબ્દો આપણા પોતાના કાન સીવાય બીજા કોઇના કાન ઉપર પડે નહી.

## રોજ ૧૧ મા ખોરશેદ માહા ૮ મા આવાં.

મોહડાંમાંથી નીકળી પડેલા શબ્દો કદીબી પાછા ખેંચી લેવાતા નથી. એ શબ્દો આપણા મોહડાંમાંથી જેટલી સહેલાઇથી બાહેર નીકળી પડે છે તેટલુંજ એ શબ્દોનું બળ પણ જબરૂં છે. આપણે ઉચ્ચારેલા શબ્દોથી સામા ધણીનું દીલ ખુશ થયું કે કે દુખાયુ તેનો ઝાઝો ખ્યાલ આપણે કરતા નથી. પણ યાદ રાખવું જોઇયે કે આપણા મુખમાંથી નીકળી પડેલા શબ્દો કોઇવાર સુગંધી ફુલોની પેઠે સામા ધણીની આસપાસ પમરાત અને બેહેકબેહેકાત ફેલાવે છે અને તેથી તેનું દીલ બાગબાગ થાય છે. પણ બીજા હાથ ઉપર કોઇવાર આપણા તેજ મુખમાંથી નીકલેલા શબ્દો કાંટાવાળા તારની પેઠે સામા ધણીનું અંતઃકરણ વીંધી નાખે છે અને તીરની પેઠેજ તેના અંતઃકરણમાં તે ખુંચી બેસે છે. તેથીજ જરૂરનું છે કે આપણાંથી ચહડતા દરજાના, યા ઉતરતા દરજાના કોઇની આસામી સાથે વાતચીત કરતાં કાંઇ માહો બોલ નીકળી ન પડે તેની સંભાળ રાખવી. ખસુસ કરીને સામા ધણીથી છુટા પડતી વખતે એવી સંભાળ રાખવાની વધુ જરૂર છે, કારણ કે આપણી એ મુલાકાત છેલ્લીજ હોય અને ફરીથી આપણે તેને મળી ન શકયે એ તદન બનવા જોગ છે.

## રોજ ૧૨ મો મોહોર માહ ૮ મો આવાં

—✤—

બેહેસ્તની જીંદગીમાં સંપુર્ણ છુટાપણું ભોગવવાનું છે. એ જીંદગીમાં કોઈની ચાકરી યા ગુલામગીરી કરવાની નથી. પણ એ છુટાપણું ફક્ત અહુરમઝદના ફરમાનો મુજબ ચાલીને નેકી અખ્ત્યાર કર્યાથીજ મળી શકે છે. જે માણસ પોતાની ઇંદ્રીઓના વીશયોમાંજ લપટાયલો રહે છે તેજ ખરેખરો ગુલામ છે—એ ઇંદ્રીઓને વશ કરવી તેજ ખરેખરૂં છુટાપણું છે. જેઓ ઇંદ્રીઓની ગુલામગીરીમાં બંધાયલા છે, તેઓ રખેને પોતાની મજાહ જતી રહે કરીને એ ગુલામગીરીની સાંકળ તોડીને છુટવા માંગતા નથી. બેહેસ્તની જીંદગીના સંપુર્ણ છુટાપણા અને શાંતીનો સહેજ ઝાંખો ખ્યાલબી તેઓ ધરાવતા નથી અને તેથીજ તેઓ ઇંદ્રીઓની ગુલામગીરીમાં સદા જકડાયલા રહે છે.

—✤—

## રોજ ૧૩ મો તીર માહ ૮ મો આવાં.



માણુસ જયાં સુધી પોતાના શરીરને, યાને પોતાના સ્વાર્થને વળગી રહે છે, ત્યાં સુધી તે ભુલચુક કર્યા જાય છે, પણ જયારે તેનો આત્મા અહુરમઝદ સાથે મળે છે, ત્યારે તે સપુર્ણ શાંતી ભોગવતો થાય છે. જયાં સુધી માણુસ પોતાનાજ લાભનો વીચાર કરે છે અને પોતાના શરીરને પંપાળવાનીજ યોજનાઓ રચે છે, ત્યાં સુધી તે અહુરમઝદથી તેમજ આત્માના જથુકના સુખથી દુર રહે છે. જે માણુસ પોતાના લાભનો યાને પોતાતાની ઇંદ્રીઓની મોજમજાહનો વીચાર તજી દે છે, તે દુન્યાદારીની સઘળી રંજ, ગુચવણ અને મુંઝવણ પોતાની પાછળ મેલી આવે છે. તે એક ઘણીજ સ્વચ્છ અને સાદી, પણ બેહદ સુખવાસી અને શાંતીભરી જીંદગીમાં દાખલ થાય છે. જેઓ દુન્યાદારીની તકલીફી મોજમાં પડેલાં છે, તેઓને એ સુખવાસી જીંદગીનો સહેજબી ખ્યાલ નથી—તેઓ એ તકલીફી મોજથી હાથ ઉઠાવે, તોજ અહુરમઝદ તરફના આખુટ સુખનો ખ્યાલ મેળવી શકે.



## રોજ ૧૪ મો ગોશ માહ ૮ મો આવાં.



સંપુર્ણ અશોઈ અને અહુરમઝદ ઉપરનો અખુટ ઈતબાર, એ બે સદ્‌ગુણ જે માણસ ધરાવતો હોય, તે દુન્યામાં કોઇભી ચીજ માટે મોહતાજમંદ રહેતો નથી. તે સારી તંદરોસ્તી, દુન્યાદારીના કામકાજમાં ફતેહ અને પોહોળી સત્તા ધરાવે છે. બીમારી, નીષ્ફળતા યા આફત, એવાં માણસ આગળ જતાં નથી, કારણ કે એ સઘળી મુશ્કેલીઓને પોષણ મળે અને તેઓ આગળ વધી શકે એવા દુરગુણ એ માણસમાં નથી. સ્વચ્છ મક્કમ મનના એ સઘળા પ્રતાપ છે. એવું સ્વચ્છ અને મક્કમ મન ધરાવનાર માણસનું શરીર પણ મજબુત અને તંદરોસ્ત રહે છે અને તે ઉપર બીમારી ગલબો કરી શકતી નથી. મનને સ્વચ્છ રાખીને હમેશ નેક વીચાર કરનાર માણસ પોતાની આસપાસના વાતાવરણને સ્વચ્છ અને મીઠાશભર્યું બનાવે છે. તેથી તેને પોતાને ફાયદો થાય છે એટલુંજ નહીં પણ તે વાતાવરણના સમાગમમાં આવનારાં બીજાં માણસોનેબી લાભ થાય છે.



## રોજ ૧૫ મો દેપમેહેર માહ ૮ મો આવાં.

માણસ ઉપર કાંઇ દુ:ખ યા આફત આવી પડે ત્યારે તે માટે તેણે દલગીર નહી પણ ખુશી થવું જોઇયે. સબબ, એવી આફતના અનુભવથી માણસને વધારે બળવાન અને વધારે ડહાપણવાળો થવાની તક મળે છે. માણસ ઉપર કાંઇ મુશ્કેલી જો આવી પડે, તો જાણવુ કે તેની વૃદ્ધી માટે એવી મુશ્કેલીની જરૂર છે. વળી એવી કાંઇ મુશ્કેલીને પુગી વળવાનું કૌવતપ્બા તે માણસમાં હોય છેજ, કારણ કે માણસ ઉપર એવી કાંઇ મુશ્કેલી યા આફત આવતીજ નથી કે જેને દુર કરવાની શક્તી તેનામાં નહી હોય. વળી માણસના અંતરમાં કાંઇક ખાંમી હોય ત્યારેજ તેને પોતા ઉપર આવી પડતી આફત યા મુશ્કેલી ઘણી ભારી લાગે છે અને જ્યાં સુધી એ ખાંમી ચાલુ રહે ત્યાં સુધી તે માણસ નાહીંમતજ રહે છે. કાંઇ મુશ્કેલી યા આફત આવી પડતાં તે માટે મનમાં કાંઇબી બળાપો કર્યા વગર નફકરા થઇને ફરવામાંજ લાભ છે. તેથી તે આફતનો બોજો ઓછો થાય છે અને તેની અસર જલદીથી દુર થાય છે.

## રોજ ૧૬ મો મેહેર માહ ૮ મો આવાં.

દરેક માણુસનો સદગુણ તેની પોતાની મતા છે–તે કાંઈ એવી ચીજ નથી કે જે બીજા કોઇ માણુસને આપી શકાય, યા તેની સાથ વહેંચી લઇ શકાય. કોઇ ભુખ્યા માણુસને આપણુ રોટીનો ટુકડો આપી શકીયે, યા હાજતમંદને પૈસાની બક્ષેશ કરી શકીયે, પણુ આપણો કાંઈ સદગુણ હોય તે કોઇનેબી આપી શકાતો નથી. લડાઇના મેદાનમાં લડવા ઉભેલો બહાદુર સીપાહ, પોતાની જોડમાં ધ્રુજતા પડેલા એકાદ નવા શીખાઉ સીપાહને પોતાની હિંમત યા બહાદુરી આપી શકતો નથી. તેજ મુજબ એક પતીવ્રતા નાર અનીતામાં ગબડી ગયલી પોતાની બેહેનપણીને પોવાનું પતીવ્રત આપી શકવી નથી. એ મુજબ દરેક માણુસનો સદગુણ તેની પોતાની મતા છે—તે ગોયા તેના શરીરના એક ભાગ જેવો છે. વરસો અકેક પછી પસાર થવા સાથ તે સદગુણ વધતોજ જાય છે. એક સારૂં કામ વારંવાર કરવાથી તે હંમેશ કરવાની ટેવ પડે છે અને તે ટેવ ચાલુ રાખ્યાથી તે એક સદગુણમાં ફેરવાઇ જાય છે. તે સદગુણ આયંદે જીંદગીનો એક જાથુકનો ભાગ થઇ પડે છે.



## રોજ ૧૭ મો સરોશ માહા ૮ મો આવાં.



અહુરમઝદને મનથી સઘળાં ઈનસાનો સરખાં છે. તે કોઈનીબી તરફદારી કરતો નથી. તે અદલ ઈનસાફી છે, અને દરેક જણુને તેની કરણી મુજબનું વાજબી ફળ આપ્યા વગર રહેતો નથી. માણુસ જો ચાહે તો જીંદગીનો નેક માર્ગ અખત્યાર કરી શકે અને એકવાર તે અખત્યાર કર્યો કે તે પછી તેને માટે સુખ અને ખુશાલી સીવાય બીજું કાંઇ રહેતું નથી. જે માણુસનાં અંતઃકરણુમાંથી પોતાના લાભનો અને ખુદ પોતાનો, યાને પોતે એક જુદો માણુસ છે એવો વિચાર દુર થયો કે તે પછી ને હંમેશના સુખમાં દાખલ થાય છે. તે માણુસ એક એવાં સુખી સેવટ ઉપર આવે છે કે જે સુખ તેની પાસેથી કદીબી છીનવી લેવામાં આવતું નથી. તે સંપુર્ણ શાંતી ભોગવે છે અને બેહેસ્તના માર્ગમાં યાહોમ ધરયો જાય છે.

—●—

## રોજ ૧૮ મો રશના માહ ૮ મો આવાં.

માણુસ પોતાની માયા મેહેરબાનીમાં વધારો ઘટાડો કરે છે, પણ અહુરમઝદ કરતો નથી. ગયાં વરસની આપણી મીત્રાચારી આ વરસ કદાચ મંદ પડી જાય છે. ગેઇ કાલે જેની તરફ આપણે ફીદા થયા હોઇયે તેની તરફ આજે આપણે સખ્ત થઇયે છીયે. પણ અહુરમઝદના બાબમાં તેમ નથી. તેની માયા મેહેરબાની જેટલી અખુટ છે તેટલી વધઘટ વગરની છે, તેટલી તે જાવેદાન સુધી એકસરખી ટકી રહે છે. અહુરમઝદની માયા મેહેરબાનીનો આપણુને વધઘટ થતો અનુભવ મળે છે, પણ ખુદ તેની માયા મેહેરબાનીમાં તો કાંઇ પણ વધઘટ થતી નથી. આપણે કદાચ બેવફા થઇને તેના ઉપકારો ભુલી જઇયે, પણ તે છતાં તેનો પ્યાર તો આપણી તરફ જેવો ને તેવોજ ચાલુ રહે છે. તે તો દયાનો ભંડાર છે—આપણી ગમે એવી બેવફાઇ વચ્ચેબી તે આપણી તરફ રેહમદીલીથી વરતે છે, પણ તે છતાં માણસો તેને નગુણા નીવડે છે.

# રોજ ૧૯ મો ફરવરદીન માહ ૮ મો આવાં.



દુન્યામાં આગળ વધવાની તક દરેક જણને મળે છે. એવી તકો વારંવાર આપણી આગળથી પસાર થઇ જાય છે. પણ મુશ્કેલી એ છે કે ઘણાઓ તે પસાર થતી તકોને પકડી પાડીને તેનો લાભ લઇ શકતા નથી. દરેક પસાર થતો દીવસ માણુસને તરેહવાર જાતની તકો આપે છે; સદગુણમાં આગળ વધવાની, તંદરેસ્તીમાં વધારો કરવાની યા કાંઇ મહાભારત કામ કરવાની તક વારંવાર રજુ થાય છે. તેજ મુજબ દુખ્યાંઓની દાદ લેવાની યા પરમાર્થ કરીને અહુરમઝદને ખુશનુદ કરવાની તકો પણ વારંવાર મળે છે. પણ કમનસીબી એ છે કે તક આવીને ઉભી રહેતાં તેનો લાભ લેવામાં ઘણાઓ પછાત પડે છે, અને તે પછી સુખ અને વૃદ્ધીના માર્ગમાં તેઓ પોતે જ્યારે પછાત પડી જાય છે, ત્યારે પોતાના કીસ્મતને બદનામ કરીને કપાળ કુટે છે. અણી ચુકયા તો ભવ ચુકયા. આખી જીંદગી સુધી તે માટે પસ્તાવો કરવો પડે છે.



## રોજ ૨૦ મો બહેરામ માહા ૮ મો આવાં.



માણુસનો આત્મા અહુરમઝદથી જુદો નથી અને દરેક માણુસની સેવટની નેમ અહુરમઝદ સાથે મળી જવાની છે. અહુરમઝદ મળે નહી ત્યાં સુધી આત્મા સંતોશ પામતો નથી. દુન્યાદારીની મોજમજાહ, માયા અને લોભ લાલચો ઉપરથી માણુસનું દીલ જયાં સુધી ઉઠી જતુ નથી અને જયાં સુધી માણુસનો આત્મા તેની અસલ જગાએ જતો નથી. એટલે અહુરમઝદ સાથે મળી જતો નથી, ત્યાં સુધી માણુસના અંતઃકરણ ઉપર દુઃખ અને દલદરસરીનો બોજો ચાલુ રહે છે. એક મોટા મહાસાગરનાં પાણીનું ઘણુજ નાનું ટીપુ-ખી તે મહાસાગરના પાણીના જેવાજ ગુણો ધરાવે છે. તેજ મુજબ અહુરમઝદથી જુદો પડેલો માણુસ-સનો આત્મા ખુદ અહુરમઝદના જેવા ઉત્તમ ગુણો ધરાવે છે. વળી મહાસાગરથી છુટું પડેલું પાણીનું ટીપું, જેમ કુદરતના કાયદા મુજબ સેવટે પાછું મહા-સાગરમાંજ જાય છે, તેજ મીસાલે આપણો આત્મા કુદરતના અચુક કાયદાની રૂએ પાછો પોતાના મુળને એટલે અહુરમઝદને જઇ મળવો જોઇયે અને અહુ-રમઝદના ભીતરમાં ઉતરીને તેની સાથે મીશ્ર થઇ જવો જોઇયે.

## રોજ ૨૧ મો રામ માહ ૮ મો આવાં.

---

માણસ પોતાની આદતોનો ગોલામ છે. પણ જે માણસ પોતાની આદતોને પોતાનો ગોલામ બનાવે તેજ ખરો મરદ બચ્ચો ગણાય. બુરી આદતો ઇનસાનને ખરાબીની ખાડીમાં ઘસડી લઇ જાય છે અને તેને પોતાને તેમજ તેના આખાં કુટુંબને ખુવાર કરે છે. તેથીજ આદતના ગોલામ થઇ રહેવાને બદલે આદતને ગોલામ બનાવીને તેની ઉપર સરદારી ભોગવવી દરેક ઇનસાન માટે જરૂરની છે. એક ખરાબ ટેવના પંજામાં માણસ ગમે એવા સખત રીતે જકડાઇ ગયલો હોય, તોપણ જ્યાં સુધી તે માણસમાં વિચાર શકતી અને સમજ શકતી છે ત્યાં સુધી તે ખરાબ ટેવના પંજામાંથી છુટવું એ કાંઇ તદન નહી બની શકે તેવું નથી, તો જોકે તે ઘણું મુશ્કેલ તો છેજ. માણસ એક વાર મનને મકમ કરે, તો તેથી ગમે તેવી માઠી ટેબ્બી ધીમે ધીમે છોડી શકાય છે. એવી એકાદ ટેવ છોડી દેવાનું પહેલાં બહુજ કઠણ લાગે છે, પણ પાછળથી એટલી બધી ખુશાલી ઉપજે છે કે તે માઠી ટેવ છોડી દવા માટે કીધેલી જીવતોડ મેહેનતનો પુરેપુરો બદલો વળી રહે છે.

## રોજ ૨૨ મો ગોવાદ માહ ૮ મો આવાં.



ખરો કંગાળ માણસ તે છે કે જે પોતાના કામ માંથી તેમજ ફરજમાંથી છટકવા માંગે છે. મેહેનત કરવી પડે એવાં કામમાંથી છટકીને તે આસા-એશ લેવા અને આરામ ભોગવવા ઇચ્છે છે પણ એવી રીતે છટકવાની ચાલુ કોશેશ કરતાં તેનું મન ભમતું અને ચીંતાતુર થાય છે, અને મોડે વહેલે તે પોતાની હીંમત અને સ્વમાન પણ ખોહી બેસે છે. જે પોતાંની શકતી મુજબ કામ યા મેહેનત નહી કરે તેનો જલદીથી નાશ થાય છે. કામ છોડીને આળસાઇમાં વખત ગાળનારાં માણસો સૌથી પહેલાં પોતાના સદગુણો અને તે પછી પોતાની તંદરોસ્તી ગુમાવી બેસે છે. જીંદગી અને કામ, આ બે શબ્દો સાથે જોડાયલા રહે છે. જ્યાં સુધી માણસની હૈયાતી ચાલુ છે ત્યાં સુધી તેણે પોતાની શકતી મુજબ થોડું યા ઘણું કામ કરવુંજ જોઇયે. એકવાર કામ છોડયું કે તે માણસની જીંદગી ધીમે ધીમે નબળી પડીને તેને જાયુકની બીમારી લાગુ પડે છે, યા તે થોડા વખતમાં મરણ પામે છે. સારી તંદરોસ્તી ભોગવવાનો ઉત્તમ નુસકો, શકતી મુજબ મેહેનત કરવાનો છે.

## રોજ ૨૩ મો દએપદીન માહ ૮ મો આવાં



તનદરોસ્તીના જેવું બીજું સુખ નથી. સંમ લાઈ જેવી બીજી કાંઇ બક્ષેશ નથી. પણ તેછતાં સ્વચ્છ અંતઃકરણ આગળ એ સઘળું કુચ્છ બીસાદમાં નથી. અંતઃકરણજ પુરૂષને ખરો મરદ બચ્ચો અને અબળાને નમુનેદાર સ્ત્રી બનાવે છે. તેથીજ અંતઃકરણને સ્વચ્છ રાખવા માટે સઉથી વધુ ધ્યાન અપાવું જોઇએ. અંતઃકરણની સ્વચ્છતા માટે અહુરમઝદને દરરોજની જીંદગીમાં વધુ અને વધુ આમેજ કરવો જોઇયે કે જેથી આપણો આત્મા અહુરમઝદથી છલોછલ ભરાઈ જાય અને આપણી રગેરગમાં તે પસરી રહે. અહુરમઝદના જેવા થવા માટે તેની નકલ પહેલાં અંદરખાનેથી યાને અંતકરણ આગળથી શરૂ થવી જોઇયે. સ્વચ્છ નીરદોશ અંતઃકરણથીજ ઇન્સાન અશો, નીતીમાન અને નમુનેદાર થઇ પડે છે.



## રોજ ૨૪ મો દીન માહ ૮ મો આબાં.



માણસની ફતેહ યા નીષ્ફળતાનું તોલ તેની દાલતથી યા તેણે મેળવેલાં માનચાંદથી થતું નથી. ઘણાક દાલતવાળા એવા નરો છે કે જેઓને લો- કો ઘણા ફતેહમંદ માને છે પણ અહુરમઝદની નજરમાં તેઓ સરવામ નીષ્ફળતા છે. બીજા હાથ ઉપર ઘણાક એવા નરો છે કે જેઓની દયા ખાઇને લોકો તેઓને માટે નીસાસાના આંસુ ટપકાવે છે, પણ અહુરમઝદની નજરમાં તેઓ ઘણાજ ફતેહમંદ છે. ઘણીકવાર આપણે સારી નીઅતથી ભલાં કામો કર્યે જીયે, પણ કાંઇબી સારાં પરિણામ વગર તે નીષ્ફળ નીવડે છે. પણ એ નીષ્ફળતા ખરી નથી. હવે પછાબી તેનું કેવું સારૂં પરિણામ આવશે તે આપણે જાણતા નથી. ભલી નીઅતથી કરેલું ભલું કામ કદીબી ફોકટ જતું નથી. ઘણીકવાર આપણી જીંદગી એક બોજા સમાન લાગે છે. ઘણીબી મેહેનત લેવા છતાં તેનું કાંઇ રૂડું પરિણામ આવતું નથી, પણ ખરી બીના તેમ નથી. ભલાં કામનું ભલું પરિણામ આવવુંજ જોઇયે. તે આપણી નજરે કદાચ નહી પડે, પણ અણદીઠ રીતે તેની રૂડી અસર તો થતી હશેજ—પછી તે આપણે જોઇ યા જાણી ન શકીયે તો શું મુજાકો છે?

## રોજ ૨૫ મો અરસીસંગ માહ ૮ મો આવાં.



અંતઃકરણથી કીધેલી બંદગી તે ખરી બંદગી છે. એવી બંદગી, બંદગી કરનારને માથેનો દરેક નાનો કે મોટો બોજો અહુરમઝદ આગળ લઇ જઇને નાંખે છે. એવી બંદગી નમ્રતાભરી હોય છે. અહુરમઝદની મરજી ઉપરજ તે સઘળું છોડી દે છે. એવી બંદગીના જવાબમાં આપણી ઇચ્છા કદાચ પાર નહીબી પડે, પણ બંદગીથી આપણને વધુ કુવ્વત મળવાને લીધે મુશ્કેલી અને આફત સહન કરી શકાય છે અને આપણે માથેનો બોજો દુર નહીં થવા છતાં આપણે ખુશાલ રહી શકીયે છીયે. આફત અને મુશ્કેલી વખતે ખરાં અંતઃકરણથી બંદગી કરીને આપણને પોતાને અહુરમઝદની દયા ઉપર છોડી દેવાથી આફત દુર થાય છે અને એકબારગી તે દુર નહી થાય તોપણ બંદગીથી તેનો બોજો ઉપાડવાની આપણને શક્તી મળે છે.



## રોજ ૨૬ મો આસતાદ માહ ૮ મો આવાં.

ખરી સુખવાસી જીંદગી મનના જુસ્સાઓને બેઅખત્યાર બાહેર પાડયાથી ગુજારી શકાતી નથી. એવી જીંદગી ગુજારવા માટે મનના જુસ્સાઓને દાબવાની અને કુદરતના અચુક કાયદાઓ મુજબ અમલ કરવાની જરૂર છે. એ કાયદાઓના ગ્નાનથી માણસને દરેક ચીજનો ભેદ સમજ પડી જાય છે—ચીંતા, ફીકર યા દલગીરી માટે તેના મનમાં કાંઇ જગા રહેતીજ નથી. માણસ જયાં સુધી મનના જુસ્સાઓનો ગોલામ થઇને રહે છે, ત્યાં સુધી તેને ઘણીક ફીકર, ચીંતા અને જંજાળોનો બોજો માથે લઇને ફરવું પડે છે. તે પોતાનાજ સુખ દુઃખનો, પોતાની તકલીફો મોજ મજાહનો અને પોતાના જાનની સલામતીનો વીચાર કરયા કરે છે. પણ કુદરતના કાયદાઓનું જ્ઞાન થવાથી જે ભલી અને ડહાપણભરી જીંદગી ગુજારી શકાય છે તેમાં એવી કશીએ જંજાળ હોતી નથી. તે જીંદગી ગુજારતાં માણસ પોતાના લાભો ભુલી જ઼ઇને આખી દુન્યાના લાભોનો વીચાર કરે છે અને ભવીશ માટેની તેની સઘળી ચીંતા રાતના એક સ્વપનાની પેઠે વીસરાઇ જાય છે.



## રોજ ૨૭ મો આસમાન માહ ૮ મો આવાં.



માણુસ જયાં સુધી પોતાના મન ઉપર કાબુ મેળવતો નથી ત્યાં સુધી તે આ દુન્યામાં માત્ર નામની હસ્તી ભોગવે છે—જયારે તે મનના જુસ્સાઓ ઉપર કાબુ મેળવે છે ત્યારે તે ખરેખરી જીવવા લાયકની જીંદગી ગુજારે છે. દુન્યામાં કાંઇબી મહાભારત કામ એક માણુસ કરી શકે તે અગાઉ પહેલાં પોતાના મન ઉપર કાબુ મેળવવાના બાબમાં તેણુ કાંઇક ફતેહ મેળવવી જોઇયે. જે માણુસ પોતાના અંતરના જુસ્સાઓ ઉપર હકુમત ભોગવી ન શકે તે દુન્યાદારીની બાહેરની ચીજો ઉપર કાબુ રાખી શકે એ બનવાજોગ નથી. બીજા હાથ ઉપર જે માણુસ પોતાની લાગણીઓ અને જુસ્સાઓ ઉપર કાબુ રાખવામાં ફતેહ પામે છે તે દુન્યામાં વધુ અને વધુ ફતેહ મેળવ્યો જાય છે. મન ઉપર કાબુ રાખવા અગાઉ તેની જીંદગી કાંઇબી અર્થ યા નેમ વગરની હતી—કાબુ રાખવા પછી તે ખરેખરી જીવવા લાયકની જીંદગી શરૂ કરે છે એટલુંજ નહી પણુ ખુદ પોતાની સરજતનેબા તે નવું રૂપ આપે છે.



## રોજ ૨૮ મા જમીયાદ માહ ૮ મા આવાં.



મરતી વખતે મોટી દોલત મેલી જવી તેથી કાંઈ જીંદગીમાં ફતેહ મેળવેલી કહેવાય નહી. દુન્યાના લોકોની નજરે દેખાતી એ ફતેહ પરવરદેગારની નજરમાં મોટી નીશફળતા જેવી છે. આપણે જે માણસોને નીશફળ નીવડેલા માનીયે છીએ તેઓ અહુરમઝદની નજરમાં પણા ફતેહમંદ લેખાય છે. બદી અને લોભ લાલચોને શરણ થઈને હીરા મોતીનો ઢગલો મરતી વખતે પાછળ મેલી જવો એ મોટી નીશફળતા છે—તેને બદલે એજ લોભ લાલચો સામે લડત ચલાવતાં કંગાળીયતમાં સબડીને ખાલી હાથે અહુરમઝદની દરગાહમાં જવું એ બેશક મોટી ફતેહ છે. દોલતથી ભરચક થયલા પણ પાપથી ખરડાયલા હાથોવાળો માણસ મરતાં બીહે છે—તેનો પ્રાણ શરીરમાંથી નીકળી જતી વખતે તે જબરો ધ્રુજે છે. પણ જે ધણીના હાથ પાપના એકબી દાગ વગરના હોય છે તે ગમે એવી મીસકીન હાલત છતાં શાંતી અને સંતોશ વચ્ચે પોતાનો પ્રાણ તે કીરતારને સ્વાધીન કરે છે.



## રોજ ૨૯ મો મારેસપંદ માહ ૮ મો આવાં.

અહુરમઝદનો ઇન્સાફ સમજવા માટે બે ચીજની જરૂર છે. પહેલી એકે માણસે પોતાના જુસ્સાઓને દાબી દેવા. બીજી એ કે દરેક માણસ જુદા નથી, પણ આખી બેગી દુન્યાના એક ભાગ જેવો છે એમ સમજવું. માણસ જ્યારે આ બીના બરાબર સમજતો થાય છે, ત્યારેજ તે અહુરમઝદના ઇનસાફનુ વાજબીપણું જોઇ શકે છે. "આ માણસે મને ઇજા કીધી-પેલાએ મને અપમાન કરયું-ફલાંણાએ મને ગેરઇન્સાફ કીધો," એ પ્રમાણે માણસ જયાં સુધી મનમાં મુઝાયા કરે છે ત્યાં સુધી તે અહુરમઝદના ઇન્સાફનું વાજબીપણું જોઇ શકતો નથી. માણસ ઉપર જેબી કાંઇ દુઃખ યા સુખ પડે છે, તે સઘળું અહુરમઝદના વાજબી ઇન્સાફથીજ બને છે, અને કાંઇબી ખામી વગર અચુક રીતે બને છે. જેઓ આ બીના બરાબર સમજે છે તેઓ પોતા ઉપર પડતા હાંદેસા, આવી પડતી આફત યા દુઃખ સુખ માટે કાંઇબી બરબડતા નથી, પણ નેધીરજથી સહન કરે છે. સબબ, તેઓ સમજે છે કે તેઓની પોતાનીજ આગલી કરણીનાં તે પરીણામ છે અને અહુરમઝદના વાજબી ઇન્સાફની રૂએજ તે પરીણામો આવ્યાં છે.

## રોજ ૩૦ મો અનેરાંન માહ ૮ મો આવાં.



સ્રષ્ટીના કારોબારને લગતા અહુરમઝદના ખુલંદ કાયદાનું ગ્નાન જે માણસ ધરાવે છે, તે કદી કોઇપર કાંઇ બોહતાન મેલનો નથી, દુન્યામાં બનતા કોઇબી બનાવના વાજબીપણા માટે તેના મનમાં કાંઇ શક રહેતો નથી, તે કદી નાસીપાસ યા ઉદાસ થતો નથી. તેનો સબબ એ કે અહુરમઝદના બુલંદ કાયદાના ગ્નાનથી તે બરાબર સમજે છે કે અહુરમઝદ પોતે ઇન્સાફી છે અને સ્રષ્ટીના કારોબાર માટે તેણે ઘડેલા કાયદાઓ વાજબી અને ખરા છે. ખોટું જો કોઇબી હોય, તો માણસ પોતે છે, કારણ કે અહુરમઝદના કાયદાઓનું વાજબીપણું તે સમજતો નથી. માણસ જો દુન્યામાં સુખી થવા માંગતો હોય તો તેના સુખનો સઘળો આધાર તેની પોતાની ઉપર અને નેકી અખત્યાર કરવાની તેની કોશેશો ઉપર છે. નેકી અખત્યાર કરવાથી માણસના ગ્નાનમાં તેમજ સુખમાં વધારો થાય છે, ઇદ્રીઓની મોજમજાહને લગતી ગુલામગીરીમાંથી તેનો છુટકો થાય છે અને બેહેસ્તના હમેશના સુખ તરફ તે આગળ વધે છે.



## રોજ ૧ લો હોરમજદ માહ ૯ મો આદર.

દુઃખના દર્યાવની સામી બાજુએ સુખનો કીનારો માલમ પડયા વગર રહેતો નથી. અલબતાં દુઃખ યા આફતની વખતે દીલમાં કાંઇ ખુશાલી તો નહીજ લાગે. પણ એકવાર તે આફત દુર થઇ કે તેનું પરીણામ સુખ અને સંતોશમાંજ આવવાનુ. જેમ દીવસ પછી રાત તેમ દુઃખ પછી સુખ આવવુંજ જોઇએ. અહુરમઝદ આપણી ઉપર દરેક રીતે કુરબાન અને મેહેરબાન છે. તે આપણને આ દુન્યામાં મોકલીને દુઃખી કરવાની નેમ રાખે એ બનેજ નહી. પણ મુશ્કેલી એ છે કે તેની મતલબ આપણે બરાબર સમજતા નથી. આપણા મનથી જે દુઃખ અને નીરાશી લાગે છે તે બીજું કાંઇજ નહી પણ આપણા સુખનો રસ્તો ખુલ્લો કરવા માટે અહુરમઝદે મોકલેલાં સાધનો છે મોટી ખોટ જાય તો તેથી નફાનો દરવાજો ખુલ્લો થાય છે. એ દરવાજો ખોલવાની અહુરમઝદની રીત ન્યારી છે. ઇન્સાનો તે સમજતા નથી અને દુઃખ યા આફત આવી પડતાં તેને ફોકટનો બદનામ કરે છે. અહુરમઝદ તો ભલાઇનો ભંડાર છે. તે માણુસનું ભલું કરવા સીવાય બીજી કાંઇ નેમ રાખતોજ નથી. ઇન્સાન પોતાનું દરેક કામ—સુખ—દુઃખ—આફત સઘળું અહુરમઝદની મુનસફી ઉપર છોડીને નીરાંતે બેસે—તો અહુરમઝદ તેનો એક બાલબી વાંકો થવા દેશે નહી.

# રોજ ૨ જો બેહમન માહ ૯ મો આદર.

નાલેસી કરનાર જેટલો ઠપકાને પાત્ર છે તેટલોજ તે સાંભળનારની છે. કોઇ બીજાની કાંઇ નાલેસી કરવા માંડે કે તુરતજ સાંભળનારાઓના કાનો બંધ થવા જોઇયે. નાલેશી કરનારને કોઇની બદગોઇ કરવાનો જેટલો હક નથી તેટલોજ બીજાઓને સાંભળવાનો હક નથી. સાંભળનારાઓ જો નાલેશી સામે પોતાના કાનો બંધ કરી નાંખે તો બદગોઇ કરનાર પોતાની વાત આગળ ચલાવી શકેજ નહી. ખોદાએ કાનો સાંભળવા માટે આપ્યા છે; પણ કોઇવાર છતા કાને બેહેરા થઇ જવાની જરૂર પડે છે. સભ્યતાનો કાનુન એવો છે કે બીજાઓ કાંઇ બોલે, યા જુઠો બકબકારો વટીક કરે, તો તે પણ ધીરજથી સાંભળવો. પણ એ કાનુન એમ તો કેહતોજ નથી કે કોઇની બદગોઇ થતી હોય, તો તે નીરાંતે બેસીને સાંભળયા કરવી. એક મગતરૂં આંખ આગળ ઉડતું ઉડતું આવે, તો આંખના પાપણ પોતાની મેળે બંધ થઇ જાય છે. તેજ માફક કોઇની નાલેશીનો અવાજ કાને પડતાં કાનો તુરત બંધ થઇ જવા જોઇયે.

## રોજ ૩ જો અરદીબેહેસ્ત માહ ૯ મો આદર.

દુન્યામાં જે ખરેખરૂં મોટું યાને અગત્યનું કામ છે તેજ કમનસીબે આપણે બજાવતા નથી. આપણે લાખો રૂપ્યાની સખાવત કરયે છીયે, ગરીબ લાચારોને અન વસ્ત્રી પુરાં પાડયે છીયે, બીમારો માટે દવાખાના અને હોસ્પીટલો સ્થાપવે છીયે; વીધવાઓ અશક્તો તથા નાવારસ બાળકો તરફ મદદનો દસ્ત લંબાવ્યે છીયે અને દેશહીતકારીકપણાથી કોમની તેમજ દેશની સેવા બજાવવાની કોશિશ કરયે છીયે. વળી તનની તેમજ મનની કેળવણી આપનારાં ખાતાંઓ સ્થાપીને આપણા ભાઇબંધોને દુન્યામાં આગળ પાડયે છીયે. એ સઘળું તો ઠીકઠીક છે. પણ દુન્યામાં જે સઉથી મોટું અને સઉથી અગત્યનું કામ છે તેજ આપણે બજાવતા નથી—જે કામ કરવાની દરેક ચુસ્ત જરથોસ્તીની ફરજ છે તેજ આપણુ ઘણાઓ કરતા નથી. એ કામ ધર્મ દીનની ડુબાડુબ કરીને ધર્મથી વેગળા ગયલા આસામીઓને બચાવવાનું છે—તેઓને ધર્મ ઉપર પાછા યકીન અને આસ્થા રાખતા બનાવવાનું છે. દુન્યાનું સઉથી મોટું મહાભારત કામ એજ છે, પણ આજે કેટલા થોડા આસામીઓ તે બજાવે છે?



## રોજ ૪ થા શેહેરેવર માહ ૯ મો આદર.



કેટલાંક માણસો તરફ કુદરતી રીતે આપણું દીલ ખેંચાય છે. તેઓના મળતાવડા સ્વભાવથી, સારી રીતભાતથી, યા આપણી ઉપર કરેલાં કાંઇ હેશાનને લીધે આપણુ તેઓની ઉપર ફીદા થઇયે છીયે. અલબતાં, તેમાં કાંઇ પણ ખોટું નથી. પણ બીજા કેટલાક આસામીઓ એવા હોય છે કે જેઓ તરફ આપણને કુદરતી રીતે કાંઇક અભાવ ઉપજન થાય છે. તેઓ સારા આબરૂદાર માણસો હોવા છતાં તેઓના એકમારગી ખવાસને લીધે, યા તેઓના આચાર વીચાર આપણા વીચારો સાથ મળતા નહી થવાને લીધે યા બીજી કાંઇક ખામીને લીધે તેઓ તરફ આપણને અભાવ ઉપજે છે. પણ એવો અભાવ બતાવવો એ ખરા જરથોસ્તીને છાજતું નથી ખરા જરથોસ્તીની ફરજ એ છે કે સઘળાઓને એક ભાઇના જેવા ખરા પ્યારથી ચાહવા. અહુરમજદ ભલા તેમજ બુરા તરફ જેવાં ઉદાર દીલથી અને જેવી રહેમદીલીથી જોય છે તેવીજ રહેમદીલીથી સઘળાં ઇન્સાનો તરફ જોવાની દરેક જરથોસ્તીની ફરજ છે.



## રોજ ૫ મો અસ્પંદાદ માહ ૯ મો આદર.



મનની ખરી વળાણુ અખત્યાર કરનારાઓને ફક્ત સારા વીચારોજ આવે છે અને સારા વીચારોનાં પરીણામમાં તેઓ સારાં કામો કરે છે. મનની ખરી વળાણુ તે માણસ ધરાવનો કહેવાય કે જે પોતાની જીંદગીમાં બનતા સારા તેમજ માઠા, દરેક બનાવમાંથી પોતાને કોઇ લાભ થતો શોધી કહાડી શકે, અને તે ઉપરથી કાંઇક નવું ગ્નાન અને ડહાપણ મેળવી શકે. મનના જે વીચારો ખુશાલી, આશા, હીંમત, અહુરમઝદ ઉપરનો ઇતબાર અને કુલ ઇન્સાનજાત તરફ એકસરખો બીનસ્વાર્થી ચાહ ઉત્પન્ન કરે, તે સારા વીચારો કહેવાય. એવા વીચાર કરનારો પુરૂષ સદાચારી અને ઉપયોગી જીંદગી ગુજારે છે, અને એવા ફતેહમંદ પુરૂશોથીજ દુન્યા સુધારામાં આગળ વધે છે. એવા આસામીઓના સારા વીચારોની પુઠે તેઓનાં સારા કામો પોતાની મેળે ચાલ્યાં આવે છે. પહાડ ઉપર ચહડનારો એક માણસ જેમ આયંદે પહાડને મથાળે જઇ પુગે છે, તેજ મીસાલે મનની સારી વળાણુ ધરાવનારા પુરૂશો સેવટે પોતાની કાંઇઆ ભલી નેમમાં ફાવ્યા વગર રહેતા નથી.



## રોજ ૬ ઠો બેહમન માહ ૯ મો આદર.



માત્ર ભણતરથી યા કીયાકામ કરાવ્યાથી માણુસને કાંઇ શાંતી મળતી નથી. સંપુરણ શાંતી મેળવવા માટે જે એક ચીજની જરૂર છે, તે એ કે માણસે પોતાની લાગણીઓ તથા જુસ્સાઓ ઉપર કાબુ મેળવવો જોઇયે. એવો કાબુ મેળવનારો માણસ કાંઇબી હદ વગરની ખુશાલી અને કાંઈબી ભંગાણ વગરની શાંતી ભોગવી શકે છે. સંપુરણ શાંતી અને ખુશાલી વચ્ચેજ તે સદા વીટળાયલો રહે છે. માણુસના અંતઃકરણમાં જે ખોદા વસે છે, તેના અવાજને, યાને તેના હુકમને તાબે રહીને માણસે પોતાના દરેક વીચાર, દરેક જુસ્સા અને દરેક ઇચ્છા ઉપર કાબુ રાખવો જોઇયે, યાને તેઓને આડે મારગે નીકળી જતાં અટકાવવાં જોઇયે. સંપુરણ શાંતી મેળવવાનો એ સીવાય બીજો કાંઇ મારગજ નથી. જેઓ બીજે મારગે જાય છે તેઓને શાંતી મળતી નથી; શાંતી મેળવવા માટે તેઓના ભણતરો તથા કીયાકામો તેઓને કાંઇ મદદ કરી શકતાં નથી; તેઓ જ્યાં સુધી પોતા ઉપર કાબુ મેળવે નહી ત્યાં સુધી ખુદ અહુરમઝદ યા ફીરેશતાઓ તેઓને શાંતી મેળવવામાં મદદ કરી શકતા નથી.

## રોજ ૭ મો અમરદાદ માહ ૯ મો આદર.

આપણને પોતાને ભુલી જતાં શીખવું એ એક હુનર છે. જેઓ એ હુનર જાણે છે તેઓ દુન્યાનું કલ્યાણ કરી શકે છે. સાધારણ રીતે ઇનસાનો કાંઇબી ભલું કામ કરતી વખતે માન, આદ, ખેતાબ યા ઇનામ મેળવવાની આશા રાખે છે. આપણા કામની પીછાણ થાય અને તે માટે કોઇ આપણો આભાર માને તે આપણને બહુ ગળ્યું લાગે છે. પણ ધારો કે એવા મીઠા શબ્દો કોઇ આપણને નહી કહે અને તેને બદલે આપણને ફફડાટ લગાડનારા કડવા સખુનો કહીને આપણને ગેરઇનસાફ કરે, તો તે છતાંબી ભલું કરવાની આપણી ઉલટ ઓછી થવી જોઇયે નહી. સબબ, આપણે જેબી કાંઇ નેકી યા ભલાઇ કરયે છીયે તે કોઇબી ઇનસાનને ખાતર નહી પણ ફક્ત અહુરમઝદને ખાતર કરયે છીયે. કોઇ ઇનસાન આપણને વગર કારણે વગોવે યા સતાવે તે કારણથી અહુરમઝદ તરફનો ભક્તીભાવ ભુલી જઇને નેકીનો માર્ગ છોડી દેવો એ શરયામ નાદાનીયત છે. કોઇ આપણને વખાણે કે વગોવે, તે કશાંથીબી આપણે અખત્યાર કરેલા નેકીના માર્ગ ઉપર કાંઇ પણ અસર થવી જોઇયે નહી.

## રોજ ૮ મો દેપાદર માહ ૯ મો આદર.



મોહડેની દીલસોજી પાણીના પરપોટા મીસાલ છે, જ્યારે મદદનો હાથ લંબાવીને દેખાડેલી માયા મેહેરબાની સામા ધણીને ખરો સંગીન લાભ કરે છે. મોહડેથી સારી દુવા ચાહવી યા દીલસોજીના સખુનો કહેવા તેજ કાંઇ પુરતું નથી. એ દીલસોજી એવાં રૂપમાં દેખાડવી જોઇયે કે સામા ધણીનાં મનનું સમાધાન થવા સાથ તેની મુશ્કેલી યા આફતથી દુર થાય. આપણે જ્યારે હાજતમંદોની હાજત ટાળીએ યા દુખ્યાંઓનાં સંકટો દુર કરીએ છીયે ત્યારે તેઓને મનથી આપણે અહુરમઝદે મોકલેલા ફીરેશતા જેવાં થઇ પડયે છીયે. ગરીબ લાચારોને મદદ કરવાની કાંઇબી કોશેશ કર્યા વગર ફક્ત તેઓ તરફ મોહડેથી દયા યા દીલસોજી બતાવવી તે તેઓની ઠઠા મશ્કરી કરવા સમાન છે.



## રોજ ૯ મો આદર માહ ૯ મો આદર.



વખતસર બજાવેલી ફરજ આશીરવાદ સમાન છે—કવખતે ફરજ બજાવવાની મેહેનત લેવી ફોકટ છે. એક દુઃખી માણસને દીલાસો દેવાનો યા તેની તરફ દીલસોજી દેખાડવાનો વખત તે દુઃખથી હેરાન થતો હોય ત્યારે છે—નહીંકે બીજે દહાડે. બીજે દીવસે તો તે કદાચ પાછો સાજો થઈ ગયો હોય, યા મરણ્બી પામ્યો હોય. આપણામાંના ઘણાઓ પચ્છમબુધ્ધીયા હોય છે. કોઈને કાંઈ મદદ કરવા યા દીલાસો દેવાનું તેઓને છેક બારમે કલાકે સુઝે છે, કે જ્યારે એવી મદદ યા દીલાસો નકામો થઈ પડે છે. આપણામાના ઘણાઓને અનેકવાર કાંઈક અજાયબી અને અને કાંઈક ખેદ વચ્ચે માલમ પડે છે કે " અરે, આ વાતનો વીચાર જરાક વેહલો કરયો હતે તો આપણે કેવું ભલું કરી શકતે!" પણ દુધ ઘોળાયા પછીનો એવો વીલાપ ફોકટ છે.



## રોજ ૧૦ મો આવાં માહા ૯ મો આદર.



માણુસના વિચાર તે એક જાતના બીયાં છે કે જે તેના મનની જમીનમાં રોપાયા પછી તેનું ઝાડ થઇને તે ઉપર ફળ આવે છે. એ ફળ તે માણુસના સારાં યા નરસાં કામો હોય છે. જે ધણી એક શીક્ષક છે તે બીજાઓના મનની જમીનમાં બીયાંનો વાવનાર છે. યાને તે એક આત્મીક ખેડુત છે. જે માણુસ પોતે પોતાના હાથે શીક્ષણ લે છે યાને જ્ઞાન મેળવે છે, તે પોતાના મનની જમીન ઉપર ખેતી કરનારો એક ડાહયો ખેડુત છે. જેમ બગીચામાં રોપેલાં બીયાં વખતના વહેવા સાથ એક ઝાડ તરીકે ઉગી નીકળે છે, તેજ મીસાલે માણુસના મનમાં રોપેલા વિચારો પણ ધીમે ધીમે સારાં યા નરસાં કામોના ઝાડ તરીકે ઉગી નીકળે છે.



## રોજ ૧૧ મો ખોરશેદ માહ ૯ મો આદર.

માણસનો ખ્યાલ એવો છે કે તે પોતાના ગેબી મીત્ર અહુરમઝદ ઉપર આધાર રાખવાને બદલે પોતાના ઇન્સાન મીત્રોની મદદ ઉપર વધુ આધાર રાખે છે. પણ તેમ કરવામાં તેઓની ભુલ છે. અલબતાં પરવરદેગાર આપણને મુશ્કેલી વખતે જે કાંઇ મદદ કરે છે, તે પોતે જાતે આવીને કરતો નથી, પણ બીજાં ઇન્સાનોની મારફતેજ કરે છે; યાને આપણને જો પૈસાની જરૂર હોય તો અહુરમઝદ કાંઇ પોતે આવીને આપણા હાથમાં રૂપીયા ગણી આપતો નથી, પણ કોઇ બીજા ઇન્સાનના દીલમાં એવી રેહેમ મુકે છે કે તે ધણી આપણને નાણાંની મદદ કરે છે. તેજ મુજબ દુઃખની વખતે જોઇતી મદદ અહુરમઝદ બીજાં ઇન્સાનોની મારફતેજ આપણને પુગાડે છે. પણ તેથી કાંઇ એમ નહી ઠરતું કે એ ઇન્સાનોની મદદ ઉપર આધાર રાખીને અહુરમઝદને વીસારી મેલવો. અહુરમઝદ તેઓના દીલમાં રેહેમ મુકે છે તેથીજ તેઓ આપણને મદદ કરે છે. એ મદદ વરચેબી આપણે અહુરમઝદને ભુલવો જોઇતો નથી, કારણકે આપણો ખરો મદદગાર તે છે, નહીં કે તેના પેદા કીધેલાં ઇન્સાનો.

## રોજ ૧૨ મો મોહોર માહ ૯ મો આદર.



નવાં કપડાં પહેરવા અગાઉ પહેલાં શરીર ઉપરના જુના કપડાં કહાડી નાખવાં જોઇયે. તેજ મુજબ નેકીની નવી જીંદગી શરૂ કરવા અગાઉ પહેલાં બદીના જુનાં વિચારોને દુર કરી નાખવા જોઇયે. સાધારણ રીતે આપણી ખાસીયત અધીરાઇ, અદેખાઇ, ગરૂરી, તુંદ મીજાઝ અને બદીની બનેલી હોય છે. એ જુની ખાસીયત જો પહેલાં નાશ પામે, તોજ તેની જગા નમનતાઇ, ધીરજ અશોઇ, નરમાસ અને પરમાર્થની નવી ખાસીયત લઇ શકે. પાપ અને ગમગીનીની જુની જીંદગીને દુર કરી નાખ્યે તોજ અશોઇની ખુશાલીભરી જીંદગીની શરૂઆત સાથ જે કાંઇ જુનુ પુરાણું અને કદરૂપું હોય તે નવું અને સુંદર થઇ જાય છે. સફીનો આ નીયમ જેઓ પીછાને છે, તેઓને આત્માનું ઉંમદનું રહેઠાણ—બેહેસત—મળી શકે છે.



## રોજ ૧૩ મો તીર માહ ૯ મો આદર.



શાંતીનો ભેદ કાંઇ છુપો નથી. અહુરમઝદ તરફની વફાદારી અંતઃકરણને સંપુર્ણ શાંતી બક્ષે છે. આપણા મહાન પેગમબરની શાંતી અહુરમઝદ તરફના અખુટ ભક્તીભાવમાંજ સમાયલી હતી. શાંતી મેળવવાનો એ સીવાય બીજો કાંઇ રસ્તોજ નથી. અહુરમઝદની મરજીની સામે થવાથી, તેના કાયદાઓ તોડયાથી અને તેની પનાહ હેઠળથી નીકળી જવાથી આપણા અંતઃકરણની શાંતીમાં ભંગાણ પડે છે. અહુરમઝદ તરફનું ફરમાન આપણે રાજીખુશીથી માથે ચહડાવ્યે અને તે મુજબ અમલ કર્યે, તો તે પછી આપણી શાંતીમાં કશાંથાબી ખલલ થવાનો સંભવ રહેતો નથી. અહુરમઝદના ફરમાનોને વફાદાર રહેવાથી સંપુર્ણ શાંતીનું સુખ મળે છે એટલુંજ નહી, પણ આપણી આખી જીંદગી ખુશાલીથી છળાછળ થઇ જાય છે.



## રોજ ૧૪ મો ગોશ માહ ૯ મો આદર.

અહુરમઝદ જેઓને ખરા પ્યારથી ચાહે છે. તેઓ ઉપર દુઃખ પાડીને તેઓના દુરગુણો તે છોડાવે છે. એ મુજબ માણસ ઉપર દુઃખ પડે છે તે અહુરમઝદ તરફના પ્યારની નીશાની છે. કોઇબી દાનેશમંદ પીતા પોતાના દીકરાને અપટીત લાડ લડાવીને છકાવી મેલશે નહી યા નુકશાનકારક મસ્તી તોફાન તેને કરવા દેશે નહી. જે પીતા ખરેખરો દુર અંદેશ હશે, તે પોતાના બેટાનો વાંક પડતાં તેને શીક્ષા કરીને સુધારવા માટે હંમેશ કાળજીમંદ રહેશે. સઘળાં ઇન્સાનોનો પીતા અહુરમઝદ તેવીજ દાનેશમંદી અને દુરઅંદેશીથી કામ લે છે. તે ખરેખરો દયાળુ છે તેથીજ ઇન્સાનો ઉપર દુઃખ પાડે છે કે જેથી તેઓ પોતાના દુરગુણો તજી દે અને નેકીનો માર્ગ અખત્યાર કરીને બેહેસ્તનું સુખ મેળવે. તે ગુસ્સા યા ધીક્કારથી ઇન્સાનો ઉપર દુઃખ પાડતો નથી, પણ તેઓ તરફના પ્યારને લીધેજ તેઓને શીક્ષા કરીને સુધારે છે નેકીને મારગે ચાલનારાં જે ઇન્સાનો અહુરમઝદને ઘણાં પ્યારાં હોય છે, તેઓ સહેજબી આડાં જતાં અહુરમઝદ તેઓને શીક્ષા કરીને નેકી ઉપર તેઓને વધારે એતબાર બનાવે છે.



## રોજ ૧૫ મો હૅપમહેર માહ ૯ મો આહર.

માણસને ખ્વાસ અધીરો છે, જ્યારે ઇનસાનોને મદદ કરવાની અહુરમઝદની રાહરીતી તેથી ઉલટીજ છે. મરણ સુધી ચાલે અને તે પછીબી છોકરાં સુખી હાલતમાં રહી શકે તેટલું બધું ઇનસાનો અહુરમઝદ પાસે અગાઉથી માંગે છે. પણ માણસોને આપવાની અહુરમઝદની રીતી તેથી ઉલટી છે. તે એકદમ આપતો નથી, પણ જેમ જરૂર પડતી જાય તેમ તે સબળાઓને ખપજોગું ચાલુ આપ્યો જાય છે. સુલેહ ચાલુ હોય ત્યારે નહી પણ લડાઇ જાગે ત્યારેજ તે લડવાનું જોર બક્ષે છે. જમશેદ પાદશાહના વખતમાં વસ્તી જ્યારે ઘણીજ વધી ગઇ અને લોકોને રહેવાની જગા નહી મળી, ત્યારેજ અહુરમઝદે દરયાના પાણી પાછળ હઠાવીને જગા કરી આપી, તે અગાઉ નહી. દરેક બાબદમાં મદદ કરવાનો અહુરમઝદનો કાનુન એજ છે. ઇનસાનોને ભવીશમાં જે ચીજનો ખપ પડવાનો હોય, તે અહુરમઝદ અગાઉથી આપી મુકતો નથી, પણ ખપ પડે ત્યારેજ આપે છે. ઇનસાનોને જ્યારેબી કશાંની જરૂર પડે છે, ત્યારેજ તેઓની હાજત દુર કરવાનો સામાન તૈયાર થાય છે. તે અગાઉ નહી. તે છતાં ઘણાઓ દસ પંદર વરસ પછીની હાજતો માટે હમણાથીજ મુઝાય છે! વખત આવશે અહુરમઝદ દરેક વાજબી હાજત દુર કરયા વગર રહેતો નથી તે દરેક ઇનસાને ખુબ યાદ રાખવું જોઇયે.

## રોજ ૧૬ મા મેહેર માહ ૯ મો આદર.



"આજે સચ્ચાઈની દુન્યા નથી—જો પ્રમાણીકપણે ચાલ્યા તો માર્યા જવાનો સોદો!" આવો વિચાર જેઓ કરે છે, તેઓ ખરી આબાદી ભોગવી શકતા નથી. વેપાર ધંધામાં અને નોકરી ચાકરીમાં હરીફાઇ પુશ્કળ વધી ગઇ છે તે ખરી વાત, પણ માત્ર એ "હરીફાઇ"ને ખાતરજ સચ્ચાઇ યા પ્રમાણીકપણામાં ખતરો પડવો જોઇયે નહી. લુચ્ચાઇ લફંગાઇ કરનારાઓ તુરતવેળા ફાવે છે ખરા—વાડી બંગલે રહીને ગાડી ઘોડે ફરે છે ખરા, પણ તે થોડાજ વખત. સેવટે તો સત્ય અને પ્રમાણીકપણાનીજ જય છે. કુદરતનો કાયદો અચુક છે—નીતીથી વેગળા જનારાઓ તેના પંજામાંથી કદીબી છટકી શકતા નથી. જેઓ લુચ્ચાઇ અને બદમાશીમાં મચ્યા રહે છે તેઓ પોતાનો બચાવ કરે છે કે, "શું કરિયે—ધંધાની હરીફાઇને લીધે એ પ્રમાણે કરવું પડે છે!" પણ જેઓ સચ્ચાઇ અને નીતીના માર્ગેજ આગળ વધ્યા જાય છે, તેઓને એવો કશો તકલીદી બચાવ કરવાની જરૂર પડતી નથી.



## રોજ ૧૭ મો સરોશ માહ ૯ મો આદર.



નજદીક આવતી આફત માટે બેસીને ધુજ્યા કરવું અને તે આફત સામે બળતવારીથી લડવા માટે આગમજથી તૈયાર થઇ રહેવું, એ બે વચ્ચે મોટો ફરક છે. બેસીને ધુજ્યા કરવામાં કાંઈ લાભ નથી. લડવાને તૈયાર થઇ રહેવાનો એક મોટો લાભ કોઇવાર એ થઇ પડે છે કે જે આફતને મારી કહાડવાને તૈયારી કરી રાખી હોય, તે આફત આવતીજ નથી. બીજો લાભ એ કે જે ધણી આગમજથી તૈયાર થઇ રહે છે, તે જીંદગીમાં ફતેહમંદીથી આગળ વધે છે. જેઓ દરરોજ અહુરમઝદને યાદ કરે છે અને સાધારણ નજીવાં કામકાજમાં પણ સઘળો આધાર તેની ઉપર રાખે છે, તેઓની રગેરગમાં એક જાતનું ચોકસ છુપું બળ એવું તો પસરી રહે છે કે જેની મદદથી તેઓ આફત યા મુશ્કેલી સામે ઓસતવારીથી ટકી રહે છે. એ છુપું બળ સંઘરી રાખનારાઓ કશાંનીબી પરવા કર્યા વગર દુન્યામાં સડસડાત આગળ વધી શકે છે.

## રોજ ૧૮ મો રશના માહ ૯ મો આદર.

---

ઘણાક માણસોના દીલમાં પ્યારનો ઝરો ભરચક હોવા છતાં તે બંધાઇ ગએલો હોય છે. તેઓ મોહડેથી હેતવંતા સખુનો બોલીને યા બીજી કોઇ રીતે પોતાનું વહાલ દેખાડતા નથી. ગમે એવો મજબુત પ્યારબી જો આવી રીતે ઢંડોગાર હોય, તો તે શા ખપનો? દુન્યામાં સંખ્યાબંધ માણસો એવા હોય છે કે જેઓ જરૂર પડે તો પોતાના વ્હાલાંઓને ખાતર પોતાનો જાન આપવાનેબી તૈયાર થાય; અને એટલું બધું છતાં તેઓ એવા કરડા અને એટલા કઠોર મીજાઝના હોય છે કે પોતાના તેજ વ્હાલાંઓ સાથે મીઠાશથી બે વાત કરવાની યા પ્યારભર્યા બે સખુનોથી તેઓને ખુશાલ કરવાની કદીબી કાળજી ધરાવતા નથી. તેઓના જીગરો પ્યારના ઉભરાઓથી છળાછળ થતાં હોવા છતાં તે ઉભરાઓ બાહેર નહી પડવાથી તેઓના વહાલાંઓ તેઓની એક પ્યારભરી ચશમ માટે યા તેઓ તરફના હેતના બે મીઠા શબ્દો માટે સદા આરજુમંદ રહે છે. એવી જાતનો પ્યાર શું ખપનો? સામા ધણીને મનથી એવો પ્યાર હોયશે યા ન હોયશે સરખોજ છે.

## રોજ ૧૯ મો ફરવરદીન માહ ૯ મો આદર.



બોલેલા બોલ અને મારેલા ગોળા, એ બે કદીબી પાછા ખેંચી લેવાતા નથી. તેથીજ કોઇને કાંઇ કડવો સખુન કહેવા અગાઉ બે નહી પણ બાર વાર વીચાર કરવાની જરૂર છે. પણ કદાપી એકવાર મોહડામાંથી કઠણ શબ્દ નીકળી ગયો હોય, અને તેથી સામા ધણીનું મન દુખાયું હોય, તો તેને પાછો મનાવી લેવો જોઇયે, અને તેબી આવતી કાલે નહી—આજેજ. કાલ કોણે જોઈ છે? કાલ પડે તે અગાઉ બેમાંથી એક જણ કદાચ મરણબી પામે અને જો તેમ થાય, તો બે મીત્રો વચે જરાકને ખાતર પડેલો અંતર પાછો દુર થવાની કાંઇ વકીજ નહી રહે. વાંક સામા ધણીનો હોય, અને આપણો સહેજબી કસુર ન હોય, તો તે છતાંબી સામા ધણીને મનાવી લેવાની પહેલી શરૂઆત આપણેજ કરી હોય, તો તેમાં ખોટું શું છે? તેથી કાંઇ આપણે નીચા નહી પડશું, પણ આપણો કસુર નહી છતાં સામા ધણીને મનાવી લાવાથી આપણે મોટું દીલ બતાવેલું લેખાશે.



## રોજ ૨૦ મો બેહેરામ માહ ૯ મો આદર.

ખરેખરી ધાર્મીક અને પવીત્ર જીંદગી ગુજારવાની ઇચ્છા ઉતપન થતાં ઘણાક માણુસો આ દુન્યા અને સંસાર તજીને એકાંતવાસમાં પોતાની જીંદગી પસાર કરવા માંગે છે પણ અહુરમઝદની ઇચ્છા તેમ છેજ નહી–ધાર્મીક જીંદગી ગુજારવા માટે એકાંતવાસ લેવાની કાંઇ પણ જરૂર નથી. પવીત્ર જીંદગી ગુજારવા માટે જે ધરમ એકાંતવાસ લેવાનું ફરમાન આપતો હોય, તે ધરમમાં કોઇક ઠેકાણે કાંઇક ખામી હોવી જોઇયે. બેહેસ્તનું સુખ ભોગવવા માટે સંસાર તજીને અને આપણા કુટુંબ તરફની તેમજ આપણા વાહલાંઓ તરફની ફરજો ચુકી જઇને એકાંતવાસ લેવાની આગ્રા જે ધરમ આપતો હોય તેવા ધરમની આપણુને જરૂર નથી. તેને બદલે આપણુને એવા ધરમની જરૂર છે કે જે દુન્યામાં અને સંસારમાં રહેવા છતાં, અને કુટુંબ તથા કોમ તરફની ફરજો અદા કરવા સાથ ધાર્મીક અને પવીત્ર જીંદગી ગુજારવાની અને એ રીતે બેહેસ્તનું સુખ મેળવવાની સગવડ કરી આપે. જરથોસ્તી ધરમ એવાજ પાયા ઉપર રચાયલો છે. એકાંતવાસ ભોગવ્યા વગર અને સંસારની ફરજો અદા કરવા છતાં તે આપણુને બેહેસ્તના સુખ ભણી ખેંચી લઇ જાય છે.

# રોજ ૨૧ મો. રામ માહ ૯ મો આદર.

અહુરમઝદની મદદ જયારેબી જોઇએ ત્યારે મળી શકે છે. એક ચુસ્ત જરથોસ્તીની આખી જીંદગીમાં એકબી પળ એવી નથી કે જયારે તે પોતાના અંતઃકરણમાંથી અહુરમઝદ ઉપર મુગો સંદેશો મોકલી ન શકે અને અહુરમઝદ તરફથી તેનો જવાબ જરૂરી મદદ સાથ મેળવી ન શકે. અહુરમઝદ કાંઇ દુરદરાઝના બેહેસ્તમાં બેઠેલો નથી. ઉંચે આસમાન ઉપર બેસીને તે નીચે ઇનસાનોના હાવસોસારા ગુપચુપ જોયા કરે તેમબી નથી. તે આપણ દરેક ઇનસાનની લગોલગ હાજર છે એટલુંજ નહી પણ આપણે જયાંબી જઇયે ત્યાં તે હાજર હોય છે. આથી કંઇબી આફત યા જીવ-સટોસટના મામલા વખતે ગભરાઇ જવાની કાંઇ જરૂર નથી. તે વખતેબી અહુરમઝદ આપણી નજદીકમાં હોવો જોઇયે અને તેની એવી હાજરીથી આપણે હીંમત પકડીને સહ્વારો મેળવવો જોઇયે. ખોદાની નજર આગળથી આપણે એક પળબી દુર જતા નથી. તેની નજર હમેશ દરેક ઇનસાન ઉપર ટાંકી રાખેલી હોય છે અને કાંઇબી આફત યા ભય આવી પુગતાં તે આપણુને બચાવવા માટે તુરત આપણી મદદે આવે છે.

## રોજ ૨૨ મો ગોવાદ માહ ૯ મો આદર.



મળી ભેટીને છુટા પડતી વખતે સાહેબ સલામ કરવી એ સારો રેવાજ છે. પણ તે સલામ અકૂ-રામ પ્યારાં દીલથી થવી જોઇયે, કારણકે સામા ધણીને આપણે પાછા વરસો સુધી નહી મળયે અને કદાચ કદીબી પાછા નહી મળયે એ બનવાજોગ છે. કોઇનીબી સાથે કજીયો ટંટો કરીને યા તેનો કાંઈ વાંક તેને દરગુજર કરયા વગર કદીબી છુટા પડવું ન જોઇયે. કાલ કોણે જોઇ છે? આવતી કાલે તે સામો ધણી કદાચ જીવતો નહીબી રહે, અથવા આપણે પોતેબી આવતી કાલ પડે તે અગાઉ આ ફાની જહાન છોડી જઇયે એ બનવા જોગ છે. અને જો તેવું કાંઇક થાય, તો સામા ધણી સાથની ગેરસમજુતી માટે પાછળથી આપણા મનમાં કેટલો બધો ડગડગો રહી જાય? છુટા પડતી વખતની સાહેબ સલામ હમેશ પ્યાર ભરી હોવી જોઇયે. આપણે સામા ધણીને છેલ્લીજ વખત મળતા હોઇયે એમ માની લઇને તેને હેત સાથ ભેટવું જોઇયે, કારણકે બેમાંથી એક જણનું મરણ નીપજે, તો એ મુલાકાત ખરેખર છેલ્લીજ થઇ પડે એ તદન બનવાજોગ છે.

## રોજ ૨૩ મો. દેપદીન માહ ૯ મો આદર.



આ જીંદગીના ઘસડબોડાની ખરી ખુબી ઘણા થોડાઓજ સમજે છે, તેના બોજા હેઠળ માણસો ઘસાઇ પીસાઇ જાય છે તે ખરી વાત, પણ એજ ઘસડબોડો પુરૂષોને ખરા મરદ બચ્ચા તરીકે અને અબળાઓને નમુનેદાર સ્ત્રીઓ તરીકે દુન્યામાં બાહેર પાડે છે. સવારથી રાત સુધી કારખાનાઓમાં, દુકાનોમાં અને આફીસોમાં વહીતરૂં કરનારાઓ થાકીને નસોસ પડી જતાં કેહેવું ઇચ્છે છે કે એ ઘસડબોડામાંથી ખોદા છુટકો કરે! પણ એ ઘસડબોડો તો ખુદ ખોદાએ પોતે ઇનસાનોને માટે સ્થાપેલી નીશાળ છે. એ નીશાળમાંથી ઘડાઇને બાહેર નીકળવું કદાચ મુશકેલ હશે, પણ આ દુન્યામાં સઘળું સુખ અને આશીરવાદ મુશકેલીઓ હેઠળ ઢંકાઇનેજ ઇનસાનોને આવી મળે છે. સુખવાસી જીંદગી વચે રૂહીના માર્ગમાં આગળ વધી શકાતું નથી. તમે જો મુશકેલી અને હાંદેસા વચ્ચે ધીરજ રાખીને તમારી ફરજ અદા કર્યાં જશો, તો સેવટે ફતેહ અને સુખના સથંભ આગળ આસાનીથી જઇ પુગશો.



## રોજ ૨૪ મો દીન માહ ૯ મો આદર.



જેઓ પોતાને માટે નહી, પણ બીજાઓને માટે જીવે છે તેઓનો દરજજો ઇનસાનોમાં સૌથી ચઢતો છે. આ દુન્યામાં જનમ લીધા પછી બીજાઓની સેવા બજાવવી અને તે બીજાઓની સેવાને ખાતરજ જીવવું એના જેવો પરમાર્થ બીજો કોઇ નથી. એવી સેવા બજાવ્યાથીજ ઇનસાનો ફરેસ્તાના દરજજાએ પુગે છે અને આયંદે ખુદ અહુરમઝદના જેવાજ થઇ પડે છે. એવી સેવા બજાવનારાઓ જયારે પોતાને સદંતર વીસરી જાય છે અને અહુરમઝદ તરફના પ્યારને ખાતરજ, પોતાના કાંઇબી સ્વાર્થ વગર, ઇનસાનોની સેવા બજાવવાને બાહેર પડે છે, ત્યારે તેઓને સૌથી મોટો અને સૌથી શ્રેષ્ટ બદલો મળે છે. પોતાના સ્વાર્થને ખાતર યા કાંઇબી બદલો મળવાની આશા રાખીને બજાવેલી સેવા યા કરેલો પરમાર્થ ફોકટ છે.



# રોજ ૨૫ મો અરસોસંગ માહ ૯ મો આદર.



ધર્મદીન વગરનો અવતારજ બળયો ! અવસ્તાના અભ્યાસ વગર અને તેમાં જરથોસ્ત સાહેબે આપેલાં ફરમાનો મુજબ અમલ કર્યા વગર અહુરમઝદના માર્ગમાં કદીબી આગળ વધી શકાશે નહી. નવજોત થવા અગાઉ 'કેમના મઝદા' અને 'અહુરમઝદ ખોદાય' શીખ્યાં હોઇયે તેમાંજ કાંઇ સઘળું ધર્મ ગ્નાન આવી રહેતું નથી. તે છોડીને ગાથા, યસ્ત, વંદીદાદ, વગેરેના અભ્યાસમાં જેમ જેમ આગળ વધશો તેમ આંખો સામનો અગ્નાનપણાનો પરડો ધીમે ધીમે દુર થવા સાથ ખુશાલી અને સંતોશની કાંઇ અજબ લાગણી દીલમાં વ્યાપી રહેશે. જરથોસ્ત સાહેબના પવીત્ર કલામોનો દીલ લગાડીને કરેલો અભ્યાસ તમને એક જુદાજ માણસ બનાવી દેશે.



## રોજ ૨૬ મો આસતાદ માહ ૯ મો આદર.



જેમ એક ચેરાગ અંધકાર દુર કરીને પોતાની આસપાસ રોશની ફેલાવે છે, જેમ એક ગોલાબનું ફુલ દુરગંધ દાબી દઇને આસપાસ પમરાત ફેલાવે છે, તેમજ દરેક જરથોસ્તીની ફરજ છે કે દુઃખ અને સંતાપને દુર કરીને પોતાની આસપાસ સુખનો ફેલાવો કરવો. અહુરમઝદ પોતેબી એજ મુજબ રાત દહાડો ચોમેર સુખની વૃદ્ધી કરયો જાય છે. આપણી દરેક જણુની જીંદગીની નેમ પણુ તેવીજ હોવી જોઇયે. બીજાઓને સુખી અને ખુશાલ બનાવવાની શકતી ઘણી અદભુત છે. દરેક જણુ વધુ ઓછાં પ્રમાણુમાં એવી શકતી ધરાવે છે, પણુ કમનસીબી એ છે કે સઘળાઓ તેનો ઉપ્યોગ કરતા નથી. દુઃખીઓને સુખી બનાવવા તેના જેવું ઉત્તમ કામ આ જગતમાં બીજું કાંઇ નથી.



## રોજ ૨૭ મો આસમાન માહ ૯ મો આદર.

સખાવત પૈસા વગરખી થઇ શકે છે. કોઇ ગરીબ હાજતમંદો કાંઇક આશા કરીને આપણે બારણે આવે, અને આપણી પાસે પૈસા ન હોય, તો આપણને એક પાઇનોખી ખરચ ન બેસે એવું બીજું કાંઇક તેઓને આપી શકાય છે અને તેથી તેઓ રાજી થાય છે. ધીરજથી તેઓને જવાબ દેવો—મીઠાશથી તેઓ તરફ જોવું—દીલસોજીથી તેઓનું સાંભળવું—એ બી એક જાતની સખાવતજ છે. જેઓ પાસે પૈસા ન હોય, તેઓ જો એટલુંજ કરે તો બસ છે. બારણે આવેલા હાજતમંદને પાઇ પઇસો આપવાની તો વાત નહી—અને સામા તેને ધમકાવીને અને ગાળગલોચ દઇને હાંકી કહાડવો, તે ખરેખરૂં ઘાતકીપણું છે—તેના દુઃખ ઉપર મોટો જેવો ડાહામ દેવા સમાન છે. તેને બદલે સભ્યતાથી તેને ચાલી જવાને કહેવું બેહેતર છે અને બે મીઠા સખુન સાથ કાંઇક દીલાસો દઇને જવા કહેવું તે ઓરખી વધારે પસંદ કરવાજોગ છે.

## રોજ ૨૮ મો જમીયાદ માહ ૯ મો આદર.



કામ તો રોજનું છે. એ કામની મોટી ધમાલ વચેથી કોઇ દુખીદરદી નજરે પડે, તો મીનીટ યા અરધી મીનીટ તેની આગલ થોભીને દીલાસાના એકાદ બે સખુનો કહેવાના કાંઇ પઇસા પડતા નથી. એવા દીલાસાથી તે બીચારાંને કેટલી બધી રાહત મળશે! અને પાછળથી તમને પોતાને જયારે એ દીલાસાની વાત યાદ આવશે, ત્યારે તમને પોતાનેબી કેટલોબધો સંતોશ મળશે! દીલસોજી અને દીલાસાના એવા સખુનોથી સામા દુખી માણસને કેવી રાહત મળે છે તેનો ખયાલ તમને ત્યારેજ આવશે, કે જયારે તમે પોતે ગમમાં ગીરફતાર થયલા હોવો અને તે વખતે કોઇ બીજો ધણી આવીને તમને દીલાસો દે. દુખી દરદી અને હાંદસાના મારેલાં માણસો તરફ દીલસોજી દેખાડવાથી—બે મીઠા બોલ બોલવાથી—આપણને ખોહવાનું કાંઇ નથી, પણ તે બીચારાઓને મળવવાનું ઘણું છે. એવા મીઠા સખુનોથી તેઓના અંતકરણ ઉપરનો બોજો કેટલો બધો ઓછો થાય છે!



## રોજ ૨૯ મો મારેસ્પંદ માહ ૯ મો આદર.



ભલાઈ કરવા માટે કાંઇ પઇસા નથી બેસતા, પણ તે છતાં બીજી રીતે તો તેની કીમત આપવીજ પડે છે. આ દુન્યામાં આપણે જો પરોપકાર કરવો હોય, અને બીજાઓનું ભલું કરવું હોય, તો તે માટે આપણે સંકટો ખમવાં જોઇયે, ભોગો આપવા જોઇયે, અને આપણી પાસે જે કાંઇ હોય, તે આપણા ગીરેથી કહાડી આપવું જોઇયે. તે ભલાઈ કરવાની કીમત. આપણા જુસ્સાઓ દાબી દેવા માટે, કોઈ અપમાન કરે યા ગાળગલોચ દે તે છતાં મોહડું બંધ રાખીને મનની શાંતી જાળવી રાખવા માટે અને દુખી સંસાર છતાં જીવપર જોરાવરી કરીને મોહડું હસ્તુ રાખવા માટે, કેવી જબરી કોશિશ કરવી પડે છે અને મનને કેવું મારવું પડે છે, તેતો જેને અનુભવ મળ્યો હોય તેજ જાણે. એ સઘળા ગુણો કાંઇ પોતાની મેળે આવતા નથી. તે મેળવવા માટે મજબુત કોશિશ કરવી પડે છે. ટુંકમાં સદગુણી થતાં શીખવું બહુ મુશકેલ છે, અને એ મુશકેલી વેઠવી, તે સદગુણ મેળવવાની કીમત આપવા બરાબર છે.



## રોજ ૩૦ મો અનેરાંન માહ ૯ મો આદર.



અહુરમઝદ જે રસ્તે આપણને દોરવી લઇ જાય તે રસ્તેજ આગળ વધવામાં લાભ છે. તે છોડીને ટુંકે રસ્તે આગળ વધવાની કોશેશ કરવી ફોકટ છે. દોલત, ઓહોદો, યા ફતેહ મેળવવા માટે ટુંકે રસ્તે આગળ વધવાની પુશકળ તકો આખી જીંદગી દરમ્યાન આપણને મળે છે, પણ તેવી તકનો લાભ લેવામાં ફાયદો નથી. અહુરમઝદે આપણને માટે નકી કરેલો મારગ ઘણીવાર લાંબો અને કંટાળા ભરેલો લાગેછે. બીજો મારગ તેથી ટુંકો જણાય છે ખરો, પણ આખરે તે આપણને વધારે લાંબોજ પડે છે. કોઈ વાર એવી રીતે ટુંકે રસ્તે આગળ વધવામાં કાંઇ પાપ યા હીનપસ્તી જેવું હોતું નથી, તેથી આપણા આત્માને કોઇ પણ રીતે ડાઘ લાગતો નથી, પણ તે છતાંબી અહુરમઝદે નકી કરેલો મારગ લેવામાંજ લાભ છે, કારણ કે આખરે તેજ સૌથી ટુંકો મારગ પુરવાર થાય છે.



## રોજ ૧ લો હોરમજદ માહ ૧૦ મો દએ.



એક માણુસ બીજાને હરાવીને તેની ઉપર જીત મેળવે તે બહાદુર કહેવાય, પણ જે માણુસ પોતાના મનના જુસ્સાઓને દાબીને તે ઉપર જીત મેળવે તે ખરેખરો ઉમદા નર લેખાય. બીજા ઉપર જીત મેળવનાર માણુસ કોઈ દીવસે કોઇ ત્રીજા ધણીના હાથ ઉપર પોતે શીકસ્ત મેળવે એ બનવા જોગ છે, પણ જે માણુસ પોતાના જુસ્સાઓ ઉપર જીત મેળવે છે, તેને કદીબી માહત આપી શકાતી નથી. સંપુરણ સુખવાસી જીંદગી ભોગવવાનો રસ્તો એકજ છે અને તે એ કે માણુસે પોતાના જુસ્સાઓને કાબુમાં રાખવા. દુન્યાનો ખરો દુશમન માણુસના અંતકરણની બાહેર નહી પણ અંતઃકરણની અંદર છે; મનમાં જે વીચારો આવે તેને કાંઇબી આંકોશ વગર રાહત આપવી તે માણુસના સંકટનું મુળ છે; અને મનમાં પાપી ઇછાઓને જગા લેવા દીધાથી તે ઇચ્છા રાખનારની શાંતીનો ભંગ થાય છે. એ ત્રણ ચીજ જે બરાબર જાણે અને તે પ્રમાણે ચાલે તે સુખવાસી જીંદગી ભોગવી શકે છે. હવસ, ગુસ્સો, ધીકકાર, મગરૂરી, આપસ્વારથ, કીનો, લોભ—એ જુસ્સાઓ ઉપર જેણે કાબુ મેળવ્યો, તેણે આખી દુન્યા જીતી સમજવી.

## રોજ ૨ જો બહેમન માહ ૧૦ મો દહએ.

ઘણાક સારાં તેમજ માઠાં કામોનો પહેલી નજરે જોયલો દેખાવ ખોટો અને પછવાડેથી જોયલો દેખાવ ખરો હોય છે. એનો ખોલાસો એ કે કાંઇ ભલું કામ જયારે આપણને કરવું પડે છે ત્યારે આપણને તે બહુ કઠણ લાગે છે. પણ તે કામ પુરૂં થવા પછી તેના સારાં પરીણામો જ્યારે આપણે ધ્યાનમાં લઇયે છીયે ત્યારે આપણને સંતોશ ઉપજે છે કે એ કામ માથે લઇને કીધું તે ઠીકજ થયું. તેજ મુજબ કાંઇ ગુનાહભરયું કામ કરતી વખતે આપણને તેમાં ઘણા લેહેઝત લાગે છે, પણ પાછળથી તેનાં માઠાં પરીણામો આવતાં તે કામ આપણને ઘણું કમકમાતભ યું લાગે છે. એ બે દાખલા ઉપરથી માલમ પડશે કે ઘણાક કામોનું પહેલી નજરે કરેલું તોલ ખોટું હોય છે. જયારે તેનાં પરીણામો ઉપરથી કરેલું પાછલું તોલ ખરૂં ઠરે છે. એ ઉપરથી આપણને માત્ર એટલુંજ શીખવાનું છે કે કોઇબી ચીજ યા કોઇબી કામના બાબમાં પહેલી નજરે એકદમ દોરવાઇ જવું નહીં. એ પ્રમાણે કરયાથી ઘણાં બીકટ અને અઘડાં કામો પણ ખુશ-મીજાઝ સાથે સેહેલાઇથી કરી શકાશે અને તેજ મુજબ જે લોભ લાલચભરયા ગુનાહો તરફ આપણે એકદમ ખેંચાઇ જઇયે છીયે તેનો પણ અટકાવ થશે.

## રોજ ૩. જો અરદીબેહેશ્ત માહ ૧૦ મો દહ્યે.

પ્રમાણીક જીંદગી માટે સદા તરસયા રહેવું—અશોઈની હંમેશ ભુખ રાખવી—અને બેહેસ્તની ઉંચ જીંદગીની તલબ કરવી, એ ખરેખરૂં ડહાપણ છે. મનની શાંતી મેળવવાની એ ખરેખરી કોશેશ છે, અને અહુરમઝદનો મારગ અખત્યાર કરવાની ખરી શરૂઆત તેજ છે. અભીલાશા યાને બેહેસ્તની ઉંચ જીંદગી ભોગવવાની ઇચ્છા માણસનાં મનમાં ઉત્પન થઇ કે મન તુરતજ સ્વચ્છ થવા માંડે છે અને મનમાંનો મેલ તથા કચરો ધોવાઇ જવાની શરૂઆત થાય છે. જયાં સુધી મન ઉપર અભીલાશાનો કબજો છે, ત્યાં સુધી મનમાં કાંઇબી મેલો વીચાર દાખલ થવા પામતોજ નથી. પણ શરૂઆતમાં મન ઉપરનો અભીલાશાનો કબજો ઝાઝો વખત નીભી શકતો નથી, ટુંક મુદતમાંજ તે તુટી પડે છે, અને મન પાછું અગાઉના જેવાજ મેલા વીચારોમાં રગડોળાવા માંડે છે. પણ ફરી ફરીથીની ચાલુ કોશેશથી આયદે ફતેહ મળે છે—સેવટે અભીલાશા મન ઉપરનો કબજો જાળવી રાખે છે અને માણુસ બેહેસ્તના સુખ ભણી યાહોમ ધસ્યો જાય છે.

## રોજ ૪ થા શેહેરેવર માહ ૧૦ મા દએ.



ગમે એવાં દુઃખ અને આફત વચ્ચે નીરાશીને આપણા ઉપર ફાવવા દેવી, તે વધારે મોટી આફતને તેડું કરવા સમાન છે. નીરાશ થઇને આફતને શરણ થઇ જવું તે કરતાં આફત સામે લડત ચલાવીને તેને શરણ કરવામાં લાભ છે. આ જગતમાં એવું કોઇબી દુખ યા આફત નથી કે જ્યાં અહુરમઝદની રેહેમદીલી અને મદદનો ઝરો પુગી નહી શકે; અને જો અહુરમઝદની મદદ એ મુજબ આપણી નજદીકમાંજ હોય તો પછી બીહવાનું શાનું? દરેક માણસે પોતા ઉપર જે કાંઇ આફત આવી પડે તેની સામે મજબુત લડત ચલાવીને તેને મારી કહાડવી જોઇયે એટલુંજ નહીં પણ તે આફતમાંથીજ સામો કાંઇ લાભ મેળવવો જોઇયે. આફત સામે લડત ચલાવીને આપણે જો તેને જીત્યે, તો તે આપણને કાંઇ નુકશાન કરવાને બદલે સામી આપણા મદદગાર જેવી થઇ પડે છે. પણ આફતથી હારી ખાઇને તેને જો આપણી ઉપર જીત મેળવવા દીધી તો તે આપણી જીંદગી ઉપર કદીબી નહીં ભુસરાય તેવો ડાઘ મેલી જાય છે.



## રોજ ૫ મો અરસ્પંદાદ માહ ૧૦ મો દેએ.

અહુરમઝદનાં સાધનો કાંઇ સાંકડી હદમાં અટકી રહેલાં નથી. આથી આ બોહોળી જગતમાં એકાદ માણસ જો પોતાની નેમી આપેલી ફરજ બજાવવામાં ગફલતી કરે, તો તેથી આ જગતના કારોબારમાં કાંઇ ખલલ થતી નથી. એ કારોબાર માટે અહુરમઝદે ઘણી મોટી યોજના રચી રાખેલી છે. તેમાં શ્રીમંત તેમજ ગરીબ, મોટા તેમજ નાના દરેકને ચોકસ કામ સોંપી આપેલું હોય છે. અલબતાં તે કામ બજાવવાની કોઇ ઉપર કાંઇ જબરી કરવામાં આવતી નથી. જેની મરજી પડે તે પોતાને સોંપી આપેલું કામ બજાવવાને સાફ ના પાડી શકે. પણ તેથી કાંઇ જગતનો કારોબાર અટકતો નથી. તેનું કામ બીજાઓ ઉપાડી લઇને તે બજાવે છે. પણ જે માણસે પોતાની ફરજ બજાવવા ના પાડી, તેનું ફળ તેને પોતાનેજ ભોગવવું પડે છે, અને ફરજ બજાવ્યાથી અહુરમઝદ તરફથી જે બદલો તેને મળયો હતે, તે તેને મળતો નથી.



## રોજ ૬ થા ખોરદાદ માહ ૧૦ મા દએ.

પોતાની જીભ ઉપર કાબુ રાખનાર માણુસ એક વીદવાન કરતાંબી વધારે મોટો છે; પોતાના મન ઉપર કાબુ રાખનાર માણુસ આખી દુન્યા ઉપર હુકુમત ભોગવનાર રાજા કરતાંબી વધારે બળવાન છે; અને જે માણુસ પોતાની ઇચ્છાઓ, લાગણીઓ અને જુસ્સાઓ ઉપર કાબુ રાખી શકે છે, તે ખરેખરો મહાત્મા છે. ઇંદ્રીઓની ગુલામગીરીમાં સપડાયલો પુરૂષ એક નર નહી પણ મોટો ખર છે. ઇનસાન જયાં સુધી પોતાના અંતરને ધીરજથી સ્વચ્છ કરવાની શરૂઆત કરતો નથી, ત્યાં સુધી તે હમેશની શાંતીના મારગમાં આગળ વધી શકતો નથી. એવી શરૂઆત પછી જે માણુસ પોતાના દીલમાંનો મેલ દુર કરી નાંખીને સ્વચ્છ થાય છે, તેનું અગ્નાનપણું પોતાની મેળે નાશ પામે છે, અને એકવાર અહુરમઝદનું ગ્નાન થયું કે તે પછી દુઃખ અને ફીકર ચીંતા શું તે માણુસ બીલકુલ જાણતો નથી.

# રોજ ૭ મો અમરદાદ માહ ૧૦ મો દેએ.



વાવણી કરયે તોજ કાપણી થાય. આપણે બીજાઓને કાંઇ આપ્યે, તોજ બીજાઓ તરફથી કાંઇ મેળવવાની આશા રાખી શકીએ. એ મુજબ ગમે એવો નાનો અને નજીવો પરમારથ કરવા માટેબી આપણને કાંઇક ભોગ આપવો પડે છે. કાંઇબી ભોગ આપ્યા વગર કોઇનું કાંઇ કામ કરી આપ્યે તેમાં કાંઇ મોટી વાત નથી. તેજ મુજબ કોઇને કાંઇ આપ્યે કે જેથી આપણને પોતાને કાંઇ ખોઇવું પડતું ન હોય, તો તેબી કાંઇ ખરો પરમારથ કહેવાય નહીં. ખરો પરમારથ તો તે છે કે મનને મારીને, જાતી ભોગ આપીને અને અગવડ અડચણ ખમીને બીજાઓને મદદ કરવી અને તેઓનું ભલું કરવું. એવા પરમારથથીજ અહુરમઝદને ખુશનુદ કરી શકાય છે અને તે બેહેસ્તનો મારગ ખુલ્લો કરે છે.



## રોજ ૮ મો દપાદર માહ ૧૦ મો દએ

ઘણો સુખી તે નર છે કે જે સદા અહુરમઝદના ફરમાનો મુજબજ વરતે છે. અહુરમઝદે નકી કરેલા અશોઇ, નેકી અને પરમારથના મારગને જેઓ ચીવટાઇથી વળગી રહે છે, તેઓને પહેલાં ત્રણ નાની શક્તીઓ અને તે પછી બીજી ત્રણ ચઢીયાતી શક્તીઓ મળે છે. એ છ શક્તીઓ ધરાવનારા માણસને કોઇબી જીતી શકતું નથી. પહેલાં જે ત્રણ નાની શક્તીઓ મળે છે, તે પોતાના જુસ્સાઓ ઉપર કાબુ રાખવાની શક્તી, પોતાનાજ બળ ઉપર મુસ્તાક રહેવાની શક્તી, અને પોતાના વીચારોને આડે રસ્તે જતા અટકાવવાની શક્તી છે. તે પછી બીજી ત્રણ ચઢીયાતી શક્તી મળે છે તે ધીરજ, નમરતા અને મક્કમ ઠરાવથી કામ લેવાની શક્તી છે. માણસ જ્યારે પોતાના મન ઉપર કાબુ મેળવીને તેને પોતાના કબજામાં રાખે છે, બાહેરની મદદ ઉપર ભરૂસો નહી રાખતાં ફક્ત અહુરમઝદ ઉપરજ ઇતબાર રાખે છે અને પોતાના વીચારો તથા કામો આડે રસ્તે દોરવાઇ ન જાય એવી ચાલુ દેખરેખ તે ઉપર રાખી શકે છે, ત્યારેજ તે અહુરમઝદને પહોંચવાને સામરથવાન થાય છે.



## રોજ ૯ મો આદર માહ ૧૦ મા દએ.



ઇનસાનનાં મીજાંમાંથી પસાર થતા એકેએક વીચારથી અહુરમઝદ માહીતગાર હોય છે. તે આપણી ઇચ્છાઓ, આશાઓ અને ખાહેશો બરાબર અને પુરેપુરી જાણે છે અને જો તેમજ છે, તો પછી મનની અમુક મુરાદ પાર પડશે કે નહી તે માટે આપણે અંદેશો શા માટે કરવો જોઇયે? અહુરમઝદની નજરમાં જો વાજબી લાગશે તો તે મુરાદ પાર પડયા વગર રહેશેજ નહીં—તેને જો વાજબી નહી લાગશે તો નહી પાર પડશે. આપણી અમુક ખાહેશ પાર પાડવા માટે અહુરમઝદને ઘણાજ કાલાવાલા અને આજીજી કરીને તેની ઉપર દબાણ ચલાવવું વાજબી નથી. આપણા લાભો શાથી જળવાશે અને આપણને શાથી ફાયદો થશે, તે આપણા કરતાં તે વધારે સારી રીતે સમજે છે. તે આપણું ભલું કરવાનીજ ખાહેશ રાખે છે અને તે જોતાં આપણી સઘળી ઇચ્છા તેની મુનસફી ઉપર છોડી દઇને તેની મરજીને આધીન થવામાંજ ડહાપણ છે.



## રોજ ૧૦ મો આવાં માહ ૧૦ મો દએ.



મરણથી આપણી જીંદગી આખર થતી નથી, પણ શરૂ થાય છે. મરણથી આપણને કાંઇ ખોહવાનું નથી, પણ મેળવવાનું છે. મરણ પામીને આપણને અંધકારમાં નહીં પણ હેરતભરી રોશનીમાં જવાનું છે. મરણ પછી આપણને ચુપકીદી વચ્ચે બેસી નથી રહેવાનું, પણ ખરેખરી જીવવા લાયની જીંદગી ગુજારવાની છે. મરણ પામવાથી આપણે ખુશાલી અને આનંદથી દુર નથી જતા, પણ આ દુન્યાદારીની મોજમજાહ જે સુખના માત્ર એક ઓળા જેવી છે તેમાંથી બાહેર નીકળીને બેહેસ્તના ખરેખરાં ભોગવવા લાયકનાં સુખ વચ્ચે આપણે જઇ વસ્યે છીયે. મરણથી આપણે ખુદ અહુરમઝદની હજુરમાં જઇ પુગયે છીયે કે જયાં ચોતરફ ખુશાલી, સુખ અને આનંદ વ્યાપી રહેલાં હોય છે, અને જયાં દુઃખ, આફત અને વેદના જેવું કાંઈ હોતુંજ નથી. આ દુન્યામાં જીંદગી ગુજારવી તે તોફાની દરયામાં સફર કરવા સમાન છે, કે જે દરયામાંથી આયંદે આપણી કીસ્તી મોતના ખડક સાથ અથડાને સુખથી છળાછળ યતા મહાસાગરમાં નીકળી જાય છે.

# રોજ ૧૧ મો ફેરશેદ માહ ૧૦ મો દએ.



ગુસ્સો, બળાપો, અદેખાઇ, લોભ, અને એવાજ બીજા દુરગુણો ધરાવવા અને તે સાથ સારી તંદરોસ્તી ભોગવવાની આશા રાખવી, એ બીલકુલ બનવાજોગ નથી. એક ગલીચ ગટર યા મરકીવાલું ઘર માણસ માટે જેટલું જોખમભરયું છે તે કરતાં એ સઘળા દુરગુણો વધારે કાતીલ અસર કરનારા છે. એ દુરગુણો માણસના મનમાં બીમારીનાં બીયાં ચાલુ રોપ્યા જાય છે અને તેથી માણસ હમેશ માંદો ચાલ્યા કરે છે. જેઓ સારી તનદરોસ્તી ભોગવવા ઇચ્છતા હોય, તેઓએ પોતાની બીમારી માટે ડાકટરની દવાદારૂ લેવા અગાઉ સઉથી પહેલાં પોતાના મનમાંથી સઘળા દુરગુણો ધોઇ કહાડીને મનને સ્વચ્છ કરવું જોઇયે. ધીક્કાર, અદેખાઇ, ગુસ્સો, કીનો વગેરે મનમાંથી કહાડી નાંખીને ખુશાલી ઉપજાવનારા, પ્યારભરયા અને પરમાર્થી વીચાર કરનારા માણસનું અજીરણ, નબળાઇ અને દુખારો, સઘળું જતું રહે છે—તેને કશીબી દવાદારૂની જરૂર પડતી નથી.



## રોજ ૧૨ મો માહોર માહ ૧૦ મો દએ.

માણસ જ્યારે પોતાનાં મનના જુસ્સાઓની ગુલામગીરીના બંધમાંથી છુટો થાય છે, ત્યારેજ તે પોતાની સરજતનો ધણી થઇ શકે છે અને સરજત ઉપર કાબુ રાખી શકે છે. મનના જુસ્સાઓને દાબીને અને કુદરત ઉપર આધાર રાખીને માણસ જ્યારે પોતાનાં મનને શાંત રાખી શકે છે, ત્યારે તેની છુપાઇ રહેલી ચઢતી શકતીઓ ખીલવા માંડે છે. કુદરતના કાયદાઓ અચુક છે, તે ખીના એકવાર ઇનસાને પીછાણી કે જબરી બળવાન શકતીઓની ચાવી તેને હાથે લાગે છે. કોઇક મુદત સુધી મનમાં મુઝાયા પછી, સંકટ, દુઃખ અને વેદના ભોગવ્યા પછી, પોતાના સુખનો અનેક વાર ભોગ આપ્યા પછી, કુદરતના અચુક નીયમોનું અજવાળું જ્યારે આત્મા ઉપર પડવા માંડે છે કે તુરતજ મન શાંત થવા માંડે છે અને વરણવી ન શકાય એવી ખુશાલીથી માણસનું અંતઃકરણ છળાછળ થાય છે. કુદરતના અચુક નીયમો એકવાર જે ધણીએ પીછાણ્યા કે તે પછી તેની શાંતીમાં કશાંથીબી ખલલ થતી નથી.



## રોજ ૧૩ મો તીર માહ ૧૦ મો દએ.

પરવરદેગારની મરજીને દરેક ઇનસાને આધીન થવાનું છે—તે વગર તેનો છુટકોજ નથી. તેથીજ દરેક ઇનસાને દરેક બાબદમાં અહુરમઝદની ઇચ્છા મુજબ વફાદારીથી અમલ કરવો જોઇયે. ના, એટલુંજ નહી પણ આપણાં સઘળાં સુખનો ભંગ થતો હોય, આપણને ધુળમાં રગડોળાવું પડતું હોય, યા આપણા વહાલાંઓને ગુમાવવાથી આપણું જીગર તુટી જતું હોય, તોપણ તેની મરજીને નમવુંજ જોઇયે—અને તે પણ બરબડીને યા ફફડી ચટકીને નહી, પણ ખુશ મીજાજથી અને અહુરમઝદ તરફના સંપુરણ ભકતી ભાવથી નમવું જોઇયે. સબબ, અહુરમઝદ ભલાનોજ રાજી છે, અને આપણી ઉપર આવી પડેલાં ગમે એવાં દુઃખ યા આફત વચેથી આપણું કાંઇ ભલુંજ કરવાની તેની ખાહેશ હોય છે. પણ ઇનસાનો તેની એ ખાહેશ બરાબર પીછાણી શકતાં નથી તેનો એકજ સબબ છે, અને તે એ કે અહુરમઝદ તરફથી આવતું સુખ ઘણી વખત દુઃખ અને આફતનાં ઢાંકણ હેઠળ ઢંકાઇને આપણી તરફ આવે છે.

## રોજ ૧૪ મો ગોશ માહ ૧૦ મો દેએ.



જે માણુસ પરમારથના દરવાજામાં દાખલ થાય છે તે બેહદ મીઠાશવાલાં સુખનાં ગામમાં જઈ પુગે છે. સ્વારથ જ્યારે માણસને દુઃખમાં ડુબાડે છે, ત્યારે પરમારથ તેને સુખ અને ખુશાલીમાં ગરકાવ બનાવે છે, અને તેબી તેને એકલાનેજ નહી, પણ આખી દુન્યાને. આપણે જેઓની સાથે વસ્તા હોઈયે અને જેઓના સમાગમમાં આવતા હોઈયે, તેઓ સઘળાઓ આપણા પરમારથથી સુખી થાય છે. તેનો સબબ એ કે દરેક માણસ જુદો નહી, પણ સઘળાં માણસો સાથે મળવાથી એકજ કુલ ઇનસાન જાત બનેલી છે. આથી એક માણસની ભલાઇથી તેને એકલાને નહી, પણ સઘળાઓને લાભ થાય છે. આ વાત સમજીને દરેક જણે પોતાની જીંદગીના મારગમાં કાંટાઓ નહી, પણ ફુલો બીછાવવાં જોઇયે. ખુદ આપણા દુશમનોના મારગમાં પણ પરમારથ-નાજ ફુલો બીછાવવાની જરૂર છે, કે જેથી તે ફુલો ઉપર તેઓનાં પગલાં પડવાથી આસપાસની હવા ખુશ-બોથી ભરાઈ જાય અને તે ખુશબોનો લાભ ફકત આપણા દુશમનોનેજ નહી પણ સઘળાઓને મળે.



## રોજ ૧૫ મો દેપમેહેર માહ ૧૦ મો દએ.



ભલાઇમાં મશગુલ રહેવું તેના કરતાં બીજું વધારે મોટું સુખ માણસ માટે કોઇ નથી. ભલાઇનો બદલો બેહેસ્તના સુખમાં મલ્યા વગર રહેતો નથી. જે અંતઃકરણમાં ભલાઇએ વાસો કરયો હોય, ત્યાં બુરાઇ દાખલ થઇ શકતીજ નથી. તેથીજ દરેક માણસ માટે જરૂરનું છે કે હુમેશ ભલાઇમાં મશગુલ રહેવું યાને ભલા વીચારોમાં યા ભલાં કામોમાં મનને રોકવું. બુરાઇથી બચવું હોય, તો અંતઃકરણના દરવાજા ઉપર ભલાઇનો પાહરો મેલવો. જોઇયે, કે જેથી તે પોહરેગીર દરેક બુરા વીચારને મનમાં દાખલ થતો અટકાવે. જરથોસ્તી ધરમનો મુળ પાયોજ ભલાઇ ઉપર રચાયલો છે–તેથીજ હુમત–હુખ્ત–હુવરશત, યાને ભલા વીચારો–ભલા શબ્દો–અને ભલાં કામોના ત્રણ મુખ્ય ફરમાનો જરથોસ્ત સાહેબ આપી ગયા છે જે ધણીની જીંદગી આ ત્રણ મુખ્ય સથંભો ઉપરજ ટકેલી છે તેને બેહેસ્તનું હુમેશનું સુખ મલ્યા વગર રહેતું નથી.



## રોજ ૧૬ મો મેહેર માહ ૧૦ મો ફેબ્રુ.



પોતાનાજ લાભનો વીચાર કરવો, તે જે લાભ મળતો હોય તેને સામો ગુમાવી દેવા સમાન છે. હમેશનું સુખ ફક્ત તેજ માણુસને મળે છે કે જે પોતાના લાભનો વીચાર નહી કરતાં બીજાઓનું ભલું કરવાનોજ વીચાર કરે છે. જે માણુસ પોતાના લાભો ભુલી જાય છે, તે સીધો બેહેસ્તના ઉમદા સુખ વચ્ચે યાહોમ ધસી જાય છે. બીજાઓના સુખની દરકાર કરયા વગર ફક્ત પોતાનાજ ભલાં માટે આતુર રહેનારો માણુસ સદા દુઃખમાંજ અટવાયા કરે છે. જયાં સુધી માણુસ ફક્ત પોતાને માટેજ સુખ શોધતો ફરે છે ત્યાં સુધી સુખ તેને ઉડાવ્યા કરીને તેનાથી દુરજ નાસે છે. પણ એક વાર માણુસે પોતાના લાભનો વીચાર છોડયો અને બીજાઓની સેવા બજાવવાની શરૂઆત કરી કે તે સાથ તેના પોતાના સુખનીબી શરૂઆત થાય છે.



## રોજ ૧૭ મો સરોશ માહ ૧૦ મો દએ.



ઉંચા પ્રકારનું સુખ ભોગવવા માટે માણસે ઉંચા પ્રકારના સદગુણો ધરાવવા જોઇયે. દયાળુ દીલના અને સ્વચ્છ અંતઃકરણના માણસો એવું સુખ ભોગવી શકે છે. વળી ઉંચા પ્રકારના સદગુણો ધરાવ્યાથી સુખ મળે છે એટલુંજ નહી પણ ખુદ એ સદગુણો ધરાવવા તેખી એક જાતનું મોટું અને ઉમદા સુખજ છે. એક સદગુણી માણસ દુઃખી હોય એમ બની શકેજ નહી. માણસના દુઃખનું કારણું આપભોગમાં નહી પણ આપસ્વારથમાં સમાયલું હોય છે. એટલે એમ કે જે માણસ બીજાઓના લાભો ધ્યાનમાં ન લેતાં ફક્ત પોતાનુંજ ભલું કરવાની કાળજી રાખે તે દુઃખી થાય છે અને જે માણસ પોતાના લાભ બાજુએ મેલીને બીજાઓનું ભલું કરવાને તત્પર રહે છે, તે ઉંચા પ્રકારનું સુખ ભોગવે છે. એવું સુખ ભોગવવા માટે જે સદગુણની જરૂર છે તે માણસાઇ સદગુણ નહીં પણ ઇશ્વરી સદગુણ છે. સબબ માણસાઇ સદગુણમાં જયારે સ્વારથ ભેલાયલો હોય છે, ત્યારે ઇશ્વરી સદગુણમાં પરમારથ પસરી રહેલો હોય છે.



# રોજ ૧૮ મો રશના આહ ૧૦ મો દેએ.



શાંત સંજોગો વચ્ચે એક આકળા મીજાઝનો માણુસખી શાંતી જાળવી રાખે તેમાં કાંઇ નવાઇ નથી. તુંદ મીજાઝના માણુસ સાથે કોઇ માયા મેહેરબાનીથી વરતે તે વખતે તે પોતાની તુંદાઇ ભુલી જાય તેમાંબી કાંઇ અજબ થવા જેવું નથી. પણ ખરૂં અજબ થવાનું તો તે છે કે જયારે માણુસ ગમે એવા મુશ્કેલ સંજોગો વચ્ચેબી પોતાની ધીરજ અને શાંતી જાળવી રાખે. ગમે એવા હાંદસા અને દુઃખ વચ્ચે મનની શાંતી જાળવી રાખવી, એ એક સદગુણ છે અને ખરેખરો ઇશ્વરી સદગુણ છે. જે પુરૂષે પોતાના જુસ્સાઓ ઉપર કાબુ મેળવ્યો હોય અને પોતાનો સ્વારથ સદંતર છોડી દીધો હોય, તેજ એવો ઉંચ પ્રકારનો સદગુણ ધરાવી શકે છે.



## રોજ ૧૯ મો ફેબ્રુઆરીથી માર્ચ ૧૦ મો દહાડો.

દરરોજ ભલા અને પરમાર્થી વીચારો કરવાથી માણુસને તેવાજ વીચાર કરવાની ટેવ પડે છે. એક વાર ટેવ પડી અને સારા વીચારો મનમાં જડ ઘાલી બેઠા કે તે પછી તે માણુસનાં કામોબી તેવાંજ ભલાં અને પરમાર્થી થઇ પડે છે. એ ઉપરથી જોઇ શકાશે કે માત્ર મનના વીચારો એક માણુસની જીંદગીને અને તેની સરજતનેબી ફેરવી નાખી શકે છે. જે દુ:ખી માણુસો સુખી થવા માંગતાં હોય અને જે બીમાર માણુસો તંદરોસ્ત થવા ઇચ્છતાં હોય, તેઓએ બીજા ઇલાજો લેવા અગાઉ પહેલાં પોતાના મનના વીચારો ફેરવી નાંખવા જોઇયે અને પોતે જે સુખી યા તંદરોસ્ત હાલતમાં આવવા માંગતા હોય, તે હાલતના વીચારો ચાલુ કરવા જોઇયે. ઘણાખરાં માણુસો તરેહવાર જાતના એકેકથી ઉલટા વીચારો કરે છે. તેના પરીણામમાં તેઓ ચટપટીયા અને ઉદાસ રહે છે. પણ માણુસ જ્યારે પોતાના મનને કાબુમાં લઇને એકજ જાતના ભલા વીચારો કરવા કરે છે, ત્યારે તેની સરજતજ ફેરવાઇ જાય છે, અને તે ભલી સુખવાસી જીંદગીની શરૂઆત કરે છે.

## રોજ ૨૦ મો બહેરામ માહ ૧૦ મો દએ.

"આજે" અને "કાલ". આ બે નાના શબ્દો વચ્ચે આસમાન જમીનનો ફરક છે. પહેલો શબ્દ અહુરમઝ્દના આશીરવાદથી ભરપુર છે ત્યારે બીજો પ્રાણઘાતક છે. "આજે" કરવાનું "આવતી કાલ" ઉપર મુલતવી રાખનારા સેંકડો નહીં, હજારો નહીં, પણ લાખો જાનો ખુવાર થયા છે. ચોકસ કામ ચોકસ વખતેજ થવું જોઇયે–તે પછી તે કરવું ફોકટ છે. એક બીમાર પાડોશીને મદદ જોઇતી હોય તો તે આજેજ કરવી જોઇયે–આવતી કાલે તે કદાચ નકામી થઇ પડે. મુશ્કેલીમાં આવી પડેલા મીત્રને કાંઇ પહોંચાડવું હોય, તો આજેજ પહોંચાડવું–આવતી કાલ સુધી થોભ્યાથી તે બીચારાનું શું બી થઇ જાય. એવા દાખલામાં એક દીવસ શું, પણ એકેક કલાક અને એકેક મીનીટ દુખમાં સપડાયલાંઓને મનથી પાહડ જેવી લાગે છે. કાંઇ ખરાબ ટેવ પડી હોય અને તે ભાંજવી હોય તો તેની શરૂઆત આજથીજ કરવી જોઇયે–આવતી કાલે નહી. ઘણાંઓ તે "આવતી કાલ" ઉપર રાખે છે, પણ આવતી કાલ થતાં વળી પાછું "આવતી કાલ" ઉપર મુલતવી રાખવાનું તેઓને મન થાય છે અને એ મુજબ તેઓની "આવતી કાલ"નો કાંઇ છેડોજ આવતો નથી.

## રોજ ૨૧ મો રામ માહ ૧૦ મો દેએ.



પાપી અને દુઃખી જીંદગીમાં ગોટાં મારીને ભવ પુરો કરવો તેના કરતાં વધારે ઉંચ પ્રકારની અને વધારે સુખી જીંદગી માણુસ જો ચાહે તો ભોગવી શકે એમ છે. એ ઉંચ જીંદગીનું સુખ દરેક માણુસની નજદીકમાંજ છે. ખરા સુખી તેઓ છે કે જેઓ એ ઉંચ પ્રકારની જીંદગીને પસંદ કરીને તેમાં પોતે વીટળાઇ જાય છે. તેમ કરીને તેઓ સંપુરણ શાંતીનું સુખ ભોગવી શકે છે. એવું સુખ નજદીકમાં હોવા છતાં જેઓ દુઃખી થાય છે, તેઓને દુઃખી થવાની ફરજ કોઇ પાડતું નથી, પણ તે ફરજ પાડનારા તેઓ પોતેજ છે. તેઓ પોતાની ઇચ્છાથી જેવા વીચાર કરે અને જેવાં કામો કરે, તેજ પ્રમાણુમાં તેઓની જીંદગી સુખી યા દુઃખી થઇ શકે છે. માણુસ ઉપર જેખી કાંઇ સુખ યા દુઃખ પડે છે, તે તેના પોતાનાજ ભલા યા બુરા વીચારોથી અને તેના પોતાનાજ ભલાં યા બુરાં કામોથી પડે છે. ટુકમાં કોઇપી બનાવ યા કોઇપી સંજોગ માણુસને દુઃખી યા સુખી બનાવતો નથી, પણ તેના પોતાનાજ વીચારો તથા કામો તેને દુઃખમાં ગરકાવ યા સુખમાં લીન કરી દે છે.

## રોજ ૨૨ મો આવાહ માહ ૧૦ મો દએ



માણસ જો પોતાની આસપાસના દુઃખ અને કચ-વાટ ઉપજાવનારા સંજોગોને ફેરવી નાંખવા ઇચ્છતો હોય, તો સઉથી પહેલાં તેણે પોતાની ખાસીયતને ફેરવી નાંખવી જોઇયે. માણસ જો પોતાના સ્વભાવને ફેરવી નાંખીને તે સ્વભાવ પોતાની આસપાસના સં-જોગોને અનુસરતો બનાવે, તો તેથી તેના મનની ઘણીક મુઝવણ અને ગુચવણ દુર થાય અને તેને શાંતી મળે. દુન્યામાંથી જો દુઃખ અને કંગાળીયત આપણે દુર કરી નાંખવા માંગતા હોઇયે, તો સઉથી પહેલાં આપણા મનમાંથી ફીકર ચીંતા અને બળાપો કહાડી નાંખીને સંતોશી અને ખુશમીજાઝી જીંદગી ગુજારતાં શીખવું જોઇયે. બીજાઓ તરફની દુશમ-નાઇ અને હેરાનગતી છતાં એક માણસ જો પોતાનો ખુશમીજાઝ અને મીઠાશભરી વરતણુંક ચાલુ રાખી શકે તો જાણવું કે તે માણસે પોતાના મન તેમજ જુસ્સાઓ ઉપર સંપુરણ કાબુ મેળવ્યો છે. જેઓ એવો કાબુ મેળવે છે તેઓ ગમે એવા દુઃખી સંજો-ગો વચ્ચે સુખી અને સંતોશી જીંદગી ગુજારી શકે છે.



## રોજ ૨૩ મો દેપદીન માહ ૧૦ મો દેએ.

બદી ઉપર નેકીના સદા ફતેહ છે. તેથીજ બુરાઓ નેક માણસોને કદીબી હેરાન કરી શકતા નથી. નેક માણસો કશાંથીબી શરમાતા નથી—કોઇથીબી તેઓ ડરતા નથી. સબબ, તેઓ પાસે છુપાવવા જેવું કાંઇ હોતું નથી. ઢાંક—પીછોડો કરવા જેવાં કામો તેઓ કરતા નથી—શરમીંદગી ઉપજે એવી ઇચ્છા તેઓ રાખતા નથી. નેક માણસો મક્કમ પગલાં ભરીને આગળ વધે છે, પોતાનાં શરીરને સીધું ટટણખાર રાખી શકે છે અને વાત ચીત કરતી વખતે કાંઇબી ગોળ ગોળ નહી બોલતાં સઘળું સાફ સાફ ખુલ્લું કહી દે છે. કોઇબી માણુસના ચેહરા સામે તેઓ હીમતથી જોઈ શકે છે. જે ધણી કોઈનાબી બુરામાં નહી તે બીજાઓથી શા માટે બીહે? જેણે કોઇનેબી ઠગેલા નહી તે બીજાઓથી શા માટે શરમાય? નેક માણુસોએ બુરાં કામોથી સદંતર હાથ ઉઠાવી લીધેલા હોવાથી કોઇબી માણુસ તેઓનું બુરૂં કરી શકતું નથી—દગા ફટકાથી તેઓ દુર ગયલા હોવાથી કોઇબી તેઓની સાથે દગાબાજી કરી શકતું નથી. ટુકમાં નેક માણુસો ઉપર કોઇબી ફાવી શકતું નથી—તેઓના દુશમનો તેઓને કદીબી ઉંફાવી શકતા નથી.

## રોજ ૨૪ મો દીન માહ ૧૦ મો દએ.



ત્રણ ચીજ માટે માણુસે સદા અસંતોશી ર-હેવાની જરૂર છે-પોતાના મત માટે, પોતાની વરતણુક માટે, અને પોતાની આત્મીક સ્થીતી માટે. કોઇપણ બાબદને લગતાં પોતાના મત માટે માણુસ જો અસંતોશી હોય, તો તે બાબદ વીશે શોધખોળો કરીને તેને લગતાં પોતાના ગ્નાનમાં તે ચાલુ વધારો કરી શકે અને તેથી તેને લાભ થાય. પોતાની વરતણુક માટે અસંતોશી રહેવાથી માણુસ પોતાની ભુલો સુધારતો જાય છે અને એ રીતે તેના સદ્ગુણમાં ચાલુ વધારો થતો જાય છે અને તેપણ તેના લાભનીજ વાત છે. આત્મીક સ્થીતી માટે અસંતોશી રહેવાથી માણુસ વધુ અને વધુ ડહાપણ મેળવવાની કોશેશ કરે છે અને એ રીતે અહુરમઝદને લગતાં તેના ગ્નાનમાં વધારો થવા સાથ તે બેહેસ્તના મારગમાં આગળ વધે છે.



## રોજ ૨૫ મો અરસીસંગ માહ ૧૦ મો દેએ.



લોભ લાલચને માહત કરવામાં માણસ સાધારણ રીતે નીશફળ નીવડે છે. એ નીશફળતાનો સબબ બે ખોટા ધખ્યારાનો છે. પહેલો એ કે માણસ એમ ધારે છે કે સઘળી લોભ લાલચ બાહેરથી આવીને માણસને લલચાવેછે અને બીજો એ કે જે માણસો નેક અને અશો છે તેઓનેજ લોભ લાલચો વધારે લલચાવીને ફસાવે છે. પણ એ બંને ધખ્યારા ખોટા છે. જયાં સુધી એ ધખ્યારા ચાલુ છે ત્યાં સુધી માણસ લોભ લાલચોના ફાંદામાં ફસેલો રહે છે. એક વાર એ ધખ્યારાઓને મનમાંથી ખંખેરી કહાડયા કે તે પછી માણસ લોભ લાલચો સામેની લડતમાં એકેક પછી ફતેહ મેળવ્યો જાઇને આત્મીક ખુશાલીમાં લીન થઈ જાય છે. સઘળી લાલચનું મુળ ખુદ માણસની અંદરખાનેની ઇચ્છામાં છે. તે ઇચ્છાને જો દુર કરી નાખવામાં આવે, તો તે પછી બાહેરની કોઇબી ચીજ—ઇંદરીઓને મોજ આપનારી કોઇબી વસ્તુ—માણસના આત્માને લલચાવીને તેને પાપમાં ઉતારી શકે નહી. બાહેરની ચીજમાં માણસની લાલચનું મુળ નહી પણ તે લાલચને તૃપ્ત કરવાનુ માત્ર સાધન છે, જ્યારે મુળ તો ખુદ માણસની ઇચ્છામાં હોય છે.

## રોજ ૨૬ મો આસતાદ માહ ૧૦ મો દેએ.



જેણે પોતાને જીત્યો, તેણે દુન્યા જીતી. જે માણસ પોતાને એટલે પોતાના સ્વારથને વળગી રહે છે, તે દુશમનોથી ઘેરાયલો રહે છે. જે માણસ સ્વારથને છોડી દે છે યાને પોતાની હસ્તીજ ગોયા ભુલી જઇને પરમારથ ઉપર દીલ લગાડે છે, તે સાચા દોસ્તોથી ઘેરાયલો રહે છે, અને દુન્યાની જંજાળોમાંથી તેનો છુટકો થાય છે. પોતાની હસ્તી ભુલી જનારા આસામીના સ્વચ્છ અંતકરણ આગળથી સઘળો અંધકાર ગુમ થાય છે, દુઃખ અને આફતનું વાદળ તેની નજર સામે વીખરાઇ જાય છે. જે માણસ પોતાને એટલે પોતાના સ્વારથને છોડી દે છે, તે માણસને ગરીબાઇ, દુઃખ અને આફતો છોડી જાય છે. એકવાર આપસ્વારથ છોડી દીધો, યાને આ ચીજ મારી છે, પેલું મારૂં પોતાનું છે, એવા એવા વીચારો મનમાંથી કહાડી નાંખ્યા કે તે માણસના અંતકરણના ઉંડાણમાં બેહેસ્તનો પ્રકાશ પડવા માંડે છે. દુન્યાનું ખરૂં સુખ અને ખરી મોજ સ્વારથમાં નહી પણ પરમારથમાં છે.



## રોજ ૨૭ મો આસમાન માહ ૧૦ મો દહેએ.



સરકારનો કાયદો તોડનારને સજા થાય છે, તો કુદરતનો કાયદો તોડનારને સજા ન થાય એ કેમ બને? દુન્યામાં જે દરેક દુઃખ અને વેદના આપણે ખમ્યે છીયે તેથી કુદરતના કાયદાને લગતાં જ્ઞાનની વધારે નજદીક આપણે જતા જઇયે છીયે. નેકીના બદલામાં આપણને સુખ મળતું હોય, તો બદીના બદલામાં જે દુઃખ ઉપજે તે ગેરવાજબી કહેવાયજ નહી. આપણે જાણી જોઇને પાપ કરયે, વા કુદરતના કાયદાના અજ્ઞાનપણામાં ગુનાહ થઇ જાય, અને તે પાપ યા ગુનાહની સજામાંથી જો છટકી શકાતું હોય, તો પછી દુન્યામાં સલામતી જેવું કાંઇ રહેજ નહી, કારણ કે પાપની સજામાંથી જેમ છટકી શકીયે, તેજ મીસાલે નેકી અને ભલાઇના બદલામાંથીબી આપણને બાતલજ રહેવું પડે. દુન્યાના કારોબાર માટે કુદરતે જે કાયદા નકી કરેલા છે તે ઇનસાનોને વાજબી ઇનસાફ આપવા સાથ તેઓને વૃધીના મારગમાં આગળ વધારનારા છે. એ કાયદાને જેઓ માન આપે છે તેઓ સુખી સંતોશી જીંદગી ગુજારી શકે છે—એ કાયદા જેઓ તોડે છે, તેઓ હેરાન અને પરેશાન થાય છે.

## રોજ ૨૮ મો જમીઆદ માહ ૧૦ મો રૂએ.



લોકો સાધારણ રીતે ધાર્મીક જીંદગીનો જે અર્થ કરે છે તેના કરતાં ખરેખરી ધાર્મીક જીંદગીનો અરથ કાંઇ જુદોજ થાય છે. જે દરરોજ પોતાની અસ્વચ્છ ઇચ્છાઓને તૃપ્ત કરયો જતો હોય અને પોતાના દુરગુણો તજી દેવાની ઇચ્છા રાખતો ન હોય તે ધર્મી નહી પણ અધર્મી ગણાય. એવો માણસ દરરોજ બંદગી કરતો હોય અને પોતાના ધરમને લગતાં કીયાકામો કરતો યા કરાવતો હોય, તો તે છતાંબી તે અધર્મીજ કહેવાય. બીજા હાથ ઉપર જે માણસ કદી બંદગી કરતો ન હોય, પણ તે છતાં નીતીમાન જીંદગી ગુજારતો હોય અને પોતાના હવસો તથા હલકી ઇચ્છાઓને દરરોજ દાબ્યો જતો હોય તે ધર્મી પુરૂષ લેખાય. હવસને દાબવો, ગુસ્સાઓને કાબુમાં રાખવા અને ઇંદ્રીઓને તૃપ્ત કરવાની ઇચ્છાઓને મનમાંથી દુર કરી નાંખીને અંતકરણને સ્વચ્છ કરવું, તેજ ખરેખરો ધર્મ છે.



## રોજ ૨૯ મો મારેસપંદ માહ ૧૦ મો દએ.



માણસને અંદરખાનેની પવીત્ર આતમીક જીંદગીની મોટી જરૂર છે-દુન્યાદારીની મોજશોખની બાહેરની જીંદગીની નહી. એ આત્મીક જીંદગીને જોઇતું પોશણ અને બળ અંદરખાનેથીજ મળે છે-બાહરથી નહી. દુન્યાદારીની બાહેરની ચીજો, તે અંદરખાનેની આત્મીક શકતીઓ વાપરવા માટેના સાધનો માત્ર છે, અને જયારે નવી આત્મીક શકતીઓ મેળવવી હોય, ત્યારે તો માણસને પાછો અંદરખાનેની શાંતી ઉપરજ આધાર રાખવો પડે છે. માણસ જેમ જેમ ઇંદરીઓની મોજમજાહના ધોંધાટથી અંદરખાનેની શાંતીને દાબી દેવાની કોશિશ કરે છે, તેમ તેમ તેને દુઃખ અને ગમગીનીનો અનુંભવ મળતો જાય છે. સેવટે જયારે દુઃખ અને વેદના ખમી ન શકાય એવાં થઇ પડે છે, ત્યારે તે પાછો અંદરખાનેની શાંતી આગળ ધસડાઇ જાય છે અને ત્યારેજ તે અહુરમઝદને ચરણે પડીને શાંતી ચાહે છે.



## રોજ ૩૦ મો અનેરાન માહ ૧૦ મો દએ.



નજીવી બાબદોમાં અંતકરણથી બીહીવાનું શાનું? ઘણાઓ એ પ્રમાણે કહે છે. પણ જયાં વાજબી યા ગેરવાજબીનો સવાલ આવે, ત્યાં કોઇબી બાબદ નજીવી ગણાતી નથી. ફરજ તે ફરજ—પછી તે ગમે એવી નાની હોય, યા મોટી હોય. જે આસામી ઘણીજ નજીવી બાબદોમાંબી અંતકરણના અવાજ મુજબ વરતે છે, તે ત્રહીના મારગમાં ઝડપથી આગળ વધે છે. જે માણસ નજીવી બાબદોમાં ઘણો સાવચેત રહે છે, તે દરરોજ એકેક પગથીયું ઉપર ચહડે છે. નાની બાબદોમાં સાવચેત રહીને ફતેહમંદ નીવડયાથી મોટી જોખમદારીઓ તેને સોંપવામાં આવે છે, અને આયંદે તે એક મહાન પુરૂષ થઇ પડે છે. દુન્યામાં ફતેહ મેળવવાનો ખરો મારગ એજ છે.



## રોજ ૧ લો અહુરમઝદ માહ ૧૧ મો બેહેમન.

લોકો જ્યારે સુખમાં લોટે છે ત્યારે તેઓ માને છે કે અહુરમઝદ ખરેખરો ભલાઇનો ભંડાર છે. પણ મામલો જ્યારે ઉલટાઇ જાય છે અને દુઃખ તથા આફત આવી પડે છે ત્યારે અગાઉના જેવાંજ મક્કમપણા સાથ અહુરમઝદને ઇનસાફી અને ભલો ધારવાનું તેઓને કાંઇક મુશ્કેલ લાગે છે. દુન્યામાં ચાલતો રાહધાટ એવોજ છે, પણ અહુરમઝદની ભલાઇ અને ઇનસાફમાં તો કોઇબી વખત એક કતરા જેટલોબી ફરક પડતો નથી. આપણા સુખ અને આબાદીના અઇયામમાં તે જેટલો ભલો છે, તેટલીજ તેની ભલાઇ દુઃખ અને આફતના વખતમાં તે આપણી તરફ દેખાડયા વગર રહેતો નથી. અહુરમઝદ ઘણાક અને જુદા જુદા આકારમાં આપણી સનમુખ આવે છે, પણ તેના અનેક નામોનો અરથ તો લગભગ એકસરખોજ યાને 'ભલું કરનાર' થાય છે.

## રોજ ૨જો બેહમન માહ ૧૧ મો બેહેમન.

---

પોતાના લાભ બાજુએ મેલીને બીજાઓનું ભલું કરવાનો વીચાર કરયાથી ઇનસાન ઉંચ દરજજે પુગે છે. અહુરમઝદ આ દુન્યામાં દુઃખ અને આફત ચાલવા દે છે તેનો એક સબબ એજ છે. આ દુન્યામાં દુઃખ, આફત અને સંકટ જેવું કાંઇ હતેજ નહી તો ઇનસાનનો ઘણોજ જુસ્સાદાર પ્યાર કેવો હોય છે, તે આપણે કદીબી જાણતે નહી. એક માતાનો ખરેખરો જુસ્સાદાર પ્યાર, જયાં સુધી તેણીનું બાળક દુઃખથી હેરાન થતું નથી ત્યાં સુધી કદીબી બાહેર પડતો નથી. અહુરમઝદના પ્યારના બાબમાંબી તેમજ છે. દુઃખી તેમજ સુખી ઇનસાનો તરફ અહુરમઝદની રેહેમદીલી એકસરખી રહે છે. પણ ઇનસાનો જો કદીબી દુઃખી ન થતે, તો અહુરમઝદનો અખુટ પ્યાર કેવો છે તે તેઓ કદીબી જાણી શકતે નહી. ઇનસાનો ઉપર પડતા હાંદેસા અહુરમઝદના ઘણાજ પવીત્ર અને ઘણાજ જુસ્સાદાર અખુટ પ્યારને બાહેર ખેંચી લાવે છે. જેમ રાત પડયા વગર સેતારાઓ કેવા છે તે આપણે જોઇ શકતા નથી, તેજ મુજબ દુઃખ અને આફત વગર અહુરમઝદનો પ્યાર જાણી શકાતો નથી.

## રોજ ૩ જો અરદીબેહેસ્ત માહ ૧૧ મો બેહેમન.



"તું વફાદાર રહે!" અહુરમઝદ તરફના આ શબ્દો દરેક ઇનસાનના કાનમાં હમેશ વાગ્યા કરવા જોઇયે. આ સૃષ્ટીમાં દરેક ઇનસાનને જુદું જુદું કામ બજાવવાનું છે. જે ઇનસાન પોતાની પુરેપુરી શકતી મુજબ પોતાનું કામ ન બજાવે તે અહુરમઝદ તરફ વફાદાર રહેલો કહેવાય નહી. દરેક જણને સોંપવામાં આવેલું કામ દરેક જણ જો અચ્છી રીતે મન લગાડીને ન કરે, તો આ જગતનો કારોબાર બરાબર ચાલી શકે નહી. પોતાના કામમાં અહુરમઝદને વફાદાર રહેવું તે કાંઇ ગોલાબના બીછાણા ઉપર આરામ કરવા જેવું હેલું કામ નથી. એ કામ હાલહવાલ રીતે ..ન જલદીથી પરવારી જવાય તેમ નથી. "વફાદારીનો" ધારણ બહુ ઉંચો છે. તેનો અરથ એ કે અહુરમઝદ તરફની ફરજ અદા કરવામાં દરેક જણે હમેશ પોતાથી બનતું કરવું જોઇયે. તેથી કાંઇબી ઓછું કરવું તે અહુરમઝદ તરફ બેવફા થવા સમાન છે. એક ઇનસાન પોતાની ગમે એવી નાની ફરજબી બરાબર અદા ન કરે તો તેથી આખી સૃષ્ટીનાં બીગાં કામમાંબી ખલલ થાય છે.

## રોજ ૪ થો શેહરેવર માહ ૧૧ મો બેહેમન.

આપણી જીંદગીના દરરોજના કામકાજમાં અહુરમઝદની મદદ જેટલી જોઇયે તેટલી આપણે લેતા નથી. એ મદદનો સેહેજબી વીચાર કરયા વગર આપણે આપણું કામ કરવા જઇયે છીયે અને તરેહવાર યોજનાઓ ઘડયે છીયે. કાંઇ દુઃખ યા મોટી આફત આવી પડે ત્યારેજ તેને યાદ કરવો અને તે સીવાય બીજી બાબદોમાં તેને વીસારી મેળવો એ વાજબી નથી. ચાલુ જીંદગીના દરરોજના કામકાજમાં કાંઇબી ગુચવણ યા મુંજવણ ઉભી થતાં અહુરમઝદને યાદ કરીને તેની મદદ માંગવી સલાહકારક છે. આખી જીંદગી દરમ્યાન એકબી દીવસ તેની યાદ વગર પસાર થવો જોઇયે નહી. અહુરમઝદની સાથે આપણી જીંદગીને એવી રીતે જોડાયલી રાખવી કે જેથી કાંઇબી કામ પડતાં તેની ગેબી મદદનો લાભ તુરત આપણે મેળવી શકયે. તે માટે જરૂરનું છે કે દરરોજના ચાલુ સાધારણ કામકાજો કરતી વખતે પણ પહેલાં અહુરમઝદનું નામ જબાન ઉપર લઇને તે પછીજ કામની શરૂઆત કરવી.

## રોજ ૫ મો અસપંદાદ માહ ૧૧ મો બેહમન.



બુઝર્ગીનું ડહાપણ કાંઇ જવાનીમાં આવતું નથી. અનુભવ મળ્યા અગાઉ તેનો લાભ આપણે મેળવી શકતા નથી. એક કામ પુરૂં થયા પછીજ આપણને લાગે છે કે આપણે જો વધારે મેહેનત લીધી હતે, તો વધારે સારૂં પરીણામ લાવી શકતે. વારંવાર ઘણાક માણસો એ પ્રમાણે મનમાં અટવટ કરે છે. તેથીજ આપણી ફરજ છે કે દરેક કામ કરતી વખતે બરાબર મન લગાડીને, આપણાથી બને એટલી કુશળતા વાપરીને તે દીલોજાનથી કરવું. તે પછીબી જો એમ લાગે કે તે બરાબર થયું નથી, તો તે માટે કાંઇ પસતાવો લાગશે નહી, કારણ કે આપણે બનતી મેહેનત લીધી હતી. સંપુરણતાને તો આ જીંદગીમાં પહોંચી શકાતુંજ નથી. દરેક માણસ માટે "ફરજ" એટલી બધી મોટી છે કે તેનો માત્ર એક નાનો ભાગજ તે બજાવી શકે છે. તેથીજ એ નાનો ભાગ દરેક જણે દીલોજાનથી બજાવવો જોઇયે.



## રોજ ૬ ઠો ખોરદાદ માહ ૧૧ મો બેહેમન.



જયાંસુધી સ્વારથની લાગણી મરતી નથી, ત્યાં સુધી કોઇબી માણસ ખરેખરી જીવવા લાયકની જીંદગી ગુજારતો નથી. સ્વારથ દુર થાય અને બીજાઓનું ભલું કરવાની શરૂઆત થાય, ત્યારેજ જીંદગી ખરેખરી રસકસવાલી બને છે. સામો ધણી આપણને શું લાભ કરી શકશે તેનો વીચાર કદીબી કરવો નહી. પણ આપણે પોતે તેનુ શું ભલું કરી શકશું અને કેવી રીતે તેને ઉપયોગી થઇ શકેશું તેનો વીચાર દરેક જણે કરવો જોઇયે. ખરી જીવવા લાયકની જીંદગી તેજ છે. પણ ઘણાઓ તે સમજી શકતા નથી. તેઓ તો રાત દહાડો વીચાર કરે છે કે કયારે આ બધી જંજાળમાંથી છુટયે કે જીંદગીનો બાકીનો ભાગ એશ આરામમાં ગુજારયે. પણ એ એશઆરામમાં કાંઇ મીઠાશ છેજ નહી. ખરો મીઠાશ તો બીજાઓનું ભલું કરવામાં અને બીજાઓને ઉપયોગી થઇ પડવામાંજ છે. એ મીઠાશ જેઓએ ચાખ્યો છે તેઓજ તેનો સ્વાદ જાણે છે. તમબી તે કાં નહી ચાખતા? કોઇ ગરીબ લાચાર યા દુઃખી દરદીને મદદ કરીને તેની આંતરડીની દુવા લેવો અને પછી જુવો કે તેમાં કેવો મીઠાશ છે!

## રોજ ૭ મો અમરદાદ માહ ૧૧ મો બેહેમન.



દુરગુણોને જીતીને ઉંચ પંકતીએ જવાનો લાભ દરેક ઇનસાને રાખવો જોઇયે. હલકી ઇચ્છા, ખરાબ ટેવ, નામોશીભરયાં કામો કરવાના જુસ્સા તથા બીજાઓ માટેની ખરાબ લાગણીને ટુકડેથીજ ડહામવાની અને કચડી નાંખવાની જરૂર છે. તેમ કરવાથી ઉંચ હાલતમાં જવાનો રસ્તો ઇનસાનો માટે મોકળો થાય છે. આપણે જો ઇંદ્રીઓને જીતી ન શકયે અને હલકા જુસ્સાઓ ઉપર ફતેહ ન મેળવયે, તો દુન્યામાં ખરી જીંદગી ભોગવેલી કહેવાય નહી અને જીંદગીનો ફેરો ફોકટ જાય. જેઓ પોતાના ભમતાં મન ઉપર કાબુ રાખે છે અને હલકા જુસ્સાઓને દાબી શકે છે તેઓ મરણ બાદ બેહેસ્તનું સુખ મેળવી શકે છે એટલુંજ નહી પણ આ દુખી ગણાતી દુન્યામાં પણ સુખી જીંદગી ગુજારી શકે છે.



## રોજ ૮ મો દેપાદર માહ ૧૨ મો બહેમન.



અકેક પગલું આગલ વધવા સાથ આપણે કાંઇક પછવાડે મેલી આવ્યે છીયે. બદીને પાછળ મેલી આવ્યે તો નેકીમાં આગળ વધી શકાય— અજ્ઞાનપણું તજી દઇયે તો જ્ઞાન મેળવી શકાય. દરેક જાનવર અને જીવજંતુઓ કાંઇક કુદરતી બક્ષેશ ધરાવે છે. વૃદ્ધીના મારગમાં આગળ વધીને આપણ ઇનસાનોએ તે બક્ષેશો છોડી દઇને તેની જગાએ વધારે મોટી શકતીઓ મેળવી છે. પણ તેટલુંજ કરી ઘણાઓ થોભી ગયા છે—ત્યાંથી તેઓ આગળ વધવા માગતા નથી. તેઓ જો પોતાના સ્વારથને છોડી દઇને પરમારથ અખત્યાર કરે, તો હજીઓ વધારે ચઢતી શકતીઓ મેળવી શકે. પરમારથ માટે આપણને કાંઇક ભોગ આપવો પડે છે તે ખરી વાત, પણ એવા દરેક ભોગ પાછળ તઇયાર ઉભેલો ફીરેસ્તો આપણને ડહાપણ અને જ્ઞાનના વધારે ઉંચા તબકાએ લઇ જાય છે. એ રીતે સ્વારથને પાછળ મેલી આવ્યાથીજ જીંદગાનો ઉંચ તબકકો મળી શકે છે.



## રોજ ૯ મો આદર માહ ૧૧ મો બહેમન.



નેક માણસ અજીત હોય છે. કોઇબી દુશમન તેને હંફાવી શકતો નથી. નેક માણસને પોતાના રક્ષણ માટે પોતાની નેકી અને પ્રમાણીકપણા ઉપરાંત બીજાં કશાંની જરૂર પડતી નથી. બદી નેકી ઉપર ફાવી શકે એ બીલકુલ બનવાજોગ નથી અને તેથીજ બુરાઓ નેક માણસોને કદીબી હેરાન કરી શકતા નથી. બદગોઇ, અદેખાઇ, ધીક્કાર અને કપટ નેક માણસો આગળ કદીબી પહોંચી શકતાં નથી, યા તેઓને હેરાન કરી શકતાં નથી. જેઓ નેક માણસોને હેરાન કરવાની કોશિશ કરે છે તેઓ પોતેજ આયંદે હેરાન અને પરેશાન થાય છે. નેક પુરૂષો કદી કોઇને હેરાન કરતા ન હોવાથી તેઓ કોઇથીબી બીહતા નથી યા શરમાતા નથી. જે માણસ કદી કોઇના બુરામાં નહી, તે કોઇથીબી શા માટે બીહે?



## રોજ ૧૦ મો આવાં માહ ૧૧ મો બેહેમન.



નેક માણસો ઘણીવાર દુન્યાનાં લોકોની નજરમાં બેવકુફ ઠરે છે. તેઓને નેકીને મારગે ચાલતાં વારંવાર એવી રીતે વરતવું પડે છે કે જે વરતણુંક લોકોની નજરમાં હેમકાઇભરી લાગે છે. નેક માણસો કાંઇબી હકો માંગતા નથી. બીજાઓના હુમલા સામે તેઓ પોતાનો બચાવ કરતા નથી, યા કીના લેતા નથી. પોતાને દુઃખ દેનારાઓને તેઓ સુખ આપે છે—પોતાને ઇજા કરનારાઓનું તેઓ ભલું કરે છે. પોતાના મત સાથે મળતા થનારાઓ તરફ જેવી નરમાશ તેઓ બતાવે છે તેવીજ નમરતા પોતાના વીરોધીઓ તરફ દેખાડવાને તેઓ પછાત પડતા નથી. તેઓ કોઇબી માણસની ખામી શોધતા નથી, પણ સઘળાઓ સાથે મળી મેઠીને ચાલે છે. દુન્યાનાં સઘળાં લોકો સાધારણ રીતે એવા ગુણો ધરાવતાં નથી અને તેથીજ જે નેક માણસ એવા સદગુણો ધરાવે છે તે તેઓની નજરમાં બેવકુફ ઠરે છે.



## રોજ ૧૧ મો ખોરશેદ માહ ૧૧ મો બાહમન.



માણસ પોતાની ઇચ્છા મુજબ યા મનના કાંટા મુજબ પોતાની જીંદગીમાં ફેરફાર કરી શકે એ બીલકુલ બનવાજોગ નથી. પણ તેને બદલે તે જો પોતાની ઇચ્છા યા મનના કાંટાઓને બાજુએ મેળી દે તો જે જીંદગી અણગમતી હતી તે મન પસંદ થઇ શકે. માણસ જો ચાહે તો પોતાનાં મનની વળાણમાં એવો ફેરફાર કરી શકે કે જેથી તેની જીંદગીના બાહેરના સંજોગો જુદુંજ રૂપ લે અને જે પહેલાં તેને મનથી દુખ ઉત્પન કરનારા હતા તે હવે તેને સુખ આપનારા થઇ પડે. એ મુજબ માણસના સુખ અને દુઃખનું મુળ ખુદ તેનાં પોતાનાં મનમાંજ હોય છે અને તે મનની વળાણમાં ફેરફાર કરયાથી માણસ પોતાની સુખી યા દુખી જીંદગીમાં પણ મોટો ફેરફાર કરી શકે છે. ટુકમાં જે ધણીનું મન તદન સ્વચ્છ હોય, તેજ ખરેખરી સુખવારી જીંદગી ગુજારી શકે. મેલાં મનનો માણસ બાહેરથી ગમે તેવો દેખાય, પણ અંદરખાનેથી તો તે કદીબી ખરેખરો સુખી હોઇ શકેજ નહી.



## રોજ ૧૨ મો માહોર આહ ૧૧ મો બેહેમન.

ખોજાઓની ખામીઓ તરફ પ્યાર, ઉદારતા અને દયાથી જોવાની દરેક ઇનસાનની ફરજ છે. જેઓમાં આપણને ખામી દેખાતી હોય, તેઓની આગળી પાછલી હકીકત ઘણું કરીને આપણે જાણતા હોતા નથી. જે જખ્મન ફટકા પડવાથી તેઓનો સ્વભાવ બગડી ગયો હોય, યા બીજી કાંઇ ખામી તેઓમાં બરપા થઇ હોય, તે ફટકાઓથી આપણે માહીતગાર હોતા નથી. જે આસામીઓની વરતણુકથી આપણને ખીજવાટ ઉપજે છે તે બીચારાઓ કેવી આફત અને હાંદસાઓમાંથી પસાર થઇને દુઃખી થઇ ગયલા હોય છે તેનો એક સંસારો વટીક આપણા કાને પડેલો હોતો નથી. ઘણાક માણસો જીવપર જોરાવરી કરીને હસતું મોહડું રાખે છે. પણ તેજ હસ્તા ચેહરાને માથે છુપી જંજાળ અને ચીંતાનો કેવો જબરો બોજો હોય છે, તેજ હસ્તા ચેહેરા હેઠળ કેવું ચીરાઇ ગયલું જીગર છુપાયલું હોય છે, તે સઘળું જો આપણે જાણતા હોઇયે, તો બેચીતજ હાલ જે રીતે આપણે તેઓ સાથે વરતયે છીયે તેથી જુદીજ રીતે વરતીયે.



## રોજ ૧૩ મો તીર માહા ૧૧ મો બહેમન.

અહુરમઝદ પાસે કાંઇ માંગવું હોય, તો શું માંગવું? ખાવાના વાખા પડતા હોય તેઓ રોટલી માંગે છે. દુઃખદરદથી હેરાન થતા હોય તેઓ તનદરોસ્તી ચાહે છે. વાંઝીયાંઓ પુત માગે છે અને ગરીબ લાચારો પઇસા માટે આજુજી કરે છે. કેટલાકો લોભ લાલચથી બચવા માંગે છે, જ્યારે બીજાઓ પોતાની નબળાઇ દુર કરવા માટે કુવત માંગે છે. કેટલાકો અશોઇમાં આગળ વધવાની ઇચ્છા રાખે છે, ત્યારે બીજાઓ પોતાની કબસ હાલતમાંથી બાહેર નીકળવા માટે અરજ કરે છે. પણ અહુરમઝદ પાસે માંગવામાં આવતું એ બધું શા ખપનું! જો કાંઇબી માંગવું હોય, તો અહુરમઝદને પોતાને માંગવો અને તેને લેવા માટે અંતકરણ ખુલ્લું કરી નાંખવું અને તેમાં તેને સમાવી દેવો. જેને અહુરમઝદ મળયો, તેને બધું મળ્યું. અહુરમઝદ ઇનસાનોને તરેહવાર બક્ષેશો આપે છે એટલુંજ નહી, પણ જે ઇનસાનો અહુરમઝદને પોતાને માંગે છે, તેઓને જઈ મળવાને તે પોતેબી આતુર છે. આથી અહુરમઝદ પાસ જો કાંઇબી માંગવું હોય, તો તેને પોતાનેજ માંગી લેવો.

## રોજ ૧૪ મો ગોશ માહ ૧૧ મો બેહેમન.

વરસાદ જેમ અનાજના પાક માટે જમીનને તઇયાર કરે છે, તેજ મીસાલે દુઃખ અને ગમીનો વરસાદ માણસના અંતકરણને નરમ બનાવીને ડહાપણના પાક માટે તેને તઇયાર કરે છે—એ ગમીના વરસાદથીજ મન શુધ થઇને અંતકરણ ખુશાલ બને છે. જ્યારે વાદળ ઘેરાય છે, ત્યારે ધરતી ઉપર અંધકાર ફેલાય છે, પણ પાછળથી એજ વાદળ ધરતી ઉપર ઠંડક ફેલાવીને તેને ફળદરૂપ કરે છે. તેજ મીસાલે ગમગીનીનું વાદળ માણસના અંતકરણ ઉપર અંધકાર નાંખે છે ખરૂં, પણ તેમ કરીને અંતકરણને વધારે ઉમદા ચીજોનું સુખ ભોગવવા માટે તે તઇયાર કરે છે. એ ગમગીનીજ માણસના અંતકરણને નરમ બનાવે છે. ગમગીનીએ શીખવેલા પાઠોની માણસને જે યાદ થાય છે, તેજ તેનું ડહાપણ. યાદ રાખવાની જરૂર છે કે ગમગીની સદા ચાલુ રહેતી નથી, પણ વાદળની પેઠે તે થોડાજ વખતમાં વીખરાઇ જાય છે. પણ માણસ જ્યારે "હું" અને "મારૂં" શબ્દો ભુલી જાય છે ત્યારે તો ગમગીની તેને જાયુકનો છોડી જાય છે.



# રોજ ૧૫ મો દેપમેહેર માહ ૧૧ મો બેહેમન.



ચુસ્ત જરથોસ્તી થવું એ કાંઇ સહેલું કામ નથી. તે માટે અહુરમઝદના ફરમાનોને આધીન થઇને ધાર્મીક નીતીમાન જીંદગી ગુજારવી પડે છે— પાપથી દુર રહીને પવીત્ર ફરજો અદા કરવી પડે છે. એવી ધાર્મીક જીંદગી ગુજારવા માટે હર ઘડીએ અને હર પળે અનેક મુશ્કેલીઓની સામે થવું પડે છે, લોભ લાલચોને દુર રાખવાં પડે છે અને બદી સામે ઓસ્તવારીથી લડત ચલાવવી પડે છે. એવી લડત વગર ઇન્સાન બેહેસ્તનું સુખ પામી શકતો નથી યા અહુરમઝદને પહોંચી શકતો નથી. એવી ચાલુ લડતથી ઘણાઓ આજેઝ બની જાય છે અને એ લડત વધુવાર નહી ચલાવવાને કોઇવાર તેઓ લગભગ તેયાર થાય છે. પણ તેઓએ યાદ રાખવું જોઇયે કે અહુરમઝદને પહોંચીને બેહેસ્તનું જે અનંત સુખ મેળવવાને આપણે આટલા બધા આતુર છીયે તે સુખ એવી જીવતોડ લડત વગર કોઇનેબી મળયું નથી અને કોઇનેબી મળવાનું નથી.



## રોજ ૧૬ મો મેહેર માહા ૧૧ મો એરદેમન.



શાંતીનું બળ જબરૂં છે. ગમે એવા બીકટ યા દુઃખદાયક સંજોગ વચ્ચે જે માણસ મનનું સમતોલપણું જાળવી રાખીને શાંત રહે છે તે ગોયા દુન્યાને હંફાવી શકે છે. દોડધામ યા ધમચકરી વગર જેઓ સ્થીર રહે છે, તેઓ એવું બળ ધરાવે છે. મનના તરેહવાર જુસ્સાઓથી દોરવાઇ જવાને બદલે જે માણસ મન ઉપર કાબુ રાખીને સ્થીર રહી શકે, તેજ ખરો મરદબચ્ચો. અવીચારી અને ચટપટીયા આસામીઓ નજીવા બનાવોથી ડરી જઇને ગભરાટ કરી મુકે છે અને બીજાઓની મદદ માગે છે. બીજા હાથ ઉપર એક શાંત અને વીચારવંત પુરૂષ, કશાંથીબી ડરી ન જતાં, યા કોઇનીબી મદદ ન માંગતાં, એકાંતમાં રહેવાનું વધુ પસંદ કરે છે અને એવા એકાંતવાસથી તેના અખુટ બળમાં વધારો થાય છે.



## રોજ ૧૭ મો સરોશ માહ ૧૧ મો બેહેમન.



ઘરની બાહેર ગમે એવું જબરૂં તોફાન ચાલતું હોય, પણ ઘર જો ધરખમ હોય, તો અંદરના માણસોને કશો ડર રહેતો નથી. તેજ મીસાલે એક માણસનું અતઃકરણ જો નેકી ઉપર અોસ્તવાર હોય તો તેની આસપાસ ચોમેર બદીનું તોફાન ચાલી રહેવા છતાં તે એ તોફાનના વમળમાં નહી સપડાતાં, સંપુરણ શાંતી વચ્ચે નેકીના માર્ગ ઉપર આગળ વધ્યો જાય છે. દુન્યામાં ચાલતા બદી અને બુરાઇના દોરથી આપણને પોતાને કશીબી અડચણ પુગતી નથી, સીવાય કે આપણે પોતેબી તે બદીમાં સામેલ થઇયે. આપણું પોતાનું અંતઃકરણ જો ભલાઇમાંજ લીન થયલું હશે, તો આસપાસ ચોતરફ બદી વ્યાપી રહેવાથી તે સામુ નેકી ઉપર વધારે અોસ્તવાર થશે. ખરો સુખી તે ધણી છે કે જેના અંતઃકરણમાં બીજાને માટે કાંઇબી બુરો વીચાર ઉત્પન્ન થતો નથી.



## રોજ ૧૮ મો રશના માહા ૧૧ મો બેહેમન.

જે માણુસ પોતાની સરજત માટે રડે છે, તે ખરો મરદ બચ્ચો નથી. કોઈ પૈસાની તાણુ માટે, કોઈ શીખવા માટે પુરતો વખત નહી મળવા માટે અને કોઈ લાગવગ નહી હોવા માટે બળાપો કરે છે અને દરેક જણુ કહે છે કે મને જો એ નડતળ નડી ન હતે, તો હું દુન્યામાં ઘણો આગળ વધી જતે અને નામ કહાડતે. પણ એ બધો બળાપો ખોટો છે—એમ કહેનારાઓનાં મનનો માત્ર ધખારો છે. ખરૂં જોતાં તો એ કહેવાતી નડતળોથી કોઈનાખી કામમાં કાંઈ ખલલ થતીજ નથી. માણુસ હારી ખાય છે, તે એ નડતળોથી નહી, પણ એ નડતળોને તેણુ પોતે આપેલાં મોટાં રૂપથી હારી ખાય છે. એટલે કે ખુદ પોતાનીજ નબળાઈથી તે હારી ખાઈને બેસે છે. તેણુ જે મુશ્કેલીઓને મોટી નડતળ તરીકે માની લીધી છે તે મુશ્કેલીઓજ તેને વધારે ઉંચ હાલતમાં લઈ જનારાં પગથીયાં જેવી છે. એ પગથીયાંઓ ચહડીને જ્યારે તે ઉંચ હાલતમાં જાય છે ત્યારેજ તેને માલમ પડે છે કે તેણુ માની લીધેલી નડતળો તો તેને મદદ કરીને વધારે ચઢતી હાલતમાં લઈ જનારાં સાધનો જેવી હતી.

# રોજ ૧૯ મો ફરવરદીન માહ ૧૧ મો બહેમન.



માણસની સરજત યા કીસ્મત એ બીજું કાંઇજ નહી, પણ તેની પોતાની કરણીનું ફળ છે. બીજાઓ આપણને જે કાંઇ નુકશાન યા ઇજા કરે છે તે પણ આપણી પોતાની આગલી કરણીનું ફળ છે—આપણા મનની આગલી વળાણનો આપણી ઉપર પાછો આવી પડતો પડછાયો છે. જીંદગીનું ફળ દરેક માણસને બરાબર તેની કરણી મુજબ મળે છે—જરાક ઓછું બી નહી કે વધતું બી નહી. નેક માણસો પોતાની નેક કરણીને લીધે બીજાઓ તરફની હેરાનગતીથી નીરાળા રહે છે. કોઇબી તેઓને ઇજા કરી શકતું નથી, યા તેઓની શાંતીમાં ખલલ કરતું નથી. નેક માણસોને જો કોઇ ઇજા કરવા જાય છે, તો તેની ઇજા કરવાની શકતીઓ જતી રહે છે. તેથી ઉલટું નેક માણસોને ઇજા કરવાની કોશેશ, પાછી તે ઇજા કરનાર ધણી ઉપરજ જઇ પડીને તેનેજ નુકશાન કરે છે. નેક માણસો બીજાઓ સાથે સદા ભલાઇથીજ વરતે છે અને તેઓના સુખનો ઝરો, તે ભલાઇમાંથીજ ચાલુ વહેતો રહેછે. તેઓ જે અખુટ બળ ધરાવે છે, તે તેઓની હમેશની ભલાઇનાજ પ્રતાપ છે.



# રોજે ૨૦ મા બેહેરામ માહા ૧૧ મો બેહેમન.



લાખો ઇંટ સાથે ગોઠવ્યાથી ઘર બંધાય છે તેજ મીસાલે હજારો અને લાખો વીચારોથી માણસનાં ગુણદોશ અને વર્તણુક બંધાય છે. ઇંટ જેમ મજબુત અને બરાબર પકવેલી હોય, તેમ મકાન ઘણું ધરખમ થાય. તેજ મીસાલે માણસના વીચાર જેમ ભલા અને પરમાર્થી હોય, તેમ તે સારાં વરતનવાળો ભલો પુરૂશ થઇ શકે. એક નબળો માણસ જો પોતે બળવાન હોવાનો વીચાર કરયા કરે, તો તેથી તે પોતાની નબળાઇ દુર કરી શકે. દુઃખી માણસ જો પોતે તનદરોસ્ત છે એમ મજબુતીથીબી માને, તો તેથી તેનું દુઃખ અને બીમારી દફે થઇ શકે. ટુકમાં વીચારનું બળ એવું જબરૂં છે કે માણસ તે વડે ચાહે તે કરી શકે છે. સારા વીચારોથી તે જેમ ચરતી સ્થીતીમાં આવી શકે છે, તેજ મીસાલે બુરા વીચારો તેને બુરાઇ અને કંગાળીયત તરફ ઘસડી લઇ જાય છે. માણસની સુખી યા દુઃખી જીંદગીનો ભેદ બીજો કાંઇજ નહી પણ તેના સારા યા નરસા વીચારો છે.



## રોજ ૨૧ મો રામ માહા ૧૧ મો બેહેમન.

કુદરતમાં અખુટ ધીરજ છે. ઇન્સાનો જો તેની નકલ કરે તો બેહદ ફાયદો પામે. એક પુછડીયા તારાને પોતાનો એકજ ગોળ ચકરાવો પુરો કરતાં હજારો વર્ષ લાગે છે. જમીનના કીનારાને ધીમે ધીમે પાણીથી પોચો કરીને ભાંજી નાંખતાં એક દર્યાવને દશ હજાર વરસ લાગે છે. તેજ મુજબ કુલ ઇન્સાનજાતને સંપુર્ણતાની ટોંચે જઇ પુગતાં લાખો વર્ષ લાગે એ બનવાજોગ છે. સઘળી વીગતો ધ્યાનમાં લેતાં માલમ પડશે કે આપણને ઘડીચપકો યા બે પાંચ વર્ષ તકલીદી મોજ આપનારી નજીવી જીણસોને આપણે જે હસવા જોગ મોટી અગત આપયે છીયે, તે મેળવવા માટે જે દોડધામ અને ધમચકરી કર્યે છીયે અને તે નહી મળવાથી નીરાશ અને ઉદાસ થઇ જઇએ છીયે–તે સઘળાં માટે આપણ ઇન્સાનોએ ખચીતજ શરમાવવું જોઇયે. ધીરજ એ મોટું ધન છે. ધીરજથી માણુસ સઉથી ઉચા દરજાની મોટાઇ મેળવી શકે છે અને સંપુર્ણ શાંતીનું ઉમદા સુખભોગવી શકે છે. ધીરજ ખોઇ દઇને અધીરો પડી જનાર માણુસ પોતાની જીંદગીનું ઘણુંક બળ ફોકટમાં ગુમાવી દે છે અને પોતાના સુખનો નાશ કરે છે.

## રોજ ૨૨ મો ગોવાદ માહ ૧૧ મો બેહેમન.

માણસનું મન કાંઇ હંમેશ મક્કમ હોતું નથી. ઘણીકવાર આપણે કાંઇબી કોશિશ કરવા વગર લાલચોથી સહેલાઇથી દુર રહી શકીયે છીયે. પણ કોઇબી માણસ હંમેશ એવીજ હાલતમાં હોતો નથી. કોઇવાર ઘણાજ મક્કમ મનના માણસોબી લાલચોમાં સહેલાઇથી ફસી પડે છે. એવાજ પ્રસંગો આપણને માટે ખરેખરા જોખમના છે, અને અંગ્રેમેન્યુશ આપણને ફાંદામાં ઉતારવા માટે એવાજ પ્રસંગોની આતુરતાથી રાહ જોય છે. એવે ટાંકણે આપણે લાલચો સામે બેવડી સાવચેતી રાખવી જોઇયે, અને તેના માર્ગમાંથી દુર રહેવું જોઇયે. એવો કાંઇ પ્રસંગ આવે ત્યારે આંખ વીચીને જબરા મોટા ઇતબાર સાથ અહુરમઝદની પનાહ હેઠળ દોડી જવું જોઇયે. તે આપણને ફાંદામાં ફસી પડતા બચાવ્યા વગર રહેશે નહી.

## રોજ ૨૩ મો દેપદીન માહ ૧૧ મો બેહેમન



અહુરમઝદની મોટાઇ તેના જબરાં મોટાં બળમાં નથી. તે સર્વજ્ઞાની છે, પણ તેથી કાંઈ તે મોટો નથી. તે દરેક ઠેકાણે હાજર છે, પણ તેમાંથી તેની મોટાઇ નથી. તેની મોટાઇ તેના અખુટ પ્યારમાં સમાયલી છે, કે જે પ્યારનો ઝરો આખી જગતમાં ચોમેર સદા વહેતો રહે છે. તે જેમ જગતની સેવા બજાવતો જાય છે, તેમ તેની મોટાઇ વધતી જાય છે. આપણ ઇન્સાનોનીબી તેવીજ ગતી છે. દરેક જણે ખુબ ગોખી રાખવું જોઇયે કે દુન્યામાં સઉથી મોટી ચીજ કુલ ઇન્સાનો તરફનો પ્યાર છે અને આપણી કોમની, આપણા ભાઇબંધોની અને દુન્યાની સેવા બજાવવી, તે સઉથી મોટી કીર્તી મેળવવાનો માર્ગ છે. આપણા પયગંબર જરથોસ્તે જે અમર્ગ કીર્તી મેળવી તે દુન્યાની આવી બીનસ્વાર્થી સેવા બજાવીનેજ મેળવી હતી.



## રોજ ૨૪ મો દીન માહ ૧૨ મો બેહેમન.



માણુસ ઉપર કોઇબી એવી આફત આવી પડતી નથી, કે જે થોડે યા ઘણે દરજ્જે દુર કરવાને તે શક્તીવાન ન હોય—તેની આગળ કોઇબી એવો સવાલ રજુ થતો નથી કે જેનો ફડચો તે કરી ન શકે. મુશ્કેલી અને આફત જેમ વધારે મોટી હોય, તેમ માણુસના બળની અને તેની સહનશક્તીની વધારે બીકટ પરીક્ષા થાય છે. એ પરીક્ષા જેમ બીકટ, તેમ તેમાં મળતી ફતેહ પણ મહાભારત હોય છે. આપણી સનમુખ રજુ થતા ગુંચવાડાની ભુલભુલામણી, મનને ગમે એટલું ગુંચવાવી નાંખનારી હોય, છતાં તેમાંથી બાહેર નીકળવાનો એક માર્ગ તો હોય છેજ. એ માર્ગ શોધી કહાડવા માટે દમ રૂંધીને સઘળું બળ વાપરવાની જરૂર પડે છે, અને તેથી આપણી છુપાઇ રહેલી ઉંચ શક્તીઓ બાહેર ખેંચાઇ આવે છે અને એ શક્તીઓજ આપણુને વધારે બુલંદ દરજ્જાએ પુગાડે છે. એ મુજબ જે મુશ્કેલી આપણુને કચડી નાંખવા માંગતી હતી, તેને આપણે પોતેજ કચડી નાંખી શકીયે છીયે, અને તે ફતેહ જીંદગીની વધુ લડત ચલાવવા માટે આપણુને નવું જોર બક્ષે છે.



## રોજ ૨૫ મો અરસીસંગ માહ ૧૧ મો બેહેમન.



માણુસ પોતાના માર્ગમાં આવતી દરેક મુશ્કેલીથી દુર નાશવા માગે છે–ઘણી હેજગારી કરવી પડે એવી બીકટ ફરજ બજાવતાં તેને અણગમો ઉત્પન થાય છે. પણ તે ભુલી જાય છે કે કચવાટ ઉપજાવનારી એ બીકટ ફરજમાંજ કાંઇક ખરૂં ઉમદા સુખ સમાયલું હોય છે. ગમે તે ભાગે એ ફરજ બજાવવાના અખાડા કરવા, તે એક ઉમદા સુખ જાણી જોઇને હાથમાંથી છટકવા દેવા સમાન છે. કાંટાવાળા અને ખાડાખાયોચીયાંવાળા રસ્તા ઉપર ચાલતાં મુશ્કેલી પડે છે ખરી, પણ જેઓ હીમત રાખીને એ બીકટ રસ્તો કાપે છે તેઓ તરોતાઝગીવાળા સુંદર બગીચામાં પહોંચી શકે છે. આપણે માથે જે ભારી બોજાઓ આવી પડે છે, તેવા દરેક બોજા હેઠળ કાંઇક ખરેખરૂં સુખ છુપાયલું હોય છે. એ ઉપરથી માલમ પડશે કે મુશ્કેલી યા આફતનો બોજો માથે ઉપાડવામાં લાભ છે, નહી કે તેનાથી દુર નાશવામાં.



## રોજ ૨૬ મો આસતાદ માહ ૧૧ મો બેહેમન.

બે ત્રણ અક્ષરના નાના ટુકા શબ્દો ઘણીવાર જબરી મોટી અસર કરનારા થઇ પડે છે. કાંઇબી ગડબડ ઘોંઘાટ વગર ઘણાજ ધીમા સાદે બોલાયલા તુચ્છકારભરયા શબ્દો ઘણીવાર એવી મોટી ખુવારી કરે છે કે જેની અસર વરસો સુધી તુટી શકતી નથી. તેમ બીજા હાથ ઉપર કોઇવાર બોલાયલા થોડાક સાદા મીઠા શબ્દો સામા ધણીના મગજ ઉપર એટલી બધી અસર કરે છે કે તેના મનમાં એ શબ્દો મોટા ખજાનાની પેઠે હંમેશ જળવાઇ રહે છે. મુશ્કેલી અને આફતના અંધારામાં એ મીઠા શબ્દો તારા અને સેતારાઓની પેઠે ચમકાટ આપીને તે અંધારામાં ગોઠાં ખાતાં માણસોને સધ્યારો અને શાંતી બક્ષે છે. તેથીજ જરૂરનું છે કે આપણે જયાંબી જઇયે ત્યાં દરેક ઠેકાણે કાંઇબી આકરા સખુનો બોલવા અગાઉ બે નહી પણ બાર વાર વીચાર કરવો અને બનતાં સુધી મીઠા પ્યારભરયા શબ્દોથી, દુઃખી અને રંજીદા થયલાં માણસોના દીલને રાહત આપવાની કોશેશ કરવી. એક પાઇનાબી ખર્ચ વગર દુખ્યાંઓના દુખી દીલને જો એ મુજબ રાહત આપી શકાવી હોય તો એવો વગર પૈસાનો પરમાર્થ આપણે દરેકે શા માટે ન કરવો?

## રોજ ૨૭ મો આસમાન માહા ૧૧ મો બેહેમન.



દરેક માણસને આજે આપણે જેવી હાલતમાં જોઇયે છીયે તેવો કાંઇ તે તૈયાર બનાવેલો હોતો નથી. પણ તેના લાખો અને કરોડો વીચારો તથા કામોના ભેગાં પરીણામ તરીકે આજની હાલતમાં તે રજુ થાય છે. દરેક માણસ જે જાતના વીચારો તથા કામો ચાલુ ફરી ફરીથી કરયો જાય છે અને તે વીચારો તથા કામો સારાં યા નરસાં હોય તેજ મુજબ તેની ખાસીયત તથા વર્તણુંક પણ સારી યા નરસી બંધાય છે. એ ઉપરથી માલમ પડશે કે એક માણસ જે ગુણદોશ આજે ધરાવતો હોય તે કાંઇ તેને કુદરત તરફથી બલાહીટપે મળેલા નથી, પણ તેણે પોતેજ, તે પસંદ કરીને ગ્રહણ કરેલા છે. એટલે એમ કે અગાઉ જે જાતનાં વીચારો તથા કામો તેણે ફરી ફરીથી કીધેલાં તે એક ચાલુ આદત જેવાં થઇ પડયાં અને સેવટે તે ટેવ જાથુકની ખાસીયતમાં ફેરવાઇ ગઇ. એ મુજબ દરેક માણસ તેના પોતાનાજ વીચારો તથા કામોના ભેગા સંગ્રહ જેવો છે. એક માણસ અંજાણપણામાં પોતાની જે ખાસીયત દેખાડે છે, તે ઉપરથીજ તેના વીચારો અને કામોનો ખ્યાલ સહેલથી કરી શકાય છે.



## રોજ ૨૮ મો જમીયાદ માહ ૧૧ મો બેહેમન.



માણસો પોતાનાં અજ્ઞાનપણામાં દુઃખી થાય છે. એ અજ્ઞાનપણાને લીધેજ તેઓનાં અંતઃકરણમાં ધીક્કાર, ક્રોધ અને મારામારીનું પજરણ ચાલુ રહે છે. પણ એ પજરણ ચાલુ રાખીને તેઓ પોતાના દુશ્મનોના અંતઃકરણમાંના ધીક્કારને પોતા તરફ વધુ ઉશ્કેરીને પોતે વધારે દુઃખી થાય છે, તે બીના તેઓ બરાબર સમજતાં નથી. ધીક્કાર બતાવનારને પાછો ધીક્કારજ આવી મળે છે. ચોરી કરનારને ત્યાં બીજો ચોર પહરાણો ઉતરે છે. બીજાને મારી નાખવા જનાર પોતેજ ઠાર મારયો જાય છે. ટુંકમાં એક માણસનાં અંતઃકરણમાં બીજાઓને માટે સારી યા માઠી જેવી લાગણી ઉત્પન્ન થાય, તેવીજ લાગણી બીજાઓ તરફથી તેને પાછી આવી મળે છે. લોકો આ વાત બરાબર સમજીને પોતાનાં મનમાંથી કીનો, કપટ, અદેખાઇ, ગુસ્સો, વગેરે કહાડી નાખે, તો બીજાઓના કીના, કપટ અને અદેખાઇને પોતા તરફ ખેંચાઇ આવતાં અટકાવીને તેઓ સુખી જીંદગી ગુજારી શકે.



## રોજ ૨૯ મો મારેસપંદ માહ ૧૧ મો બેહેમન.



આપણી જીંદગી ગેરસમજુતીથી ભરપુર છે. આપણુ વારંવાર બીજાઓ માટે મનમાં ખોટો વીચાર બાંધીને તેઓને ગેરઇન્સાફ કરયે છીયે. તેઓ આપણું ખરેખર ભલું ઇચ્છતા હોય તોપણ આપણે ધારયે છીયે કે તેઓ આપણી કાંઇ દાદ લેતા નથી. તેઓના મનમાં આપણને માટે કાંઇબી બુરૂં નહોય તોપણ આપણે માનીયે છીયે કે તેઓ આપણી સામે ખડા થયલા છે. એવી રીતે આપણે ગેરસમજુતીથી બીજાઓને ગેરઇન્સાફ કરયે છીયે. ધણીકવાર બીજાઓની જે વર્તણુકથી આપણને ક્રોધ ઉપજે છે તેને માટે આપણે જો ધીરજથી વીચાર કરશું અને શું નેમથી બીજાઓ આપણી સાથે એવી રીતે વર્તયા તે જો આપણે શોધી કહાડશું, તો આપણને માલમ પડશે કે આપણા ભલાંને માટેજ તે ધણીઓ આપણી સાથે એવી દેખીતી કઠણ રીતે વરતયા હતા. એવી ગેરસમજુતીથી હંમેશ આપણે સાવચેત રહેવું જોઇયે, કારણ કે તેથી આપણે સામા ધણીને ગેરઇન્સાફ કરયે છીયે એટલુંજ નહી પણ આપણી પોતાની શાંતીમાંબી ખલલ કરયે છીયે. બીજાઓ માટે ખરાબ વીચાર બાંધવા અગાઉ તેઓના કામને તેના ખરાં રંગ રૂપમાં જોવાની આપણી ફરજ છે.

## રોજ ૩૦ મો અનેરાન માહ ૧૧ મો બેહેમન.

અહુરમઝદ આપણી પાસે શું માંગે છે? એટલુંજ કે તમારી ગુંજાસ હોય તેટલું બજાવો. નહી બની શકે તેવું કાંઇ કરવાને તે આપણને કહેતોજ નથી. આપણી ઘણીજ ગરીબ ગુંજાસ મુજબની આપણે જે કાંઇ તેને અરપણ કરીયે, અને તેની તરફના પ્યારને ખાતરજ અરપણ કરીયે, તે સઘળું તે કબુલ રાખે છે. ફક્ત બેજ ચીજની સંભાળ રાખવાની છે. પહેલી એ કે આપણે અહુરમઝદને જેબી કાંઇ અરપણ કરીયે તે આપણાથી વધુમાં વધુ બની શકે તેટલું હોવું જોઇયે, અને બીજી એ કે અહુરમઝદ તરફના પ્યારને ખાતરજ ખરા ભકતીભાવથી તે અરપણ કરવું જોઇયે. આપણી શક્તી મુજબ અને આપણને મળતા તક મુજબ જેટલું બની શકે તેટલું જો આપણે બજાવ્યે, અને અહુરમઝદને ખુશનુદ કરવાને ખાતરજ બજાવ્યે, તો તેથી તેની મહેરબાની આપણી ઉપર ઉતરયા વગર રહેતી નથી. પણ એટલું યાદ રાખવું જોઇયે કે આપણી ગુંજાસ કરતાં ઓછું બજાવ્યાથી આપણે ફક્ત અહુરમઝદનેજ નહી પણ સાથે આપણા પોતાના આત્માનેબી બેવફા થઇયે છીયે.

→※←

## રોજ ૧ લો હોરમજદ માહ ૧૨ મો અસપંદાદ.



જ્યાં ખરો પ્યાર હોય ત્યાં બુરાઇ હોયજ નહી. જેઓ પ્યારભરી ચશ્મોથી જોય છે, તેઓને બીજાઓની ખોડખાપણ દેખાતીજ નથી—તેઓ બીજાઓની નીશટા સામે કાંઇ શક લઇ જતાજ નથી. તેઓ બીજાઓની ખામીઓ ભુલી જાય છે અને તે ઉપર ઢાંકપીછોડો કરે છે. પ્યારભરી ચશ્મથી જોનારાઓ સઘળાં લોકોને ભલાં માને છે. અને લોકોની બુરાઇ નહી, પણ ભલાઇનેજ તેઓ યાદ રાખે છે. લોકો આજે કેવાં બુરાં છે તે ઉપર તેઓ ધ્યાન નથી આપતા, પણ અહુરમઝદની બક્ષેશથી એ બુરાં લોકોજ જો ચાહે તો કેવાં ભલાં અને આશીરવાદ સમાન થઇ પડે તેનોજ તેઓ વીચાર કરે છે. એ મુજબ પ્યારભરી ચશ્મોથી જોનાર સામે દુન્યાનો મામલો ઉલટાઇ જાય છે—ગોયા દુન્યાનું રંગરૂપજ તેની નજર સામે ફરી જાય છે. જેઓ શક, બેવીશ્વાસ અને વસવસાની નજરે જોય છે તેઓને દુન્યા કદરૂપી દેખાય છે, પણ પ્યારભરી ચશ્મોથી જોનારાઓ સામે દરેક ઠેકાણે પ્રકાશ વ્યાપી રહે છે.



## રોજ ૨ જો બેહેમન માહા ૧૨ મો અસપંદાદ.



મક્કમ ઠરાવ વગરનો માણસ તે જીંદગીની કંઇબી ઉંચ નેમ વગરનો માણસ છે અને કાંઇબી ઉંચ નેમ વગરની જીંદગી તે ભરદરયે ખડકો સાથે અથડાયા કરતી ભુલી પડેલી કીશતી મીસાલ છે. મક્કમ ઠરાવ, એ ઉમદા નેમ અને ઉંચ વીચારોનો એક ગોઠયો છે. માણસ જ્યારે કાંઇ મક્કમ ઠરાવ કરે, ત્યારે જાણવું કે તે પોતાની ચાલુ હાલતથી નારાજ થયલો છે અને તે મક્કમ ઠરાવ કરીને વધારે ઉંચ હાલને જવા માંગે છે. જ્યાં સુધી તે પોતાના ઠરાવને સાચો રહે છે, ત્યાં સુધી તે પોતાની ઉંચ નેમમાં ફતેહ મેળવે છે. મહાત્માઓએ લીધેલી બાધા, તે પોતાનાં મન અને જુસ્સાઓ ઉપર ફતેહ મેળવવા માટે કીધેલા મક્કમ ઠરાવ છે. ઉંચ નેમથી કીધેલા મક્કમ ઠરાવને વળગી રહેનારાઓ દુન્યામાં મહાભારત પરાક્રમો કરી શકે છે.



## રોજ ૩ જો અરદીબેહેશ્ત માહ ૧૨ મો અસપંદાદ.



બંદગી વગર ઇન્સાનનો અવતારજ બળયો! જખમી જીગરને રૂઝ લાવનારી, ઉદાસ મનને શાંતી બક્ષનારી અને રોગીશ્ટ શરીરને તનદરોસ્તી આપનારી તે એક એજમતી દવાઇ છે. મુશ્કેલીને આસાન કરનારો માર્ગ બંદગીજ દેખાડે છે. એકચીતે દીલોજાનથી કરેલી બંદગી તન અને મનની વેદના દુર કરે છે અને આરામ આપનારી શાંતી તે વેદનાની જગા લે છે. બંદગીના દરવાજામાંથીજ સુખ અને શાંતીના મકાનમાં દાખલ થવાય છે—એ દરવાજા સીવાય ત્યાં જવાનો બીજો કાંઇ માર્ગજ નથી. પણ યાદ રાખવાની જરૂર છે છે કે અહુરમઝદ ઉપર દીલ લગાડીને એકચીતે કરેલી બંદગીજ પોતાનો ચમત્કાર દેખાડે છે—ભમતાં મનવાલી બંદગી નહી. બંદગી કરવા સાથ આપણી ઇચ્છા પાર પાડવાનું દબાણ અહુરમઝદ ઉપર નહી કરતાં અહુરમઝદ પોતે જે કાંઇ કરે તેને આધીન થવામાંજ લાભ છે અને તેથીજ સુખ અને શાંતી મળે છે.



## રોજ ૪ થો શેહેરેવર માહા ૧૨ મો અસપંદાદ.



દુન્યાની કોઈબી નીશાળ યા દુન્યાનું કોઈબી પુસ્તક દીલસોજીનો ઇશ્વરી હુન્નર શીખવી શકે એમ નથી. બીજાઓ લોભ લાલચોમાં ફસીને કેમ હેરાન થાય છે તેનો ખ્યાલ તેવાજ લોભ લાલચોમાં ફસ્યા વગર આપણુને આવતો નથી. આપણે પોતે દુ:ખમાં-થી પસાર થયા હોઇયે, તોજ ગમમાં ગીરફતાર થયલા બીજા આસામીઓને આપણે ખરેખરો દીલાસો દઇ શકીયે. ગીચ જંગલમાં બીજાઓની રાહબરી કરવા અગાઉ આપણે પોતે પહેલાં તે જંગલમાંથી પસાર થવું જોઇયે. આપણે જો દુ:ખ ખમ્યું હોય, સંતાપ સહેવ્યો હોય અને આફતમાંથી પસાર થયા હોઇયે, તોજ ગામમાં ગીરફતાર થયલાં બીજા માણસોની દાઝ હઇડે ધરીને તેઓ તરફ ખરેખરી દીલસોજી દેખાડી શકીયે. દુ:ખનો એક બદલો શું મળે છે, તે એ ઉપરથી આપણે જોઇ શકીયે છીયે. તે એ કે દુ:ખમાં સપડાયલાં બીજાં માણસોની વીપતી આપણે બરાબર સમજીને તેઓના ખરેખરા મદદગાર થઇ શકીયે છીયે.



## રોજ ૫ મો અસ્પંદાદ માહા ૧૨ મો અસપંદાદ.

દુન્યાદારીના પાઠો સાથે સરખામણી કરતાં સ્કુલ અને કોલેજના ઘણાજ અઘડા પાઠોબી શીખવાનાં બહુ સહેલા પડે છે. અહુરમઝદે નકી કરેલા એ દુન્યાદારીના પાઠો શીખવામાં આપણુ ઘણાખરાં માણુસો નીશ્ફળ નીવડયે છીએ. ગમે એવાં દુઃખ અને સંકટ વચ્ચે ધીરજ રાખવી, ગમે એવાં અપમાન વચ્ચે ખુશમીજાઝ જાળવી રાખવો, ગમે એવું નુકશાન કરનારને દરગુજર કરવી, આપસ્વારથ છોડી દેવો, નેકી કરવી, નમનતાઇથી ચાલવું અને અશોઈ પાળવી, એ સઘળા આપણુને માટે અહુરમઝદે નકી કરેલા પાઠો છે. ખંત રાખીને ચાલુ કોશેશ કરવા છતાંબી એ પાઠો ઘણા ધીમે ધીમે શીખાય છે. ચાલુ મેહેનત લઇને ખરેખરી ધારમીક જીંદગી ગુજારવાની મજબુત કોશેશ કરવા છતાં વારંવાર એ કોશેશનું કાંઇબી પરીણામ આવતું આપણુને દેખાતું નથી, પણ તે છતાં અહુરમઝદ પોતે આપણી એ કોશેશોને ટેકો આપ્યા વગર રહેતો નથી. આપણી દેખાતી નીશ્ફળતાથી આપણુ જ્યારે નીરાશ અને નાઉમેદ થઇને બેસીએ છીયે ત્યારે અંદરખાનેથી આપણું કામ ચાલુ રાખવાની ઉલટ આપીને આપણા આત્માને તે ઉંચ પંકતી એ લઇ જાય છે.

## રોજ ૬ ઠો ખોરદાદ માહા ૧૨ મો અસપંદાદ.



માણસ જેમ જેમ ઉમરમાં વધે છે, તેમ પોતાની સઘળી ઇચ્છાઓ અને હાજતો અહુરમઝદની મુનસફી ઉપર છોડી દેતાં શીખે છે. તેનો સબબ એ કે વરસો સુધી પોતાની મરજી મુજબ ચાલ્યાથી અને પોતાની ઇચ્છાઓ પાર પાડયાથી કાંઇબી મોટો લાભ થયલો તે જોતો નથી. તેથીજ ઉમર વધવા સાથ અને અનુભવ મળવા સાથ તે દરેક ચીજ અહુરમઝદની મરજી ઉપરજ છોડી દેવાનું પસંદ કરે છે. ઘણીકવાર અહુરમઝદ તરફની મોટી બક્ષેશો આપણે જાણી જોઇને જતી મેલ્યે છીયે, કારણકે દુઃખ યા આફતના ઢાંકણ હેઠળ તે બક્ષેશ આવેલી હોવાથી આપણે તેનાથી દુર નાસીએ છીયે અને અહુરમઝદ ઉપર ઇતબાર ન રાખતાં આપણી પોતાની મરજી મુજબજ ચાલીને તેમાં ખતા ખાઇએ છીયે. એ રીતે કોઇવાર અહુરમઝદ આપણને આપણી મરજી મુજબ ચાલવા દે છે ખરો, પણ તે માત્ર આપણને એવું શીખવવાને માટેજ કે ઇન્સાનની સઘળી ગણત્રી ખોટી છે અને અહુરમઝની મરજી મુજબ ચાલવામાંજ લાભ છે.



## રોજ ૭ મો અમરદાદ માહ ૧૨ મો અસપંદાદ.

જેવાં ઝાડ તેવાં ફળ તેજ મીસાલે માણસના જેવા વીચાર તેવાંજ તેના કામ. એક ભલો અને મરતાંને મર નહી કહે તેવો માણસ જ્યારે અચબુચ કાંઇ મોટા ગુનાહમાં ફસી પડે છે ત્યારે લોકો હેરત થાય છે. પણ લોકોને હેરત થવાની જેટલી જરૂર નથી તેટલોજ તેનો ગુનાહ પણ અચબુચ થયલો હોતો નથી. તે માણસના મનમાં વરસો અગાઉથી જે વીચારો રમી રહ્યા હતા, તેના પરીણામ તરીકેજ તે એ ગુનાહમાં ફસી પડે છે. તે માણસે એક બુરા વીચારને પહેલાં પોતાના મનમાં દાખલ થવા દીધો, તે પછી બીજી અને ત્રીજી વખત તેજ વીચારને આવકાર દઇને પોતાના અંતઃકરણમાં વાસો કરવા દીધો. ધીમે ધીમે તેને બુરા વીચારો કરવાનીજ ટેવ પડી અને સેવટે તે બુરા વીચારે એટલું બધું જોર પકડયું કે તે વીચારને એક કામ તરીકે અમલમાં મેલવાની સગવડ થાય એવી તક તે માણસ તરફ ખેંચાઇ આવી અને તે બુરા વીચારને અનુસરતું જ ગુનાહભરયું કામ તેણે કરયું. એ મુજબ માણસના પાપ અને તેને થતી સઘળી બાબચ, એ બીજું કાંઇ-જ નહી પણ તેના બુરા વીચારોનું પરીણામ છે.

## રોજ ૮ મો દેપાદર માહ ૧૨ મો અસપંદાદ.



બીજાઓએ કરેલા વાંકની, અનેતેઓને આપણે કેટલી વખત માફ કરયું તેની નોંધ આપણે રાખવી જોઇતી નથી. કોઇબી માણસને એમ કહેવાને વખત આવવો જોઇયે નહી કે હવે હું તુને વધુવાર માફ કરી શકતો નથી. કોઇએ આપણુને કરેલાં નુકસાનનો ચચવાટ ચાલુ હોય અને તેની સામેના ક્રોધનું બળતું આપણા દીલમાં પુર જોશમાં બળતું હોય, તે વખતે યાદ રાખવું જોઇયે કે આપણે પોતે ખોદાનો જે ગુનાહ કર્યો છે, તે સામા ધણીએ આપણુને કરેલાં નુકસાન કરતાં ઘણોજ મોટો છે અને તે છતાં તે દયાળુ બાપે આપણુને મોટાં દીલથી તે માફ કર્યા છે, અને જો તેમજ હોય, તો બીજાઓએ આપણી સામે કરેલા નાના ગુનાહો આપણે શું તેઓને દરગુજર કરવા ન જોઇયે? આપણુને દરેક જણુને યાદ રાખવાની જરૂર છે કે આપણે કરેલા ગુનાહો માટે આપણુને પોતાને માફીની જરૂર છે અને બીજાઓને માફ કરવાને આપણે જો ના પાડયે, તો અહુરમઝદ આપણુને પોતાને શી રીતે માફ કરી શકે?



## રોજ ૯ મો આદર માહા ૧૨ મો અસપંદાદ.



પાપ કરવાની તક રજુ થાય, ત્યારે તે તક સામે લડત ચલાવીને પાપમાંથી બચવાની આશા રાખવી ફોકટ છે. એવી લડત ચલાવ્યાથી કાંઇ પાપમાંથી બચી શકાતું નથી. બચવાનો ઉપાય એકજ છે અને તે એ કે માણુસે પોતાના વીચારોને સ્વચ્છ કરવા. વીચાર એકવાર સ્વચ્છ થયા કે ગમે એવી મોટી લાલચ રજુ થતાં માણુસ તેમાં ફસો પડતો નથી અને તે લાલચ સામે લડત ચલાવવવાની કાંઇ જરૂરજ પડતી નથી. બુરા વીચારો કરનાર માણુસ પોતાની બુરાઇથી દુ:ખી થાય છે એટલુંજ નહી પણ બીજી બુરી ચીજોનું ખેંચાણ પોતા તરફ થાય તેથી પણ તે હેરાન થાય છે. માણુસ પોતાના સારા યા નરસા વીચારોને અનુસરતાંજ ભલાં યા બુરાં કામો કરયા વગર રહેતો નથી. એક માણુસે પોતાના અંત:કરણમાં સારા વીચારના અને બીજાએ બુરા વીચારના બીયાં રોપીને તેના છોડને ધીમે ધીમે તેજ જાતના વીચારોથી ઉછેરયો હોય, તો સારા વીચાર કરનાર માણુસ આખરે એક પરહેજગાર પુરૂશ થઇ પડે છે, જ્યારે બુરા વીચાર કરનારો પુરૂશ, દુન્યાથી ઉખડી જઇને એક રદ બાતલ માણુસ તરીકે પોતાનો ભવ પુરો કરે છે.

## રોજ ૧૦ મો આવાં માહ ૧૨ મો અસપંદાર્દ.

માણસ ઉપર સુખ દુઃખ પડે છે તે તેની પોતાનીજ આગલી કરણીના પરીણામ છે. અહુરમઝદનો ઇનસાફ એવો અચુક છે કે દરેક માણસને તેની નેકી યા બદીનો પુરેપુરો બદલો મળ્યા વગર રહેતોજ નથી. જે માણસો એ કાયદો સમજે છે તેઓ પોતાના દુશ્મનોને ધીક્કારતા નથી; પણ સામુ તેઓનું ભલું કરવાને આતુર રહે છે. તેનો સબબ એ કે આપણા દુશ્મનો તરફથી આપણને જો કાંઇ હેરાનગતી થતી હોય, તો તે બીજુ કાંઇજ નહી, પણ આપણી આગલી કરણીનો બદલો છે. તે કરણી માટે આપણને જે કાંઇ શીક્ષા થવી જોઇયે, તે શીક્ષા આપણને થાય છે, અને આપણા દુશ્મનો તો માત્ર તે શીક્ષા કરનારાં આંધળાં હથ્યાગે જેવા થઇ પડે છે. આથી દુશ્મનો તરફથી કાંઇ હેરાનગતી જો થતી હોય, તો તે હેરાનગતી ખમીને આપણે માત્ર આપણો આગલો હીસાબ ચુકતે કર્યે છીયે. જેઓ અહુરમઝદનો આ કાયદો બરાબર સમજે છે તેઓ એવી રીતે પોતાની આગલી કરણીનો હીસાબ ચુકતે કરતી વખતે પોતાના દુશ્મનો ઉપર કીનો લેતા નથી અને તેઓ તરફ ધીક્કાર બતાવીને કરણીનું નવું કરજ માથે ચઢાવતા નથી.

## રોજ ૧૧ મો ખોરશેદ માહ ૧૨ મો અસપંદાદ.



માણુસની જીંદગીમાં દરરોજ તરેહવાર વીચીત્ર બનાવો બને છે. તેમાંના કેટલાક બનાવ ઘણાજ ભેદભર્યા હોય છે. અહુરમઝદ ઉપર ફીદા થઇને નેકીથી ચાલનાર માણુસ હેરાન અને પરેશાન કાં થાય છે—અંઘરેમેન્યુશની સોડ સાંધીને બદીમાં ગરકાવ થયલા માણુસનો ડંકો કાં વાગે છે, તે કાઇબી સમજી શકતું નથી. પણ આપણું મરણ નીપજતાં એક પળવારમાં એવા એક નહી પણ હજારો ભેદનો ખુલાસો થઇ જશે. આપણી દરેક હાડમારી, દરેક હાંદેસા અને દરેક નીરાશીનો સબબ તે વખને દીવાની જોત જેવો આપણી નજર સામે ખુલ્લો થશે. આપણી જીંદગીના કોઇબી બનાવની આસપાસ ભેદનો સેહેજબી પરડો ફરી વળેલો તે વખતે નજરે પડશે નહી. જેઓ અહુરમઝદ ઉપર ફીદા થઇને નેકીથી ચાલે છે, તેઓના ભલાં માટેજ સારા યા માઠા બનાવો બને છે, એમ આજે આપણે માત્ર આંધળા ઇતબારથીજ જાણીયે છીયે. પણ એ સઘળા બનાવો ખરેખર આપણાં ભલાં માટેજ બન્યા હતા, તે મરણ પછી તો આપણે ખુલ્લેખુલ્લું જોઇ શકશું.



# રોજ ૧૨ મો મોહોર માહા ૧૨ મો અસપંદાદ.

ભારે દુઃખ અને હાંદેસા ખમનારા આસામી-થીઓમાંથીજ દુન્યાના મહાન નરો થઇ ગયા છે. દરેક ઇન્સાનના આત્માના ઉંડાણમાં ચોકસ ઘણી ઉંચ પ્રકારની ખુબીઓ છુપાઇ રહેલી હોય છે જેને ફક્ત દુઃખ અને વેદનાનો ચચરાટ ઉપજાવનારો ડંખજ જાગરૂત કરીને બાહેર લાવી શકે છે. એક ફોટોગ્રાફર પોતાના પીક્ચરને અંધારા ઓરડામાં લઇ જાય છે અને ત્યાં તેને એસીડમાં બોળયા પછી તે ચીત્ર કાગળ ઉપર ખુલ્લું પ્રગટી નીકળે છે. તેજ મુજબ અહુરમઝ્દ આપણ ઇન્સાનોને દુઃખના અંધારા ઓરડામાં લઇ જાય છે અને અને ત્યાં જયારે આફત અને હાંદેસાની એસીડમાં ઇન્સાન બોળાય છે ત્યારેજ તે ઇન્સાનના આ-ત્મામાં છુપાયલી મહાન શક્તીઓ બાહેર નીકળી આવે છે. એ મુજબ મેહેનતકશ કર્યા વગર અને સંકટ ખમ્યા વગર આપણી મહાન શક્તીઓને બાહેર લાવી શકાતી નથી અને તે છુપાઇ રહેલી શક્તીઓને બાહેર લાવ્યા વગર દુન્યામાં નામ કહાડી શકાતું નથી.

## રોજ ૧૩ મો તીર માહા ૧૨ મો અસપંદાદ.



માફી બક્ષીને માફી માંગવી એ ઇશ્વરી કાનુન છે. લોકો પરવરદેગારની દરગાહમાં પોતાના પાપનો પસ્તાવો કરે છે અને તે સાહેબને આજીજી કરીને પોતાના ગુનાહો માફ કરવાની તેને અરજ કરે છે. પણ એ અરજ કરનારાઓને બીજાઓએ જો નુકસાન કરયું હોય, યા હેરાન કર્યા હોય, તો તેઓને માફ કરવાને તેઓ સાફ ના પાડે છે. તે કેમ બને? આપણે જો બીજાઓને માફ ન કર્વે, તો પરવરદેગાર આપણા ગુનાહો આપણને કેવી રીતે માફ કરી શકે? ઈન્સાનોની ખરી ફરજ તો એ છે કે બીજાઓએ કાંઇ ભલું કરયું હોય તે યાદ રાખવું, પણ કોઇએ કાંઇ બુરૂં કરયું હોય તો તે મોટા દીલથી ભુલી જઇને તેને માફ કરવું. તેમ કર્યા પછી અહુરમઝદને પુર હીમતથી અરજ કરી શકાશે કે "અમો જેમ બીજાઓને માફ કર્વે છાયે તેમ તું અમનેબી માફ કર." આપણે જો એ પ્રમાણે કરી ન શકયે, તો તે પછી આપણા ગુનાહો માફ કરવા માટે અહુરમઝદને અરજ કરવી આપણને સેહેજબી લાજમ નથી.



## રોજ ૧૪ મો ગોશ માહા ૧૨ મો અસપંદાદ.

ભલી જીંદગી ગુજારવા માટે શ્રીમંત થવાની યા મોટા લોકમાં ખપવાની કાંઇબી જરૂર નથી. જેટલું ચંપેલીનું નાનું ફુલ પોતાની ખુશબો માટે તેટલુંજ સરોવરનું મોટું ઝાડ પોતાના દમામદાર દેખાવ માટે વખણાય છે. નાનો કોહીનુર હીરો જેટલો તેના આબ માટે તેટલોજ હીમાલયનો ગંજાવર પહાડ તેની બુલંદી માટે પ્રસીધ છે. તેજ પ્રમાણે એક ગરીબ માણસ દુન્યાની નજરમાં ગમે એવો તુચ્છ ગણાવા છતાં તે એક ભલા કરોડપતીની પેઠે ભલી જીંદગી ગુજારી શકે છે. ભલી જીંદગી ગુજારનારો પુરૂષ તે છે કે જે પોતાની ફરજ અદા કરે છે અને અહુરમઝદે તેને આ દુન્યામાં જે કામ માટે મોકલ્યો હોય તે કામ વફાદારીથી બજાવે છે, કેટલાક ટુંક ગુંજાશવાળાઓ એમ ધારે છે કે અમો પોતેજ ગરીબ છીએ તો બીજાઓનું ભલું તે કયાંથી કરયે અને ભલી જીંદગી કેવી રીતે ગુજારયે? પણ એમ ધારવામાં તેઓની ભુલ છે. એક લખપતી શેઠીઓ, જે પોતાની ફરજમાં નીશ્ફળ નીવડતો હોય, તેના કરતાં એક ગરીબ લાચાર પુરૂષ, જે આ દુન્યામાં પોતાની ફરજ બરાબર અદા કરતો હોય, તે અહુરમઝદની નજરમાં લાખ દરજજે બેહતર છે.

## રોજ ૧૫ મો દએપમેહેર માહા ૧૨ મો અસપંદારમદ



માણસ પોતાના શરીરને પોખવાને અને શરીરને સુખ આપવાને ઘણો આતુર રહે છે. પણ એ શરીરના ટુંક મુદતના સુખને ખાતર તે આત્માના હંમેશના સુખનો ભોગ આપે છે તેનું તેને ભાન રહેતું નથી. અહુરમઝદ સાથે આત્મા મળી જવાથી હંમેશનું સુખ અને શાંતી પ્રાપ્ત થાય છે. એ કાંઇ માત્ર મનનો એક ખ્યાલ યા મોહડેની એક તર્ક નથી, પણ ખરેખરી ઘરખમ બીના છે. જે માણસ પોતાના અંતઃકરણને સ્વચ્છ કરવાની ચાલુ મેહનત લેતો જાય છે, તેને એ હંમેશના સુખ તથા શાંતીનો ખરેખરો અનુભવ મલે છે. ઇંદ્રીઓને તૃપ્ત કરવાની ઇચ્છા જ્યારે મરી જાય છે, આપસ્વાર્થની બીજી સઘળી ખાએશો દુર થવા સાથ અંતઃકરણ જ્યારે સ્વચ્છ બને છે, મનના સઘળા જુસ્સાઓ જ્યારે સમી જાય છે, ત્યારે અને ત્યારેજ માણસનો આત્મા અહુરમઝદ સાથે મળીને એક થઇ જાય છે—ત્યારેજ ખરેખરૂં ડહાપણ અને સંપુર્ણ શાંતી માણસને મળે છે.



## રોજ ૧૬ મો મેહેર માહા ૧૨ મો અસપંદાદ.



માણસે ભવીષ માટે ચીંતા રાખ્યવાની જેમ જરૂર નથી, તેમજ અમુક કામનું પરીણામ શું આવશે, તે બાબે ફીકર રાખ્યવાની અગત નથી. ચીંતા તો આપણા પોતાના દુરગુણો માટે રાખ્યવી જોઇયે અને ફીકર તે દુરગુણો દુર કરી નાખ્યવાની હોવી જોઇયે. તેના સબબ તરીકે એક સાદી સાચી ખીના જાણવી જોઇયે. તે એ કે ભલાઇનું પરીણામ બુરાઇમાં આવતુંજ નથી. માણસ પોતાના કામો ઉપર કાબુ રાખ્યવાને સામર્થવાન છે—તેના પરીણામ ઉપર નહી. આજે જેવું કામ કીધું હોય તેવું તેનું સારૂં યા માઠું પરીણાય આવતી કાલે આવશે. તેથીજ આપણે જે કાંઇ વીચારયે યા કરયે તે માટે સાવચેતી રાખ્યવી જોઇયે—નહી કે એક કામ કરી ચુકયા પછી તેનું પરીણામ શું આવશે તે માટે. જે ધણી બુરાઇથી નીરાળો છે, તે પોતાના કામોના પરીણામ માટે કાંઇબી ચીંતા રાખ્યતો નથી—તે ધારતીથી સદા મોકળો રહે છે.



## રોજ ૧૭ મો સરોશ માહા ૧૨ મો અસપંદાદ.

ખોડખાપણના બાબમાં આપણ સઘળા ઇન્સાનો લગભગ સરખાજ છીયે. લગભગ દરેક જણ એક યા બીજી ખામીથી ભરપુર હોય છે. વળી આપણામાં એવી કાંઇક ખામી એટલી બધી હોય છે કે આપણા પાડોશીની તેવીજ કાંઇક એબ આપણા મીત્રો આગળ વડાઇ લઇને કહેતાં આપણે અચકાવું યા શરમાવું જોઇયે. પણ કમનસીબે આપણા મોહડાં ઉપર બે આંખ્યો એવી રીતે ગોઠવાયલી છે કે આપણી પોતાની એબ કરતાં પારકાંઓની ખામી આપણને વધારે સ્પષ્ટ રીતે દેખાઇ આવે છે. આપણી શું કમનસીબી છે કે જેઓની ખામી કહાડવા આપણે બેસીએ છીયે, તે આસામીઓના સારા ગુણો જોઇ લેવાની આંખ્યો આપણે ધરાવતા નથી. બીજાઓની જુઠી સાચી ખોડખાપણ કહાડીને તેઓ સામે ટીકાના બાણો છોડવાનું કેટલું બધુ સહેલું છે! પણ તે જેટલું સહેલું છે તેટલું નકામું છે. અત્યારસુધી આપણે બીજાઓની ખામીઓ શોધતા રહયા, તો હવે આપણી ફરજ છે કે તેઓની ખુબીઓ તેમજ સદગુણો શોધીને આપણા મીત્રો આગળ તેની પ્રસંશા કરવી અને એ રીતે તેઓને ઇન્સાફ આપવો.



# રોજ ૧૯ મો રસને માહ્યા ૧૨ મો અસપંદાદ.



આંખમાંથી આંસુઓ ટપકે અને દુઃખની વેદનાથી જીવ રૂમાઇ જાય, ત્યારે યાદ રાખવું જોઇયે કે દુન્યાના બીજાં લોકો બી ગમમાં ગીરફતાર છે. આપણી ઉપર જ્યારે આફત આવી પડે, ત્યારે ભુલવું જોઇયે નહી કે એવીજ યા એને મળતીજ આફતમાંથી કોઇ બચ્યું નથી અને કોઇ બચવાનુંબી નથી. એવી આફતો વખતે રાહત મેળવવાને ખાતર કુલ ઇન્સાન જાત માટે ધર્મ ઘણોજ જરૂરનો છે. આપણી ઉપર આવી પડતા હાદેશા ગેરવાજબી રીતે આપણને હેરાન કરે છે એમ ધારવું એ ભુલ છે. આખી દુન્યાને ખમવી પડતી મોટી વેદનાનો તે માત્ર એક ભાગ છે અને દુન્યાના સઘળાં લોકોને એવાજ હાદેસાનો અનુભવ મળે છે. આ વાત બરાબર સમજવાથી ધર્મના વધારે ઉંડાણમાં ઉતરી શકાય છે અને તેના પરીણામમાં દુન્યાંના લોકો સાથ વધુ દીલસોજીથી વરતીને આપણે પોતે વધુ શાંતી મેળવી શકયે છીયે. ખાસ યાદ રાખવાની જરૂર છે કે આપણી ઉપર આવી પડતું કોઇબી દુઃખ યા આફત એવી નથી કે જે આયંદે આપણને લાભ કરતી ન હોય.



## રોજ ૧૯ મો ફરવરદીન માહા ૧૨ મો અસપંદાદ.



બેહેસ્ત અને દોજખ આ દુન્યામાંજ છે. જ્યાં ઓળો હોય, ત્યાં તે ઓળા પાડનારી ચીજ હોવીજ જોઇયે. તેજ મીસાલે માણસને ભોગવવું પડતું દુઃખ અને સુખ, એ તેની કરણીનો ઓળો યાને પરીણામ છે. સારી યા માઠી કરણી કીધી ન હોય, તો માણસ ઉપર સુખ યા દુઃખ પડે નહી. માણસ જેવા વીચાર અને જેવાં કામો કરે તેજ મુજબની તેની ભવીષ્યની સરજત નક્કી થાય છે. જરથોસ્તીઓને નેક વીચારો—નેક શબદો—અને નેક કામોના જે ત્રણ મુખ્ય ફરમાનો મળેલા છે તેનો મેદ એજ છે. બીજાઓના લાભને ખાતર નહીં પણ ખુદ પોતાના લાભને ખાતર દરેક જરથોસ્તીની એ ત્રણ ફરમાનો મુજબ અમલ કરવાની ફરજ છે. માણસ જેબી કાંઇ દુઃખ યા સુખ ભોગવે, તે તેની હાલની ચાલુ જીંદગીમાંજ કીધેલી કરણીનું પરીણામ હોવું જોઇયે એમ કાંઇ નથી. તેની હાલની જીંદગી તો માત્ર જનમ મરણનો એક ફેરો છે. એવા હજારો ફેરાઓથી આખી જીંદગી બને છે અને એક ફેરામાં કીધેલી કરણીના ફળ જો તેજ વખતે ન મળે તો બીજા ફેરામાં તો તે જરૂર મળશેજ તે ખુબ યાદ રાખવાની જરૂર છે.

## રોજ ૨૦ મો બેહેરામ માહા ૧૨ મો અસપંદાર્મદ.



માણસો મનની શાંતી માટે બંદગી કરે છે અને તે છતાં પોતાના ક્રોધને વળગી રહે છે. તેઓ એક બાજુથી મારામારીને ઉત્તેજન આપે છે, અને બીજી તરફથી શાંતી મેળવવાની દુવા ગુજારે છે. આ પ્રમાણે વર્તવું એ શર્યાંમ અજ્ઞાનપણું છે. ધીક્કાર અને પ્યાર તેમજ મારામારી અને શાંતી એ બંને એકજ અંતઃકરણમાં સાથે વસી શકે નહી. જે અંતઃકરણમાં ધીક્કારને આવકાર દાયક પરોણા તરીકે દાખલ કરયો હોય, તે અંતઃકરણમાં ધીક્કારની સાથે પ્યાર રહી શકેજ નહી. જે માણસ બીજાઓને ધીક્કારે છે, તે પોતે બીજાઓથી હીણાય છે. બીજાઓને પોતાના દુશ્મન થયલા જોઇને તેણે અજાયબ વા દલગીર થવું જોઇયે નહી. તેને જો શાંતી મળતી ન હોય, તો તેણે જાણવું જોઇયે કે મારામારીને ઉત્તેજન આપીને શાંતીને નસાડનારૂં મુળ તેના પોતાનામાંજ છે.



## રોજ ૨૧ મો રામ માહ ૧૨ મો અસપંદારમદ.



દુન્યા દુઃખ અને જંજાળથી ભરપુર છે. પણ તે છતાં તેને ધીક્કારવી જોઇતી નથી. સબબ, તે અહુરમઝદે પેદા કરેલી દુન્યા છે અને જ્યાં સુધી આપણે એ દુન્યામાં રહેલા છીયે ત્યાં સુધી આપણે અહુરમઝદના રક્ષણ હેઠળ છીયે. તે દુન્યાના તમામ ઇન્સાનો ઉપર ચાલુ નેગેહેબાની રાખે છે, તેના અખુટ પ્યારનો ઝરો આપણી આસપાસ ચોતરફ વહેતો રહે છે અને તેનો બળીવાન હાથ આપણી દરેક હાજત પુરી પાડે છે. એ સઘળું ધ્યાનમાં લેતાં અહુરમઝદની દુન્યાને આપણે ધીક્કારવી જોઇયે નહી. આપણ દરેક જણ માટે એક વખત એવો આવશે કે જ્યારે આ ફાની જેહાન છોડીને આપણે એક બીજીજ દુન્યામાં દાખલ થઇશું. પણ તે નવી દુનીયામાં જવા છતાં ત્યાં કાંઇ આપણે નવી જીંદગી ગુજારનાર નથી. આ ફાની જેહાનમાં જે જીંદગી આપણે શરૂ કરી છે તેજ જીંદગી તે મીનોઇ જેહાનમાં આપણે ચાલુ રાખીશું. ફરક માત્ર એટલો કે દુઃખ, આફત, હાંદેસા અને પાપ, એ સઘળું આપણે અત્રેજ છોડી જઇશું અને તે મીનોઇ જીંદગી કોઇબી જાતના દુઃખ અને દલગીરીથી સદંતર નીરાળી રહેશે.



## રોજ ૨૨ મો ગોવાદ માહ ૧૨ મો અસપંદાદ.



"નહી." આ નાનો મઈ જેવો શબ્દ જ્યારે હીંમતથી અને મક્કમ ઠરાવ સાથ બોલવામાં આવે છે, ત્યારે તે ઘણોજ બળવાન થઈ પડે છે. એક રાક્ષસી ખડક તોફાની દરીયાના ઉછળતા મોજાઓ સામે જેમ ઓસ્તવારીથી ખડો રહે છે, તેજ મીસાલે આ નાનો મઈ જેવો "નહી" શબ્દ હીંમતથી ઓચરનાર આસામી લોભ લાલચોના બળવાન મોજાઓને હીંમતથી મારી હઠાવે છે. જે ચીજ વાજબી ન હોય, તે માટે હીંમતથી "નહી" શબ્દ બોલવાની શક્તી ધરાવવી મોટા આશીરવાદ સમાન છે. પણ તેમ બીજા હાથ ઉપર "હા" કહેવાને શીખવું એબી ઘણું અગતનું છે. હાજતમંદો તરફથી મદદની અરજ થતાં તેને "હા"ના આશીરવાદથી વધાવી લેવી જોઈયે. માણુસની આખી જીંદગી કાંઈ બચાવ કરવા અને વીરૂધતા બતાવવાનેજ સરજાયલી નથી. જે કાંઈ ખોટું અને અણુઘટતું હોય તે સામે મજબુત "નહી" થા વીરૂધતા બતાવવી જોઈયે, પણ પરમારથ યા ભલાઈ કરવાની તક મળતાં તેને "હા" ના આવકારથી વધાવી લેવી જોઈયે.



## રોજ ૨૩ મો દેપદીન માહા ૧૨ મો અસપંદાદ.



લોભ લાલચ સામેની લડત તે ખરેખરી ધાર્મિક અને પવીત્ર લડત છે. માણસને આડે રસ્તે દોરવી લઈ જનારી લાલચો ઉપર જો જીત મેળવવી હોય, તો તે આજેજ અને હમણાજ મેળવી શકાય એમ છે, પણ તે મેળવવા માટે ચોકસ ગ્નાન અને માહીતી મેળવવાની જરૂર છે. એવી માહીતી વગર માણસ લોભ લાલચો સાંમે લડત ચલાવ્યો જાય છે, પણ તેમાં તે ફાવતો નથી અને અંધારામાં ગોટાં ખાયા કરે છે. જે માણસે અશોઇને લગતુ ગ્નાન મેલવેલું હોય છે, તે લોભ લાલચો સામે ઓસ્તવારીથી ટકી રહે છે. એક લાલચ કેવા પ્રકારની છે અને તે કેમ ઉત્પન થાય છે તે જયારે માણસ બરાબર સમજે છે, ત્યારે તે લાલચમાં ફસવાનો વખત આવી પુગતાં માણસ તેની સામે ઓસ્તવારીથી ટકી રહીને તેને માહત આપી શકે છે, અને તે સાથે તેનાં મનનું સમાધાન થાય છે. લોભ લાલચોને લગતી માહીતી અને ગ્નાન વગર તેની સામે લડત ચલાવીને તેના ફાંદામાંથી બચવાની આશા રાખવી ફોકટ છે.

## રોજ ૨૪ મો દીન માહા ૧૨ મો અસપંદાદ.

પરવરદેગાર પોતાની મદદ કાંઈ જરા જરા આપતો નથી. તે તો પોતાના આશીરવાદો મોટા ધોધની પેઠે યાહોમ રેડયો જાય છે. તે આપતાં થાકતો નથી, પણ ઇન્સાન લેતાં થાકે છે. ઇન્સાન જો કાંઇપ્ણી હદ વગર ચાલુ લેયા કરવાની શક્તી ધરાવતું હોય, તો પરવરદેગાર કાંઇપ્ણી હદ વગર તેને ચાલુ આપ્યાજ કરે. ખોદા જેટલું આપવાને સામર્થવાન છે, તેટલું ઇન્સાનોને પુરૂં પાડવામાં આવતું નથી, તેનો એકજ સબબ છે. તે એ કે પરવરદેગાર જેટલું આપ્યો જાય તે સઘલું ઇન્સાનો લેતા નથી. ઇશ્વરી આશીરવાદોનો પુરે પુરો લાભ લેવામાં જે એક મોટી નડતળ છે તે એ કે પરવરદેગાર ઉપર ઇન્સાનોને ઇતબાર ઘણોજ થોડો છે. દરેક બાબદમાં અહુરમઝદ ઉપર સંપુર્ણ ઇતબાર રાખ્યાથી ઇન્સાનના સુખનું પ્યાલું કેવું છળાછળ થાય છે, તે તો જેને અનુભવ મળયો હોય તેજ જાણે.

## રોજ ૨૫ મો અરસીસંગ માહા ૧૨ મો અસપંદાદ

લડાઈમાંથી છટકી જવા કરતાં લડાઇ ચલાવીને ફતેહ મેળવવામાં વધારે શોભા છે. ઇન્સાનોને અહુરમઝદની મદદ એજ ધોરણ ઉપર મળે છે. ઇન્સાનોની ખાએસ મુજબ દુઃખ અને આફત સામેની લડતમાંથી અહુરમઝદ તેઓને દુર કરી નાખતો નથી, પણ તે સંકટો સહન કરવાની શક્તી તેઓને આપે છે. એવી શક્તી મળયા પછી આફતનો બોજો ઓછો કરવાની અરજ કર્યા વગર ઇન્સાનો તે સેહેલાઇથી ઉપાડી શકે છે. અહુરમઝદની મદદની એ બલીહારી છે. જે લડતથી ઇન્સાનો બીહીને દુર નાસવા માંગે છે, તેમાંથી તે તેઓને બચાવતો નથી. પણ તેથી ઉલટું લોભ લાલચો સામેની એ લડાઇમાં ને ઇન્સાનોને જબરીથી ઉતારે છે, તે લડાઈ જીતવાનું તેઓને કઉવત આપે છે અને અહુરમઝદની એગેબી મદદથી તેઓ લડાઇમાંથી છટકવાને બદલે સામા લડાઇના મેદાનમાં ઝીપલાવી, ફતેહ મેળવીને બાહેર નીકળે છે.

## રોજ ૨૬ મો આસતાદ માહા ૧૨ મો અસપંદાદ.



દુ:ખમાં સુખ સંમાયલું છે. તે કેમ સમાયલું છે તે આપણુ ઘણાઓ બરાબર સમજતા નથી. દુ:ખ જો ખરી રીતે યાને મન મોકળું રાખીને કાંઈપણ બળાપા વગર હીમતથી સહન કરયું હોય, તો તેમાંથી સુખ મળી શકે છે. પેલી દુન્યાની વાતતો બાજુએ રહી, પણ ખુદ આ દુન્યામાંથી તેનું ફળ મળી શકે છે. દુન્યામાં દરેક માણસને એક યા બીજા આકારમાં દુ:ખ તો ખમવાનું છેજ, પણ તે દુ:ખમાં સમાયલાં સુખનો લાભ મેળવવાનું કામ આપણું પોતાનું છે. આફત અને હાંદેસા વચ્ચે નેકીથી ચાલીયે અને તે આફત સામે હીમતથી લડત ચલાવ્યે, ત્યારેજ તેમાં સમાયલું સુખ આપણને મળી શકે. જેઓ દુ:ખ અને જંજાળથી કંટાલીને મનમાં મુઝાય છે, તેઓ પોતાની જીંદગીને બીનજરૂરે કંગાળ બનાવે છે અને એ રીતે પોતાના દુ:ખમાં સમાયલા લાભ તેઓ મેળવી શકતાં નથી. તેને બદલે જે ધણી ગમે એવાં દુ:ખ વચ્ચે સંપુરણ શાંતી જાળવી રાખીને આફત સામે બહાદુરીથી લડત ચલાવે છે, તે દુ:ખના ઢાંકણ હેઠળ છુપાયલાં સુખનો લાભ મેળવી શકે છે.



## રોજ ૨૭ મો આસમાન માહા ૧૨ મો અસપંદાર્દ.

ચટપટીઓ માણુસ બીજાઓને સુધારવાને ઘણા-જ આતુર રહે છે, પણ ડાહયો પુરૂષ પહેલાં પોતાને સુધારવાની ખાહેસ રાખે છે. જે આસામી દુન્યાને સુધારી નાખવાને આતુર હોય, તેણે પહેલાં ખુદ પોતાને સુધારીને તેની શરૂઆત કરવી જોઇયે. ઇંદ્રા-ઓને તૃપ્ત કરવાની ઇચ્છા દુર કરી નાખી કે તેથીજ કાંઇ માણુસ સુધરી ગયેલો કહેવાય નહી—તેથી તેના સુધારાની માત્ર શરૂઆત થાય છે. મનમાંથી જયારે સ્વાર્થી અને દુન્યાદારીની માયાના વીચારો સદંતર દુર થઇ જાય, ત્યારેજ તે માણુસ સુધરીને સંપુર્ણ થયલો ગણાય. સંપુર્ણ અશોઇ અને ડહાપણ જયારે માણસની રગેરગમાં પસરી રહે, ત્યારેજ તે જીંદ-ગીના ઉંચ તબક્કાએ જઇ શકે. જીંદગીની ચાલુ ચટપટ અને દુન્યાદારીની ધખુધખારમાંથી છુટીને સંપુર્ણ શાંતી જો ભોગવી હોય, તો માણુસે પહેલાં ખુદ પોતાને વશ કરવો જોઇયે, યાને તેણે પોતા-ના સઘળા જુસ્સાઓ તથા સઘળી ઇચ્છા-ઓને દાબી દઇને પોતા ઉપર સંપુર્ણ કાબુ મેળ-વવો જોઇયે.



## રોજ ૨૮ મો જમીયાદ માહા ૧૨ મો અસપંદાદ.

એક માણસ પોતાના લાભને ખાતર દુન્યામાં જમે તેવીબી ઉઠલપાઠલ કરે તેમાં;કાંઇ મોટી વાત નથી. પણ બીજાઓના ભલાંને ખાતર તે થોડી ઘણી યા નજીવીબી મેહેનત લે તે ખરેખરી મહાભારત વાત છે, એવી રીતે બીજાઓનું ભલું કરવાને ખાતર માણસ પોતાના લાભને અને ખુદ પોતાની હસ્તીનેબી ભુલી જાય તેજ અહુરમઝદની ખરેખરી સેવા છે. એવી સેવા બજાવનારાઓ મહાત્માના દરજાએ પુગે છે. પાપ અને ગમગીની શું તે તેઓ જાણતા નથી. લોભ લાલચો સદા તેઓથી દુરજ રેહે છે. પોતાના લાભ બાજુએ મેલીને બીજાઓને મદદ કરનારા માણસો બેહેસ્તના માર્ગમાં આગળ વધે છે એટલુંજ નહી, પણ આ દુન્યામાં તેઓ વગર પૈસે પોતાનું નામ અમર કરી જાય છે—દુન્યાના લોકો હેશાન અને માનની લાગણી સાથ તેઓને સદા યાદ કરે છે.

રોજ ૨૯ મો મારેસ્પંદ માહા ૧૨ મો અસપંદાદ.

માફીનું બળ બહુ જબરૂં છે. કોઇએ આપણને કાંઇ નુકસાન કરયું હોય, તો તે માટે તેને માફી બક્ષવાથી તેણે કરેલાં નુકસાનની અસર તુટી જાય છે. જેઓ આપણા જાની મીત્રો હોય છે અને જેઓની ઉપર આપણે ઘણાંક હેશાનો કરેલાં હોય છે, તેઓ-ખી કોઇવાર આપણી સામે ગેરવાજબી રીતે વરતી-ને આપણને નુકસાન કરે છે. તેથી આપણને ઘણા ચટકો લાગે છે. પણ તે ચટકો આપણે જો મુગે મો-હડે સહન કરી જઇએ, તો આપણને કરવામાં આવે-તું નુકસાન આડકત્રી રીતે આપણને લાભ કરનારૂં થઇ પડે છે, કારણકે જેઓ અહુરમઝદ ઉપર ઇતબાર રાખે છે, તેઓને માટે અહુરમઝદ દરેક દુઃખ અને આફતને સુખ અને આબાદીમાં ફેરવી નાંખે છે. આપણને હેરાન કરનારાઓ તરફ આપણે જ્યારે દાંતયાં પીસીને મનમાં મજબુત કીનો રાખ્યે છીયે ત્યારે તેઓ તરફની હેરાનગતી આપણને ખરેખરૂં નુંકસાન કરનારી થઇ પડે છે. બીજા હાથ ઉપર કીનો રાખવાને બદલે તેઓને માફી બક્ષયાથી તે હેરાનગતીનું જોર સદંતર તુટી જાય છે. જેમ વધારે ઉદાર દીલથી દરગુજર કરવામાં આવે છે તેમ આપ-પણને કરવામાં આવેલાં નુકસાનમાંથી વધારે મોટો લાભ આપણને મળે છે.

## રોજ ૩૦ મો અનેરાંન માહા ૧૨ મો અસપંદાદ.

આ દુન્યાનું ઉત્તમ સુખ આફત અને હેરાનગતી-
માં વીટળાઇને આપણને આવી મળે છે. આપણે
જો એ હેરાનગતીની સામે ન થઇએ અને
તેની ઉપર ફત્તેહ ન મેળવ્યે, તો તેની હેઠળ છુ-
પાએલું ઉત્તમ સુખ, અને અહુરમઝદ તરફની તે કી-
મતી બક્ષેશ, આપણા હાથમાંથી જતી રહે. ઘણા
માણસો પાપો ઉપર ફત્તેહ મેળવતાં નથી, પણ પોતે
પાપો આગળ આજેઝ થઇને તેઓને પોતા ઉપર
ફાવવા દે છે. તેનો બુરો અંજામ શું આવશે તે સ-
ઘળાઓ બરાબર જાણે છે. પણ એક બીના જે તેઓ
જાણતાં નથી તે એ કે આપણે જો ચાહીએ તો આ-
પણા કટ્ટા વેરી થઇ પડેલાં એ પાપોને એવા મીત્રો
બનાવી શકયે કે જે મીત્રો આપણને બેહેસ્તના સુખ
ભણી ખેંચી લઇ જાય. મતલબ એ કે એ પા-
પોથી થતું નુકસાન ધ્યાનમાં લઇને આપણે જો ને-
કીનો માર્ગ અખત્યાર કરયે, તો તેથી બેહેસ્તના મા-
ર્ગમાં આપણે આગળ વધી શકયે. એ મુજબ જે
પાપથી ડરીને આપણે નેકીનો માર્ગ અખત્યાર કર-
યે તો તે પાપ આડકત્રી રીતે આપણું ભલું કરનારૂં
અને આપણા મીત્ર જેવું થઇ પડયું એમ કહી શકાય.

## ગાથા ૧ લો અહુનવદ.



દુન્યામાં જ્યાં જોઇયે ત્યાં ઉદાસી, ગમગીની, દુઃખ અને સંતાપ નજરે પડે છે. તે સઘળાંને હાંકી કહાડીને સુખ સંતોશ અને આબાદીનો ફેલાવો કરનારાં ઇન્સાનોની આ ધરતી ઉપર જેટલી જરૂર છે તેટલી બીજાં કશાંની નથી. તેથીજ અહુરમઝદે સુખ અને આબાદીનો ફેલાવો કરવાને ફરમાવ્યું છે. અહુરમઝદ ઉપર સંપુર્ણ ઇતબાર રાખનારાં માણસો આ દુન્યામાં અંધકારને ઉજાસમાં, નીરાશીને આશામાં અને ગમગીનીને ખુશાલીમાં ફેરવી નાખી શકે છે. દરેક ઇન્સાન જો ચાહે તો દુન્યામાં સુખ અને આબાદીમાં કાંઇ નહી તો થોડાકબી વધારો કરી શકે. પોતે ખુશાલ રહીને, દુઃખીઓને દીલાસો દઇને, ગરીબ લાચારોને મદદ કરીને, જયાંબી જઇયે ત્યાં ચોતરફ ભલાઇ અને પરમાર્થ કરીને, દુઃખી દુન્યાને સુખી બનાવવાનું દરેક ઇન્સાનના હાથમાં છે.



# ગાથા ૨ જો ઓસ્તુવદ.

મનગમતી ચીજો મળે ત્યારે અહુરમઝદ ઉપર ઇતબાર રાખવો અને જ્યારે દુ:ખ યા આફત આવી પડે, ત્યારે તે ઇતબાર ઉઠાડી નાંખવો, એ શું વાજબી છે? વાજબી નથી, પણ તે છતાં ઘણાઓ એજ મુજબ વરતે છે. આપણી ઇચ્છાઓ પાર પાડતી વખતે અહુરમઝદ જેટલો ભલો છે, તેટલોજ આપણી ઉપર દુઃખ યા આફત લાવી નાંખતી વખતે તે રહેમદીલ છે. અહુરમઝદની ઇચ્છા એવી છે કે દુઃખ યા આફતથી આપણી જીંદગી વધારે સ્વચ્છ અને વધારે મીઠાશવાળી થાય. સુખ યા ખુશાલી વખતે અહુરમઝદ ઉપર આપણે જેટલો ઇતબાર રાખ્યે તેટલોજ ઇતબાર દુઃખ યા આફત વખતેબી રાખ્યે, તો તે આફત આપણે માટે જલદીથી મોટા આશીરવાદમાં ફેરવાઇ જ એટલુંજ નહી, પણ તે આપણને અહુરમઝદની વધારે નજદીક પણ લઇ જશે.

# ગાથા ૩ જો સ્પેનતોમદ.



ધાર્મીક બાબદોમાં દુન્યાદારીના કામને વચ્ચે લાવવું જોઈતું નથી. કેટલાંક માણસો પોતાની ફરજને ખરી અને પવીત્ર ગણતાં હોવા છતાં તે બજાવતાં બીહે છે કે રખેને પૈસાનું કાંઇ નુકસાન થાય. બીજા કેટલાકો એજ કારણથી પોતાનો ખરો અભીપ્રાય હીમતથી જાહેર કરતાં અટકી જાય છે. એ મુજબ પૈસાનો સવાલ ઘણીક મહત્વની બાબદોમાં નડતળ જેવો થઇ પડે છે. પણ દુન્યાદારીના એ સવાલોને ધાર્મીક બાબદોમાં બીલકુલ આડે આવવા દેવા જોઇયે નહી. એવા પ્રસંગે ખરૂં શું છે, અહુરમઝદની ઇચ્છા શું હોવી જોઇયે અને આપણી પોતાની ફરજ શું છે, તેનોજ માત્ર વીચાર કરવો જોઇયે. ધાર્મીક બાબદોમાં દુન્યાદારીના સવાલોથી દોરવાઈ જવું, તે અહુરમઝદ તરફ બેવફા થવા સમાન છે.



## ગાથા ૪ થા વોહુક્ષથ્ર.

આપણુ માણસ જાતનો ખવાસ બહુ વીચીત્ર છે. ધનદોલત–વાડી વજીફા–ગાડી ઘોડા, વગેરે દુન્યાદારીની એશઆરામની ચીજો મેળવવાને આપણે ફીફાં મારયે છીયે, તો જોકે આપણને સંતોશ મળે એટલા જથ્થામાં એ ચીજો કદીબી મળતી નથી. બીજા હાથ ઉપર જાવેદાન સુધી મોટું આત્મીક સુખ ભોગવી શકાય એવી ખરેખરી મેળવવા લાયકની ચીજો માત્ર થોડી ઘણી મળી હોય. તો તેથી આપણે સંતોશ પામ્યે છીયે, અને વધુ મેળવવાની કોશેશ કરતા નથી. અહુરમઝદ એવી બેમુળ ચીજોનો મોટો જથ્થો આપણા આગળ મુકીને તેમાંથી મન ચાહે તેટલું લેવા કહે છે, પણ આપણ કમઅક્કલ ઇન્સાનો તેમાંથી થોડું ઘણું લીધું, નહી લીધું, કરીને સંતોશ પામ્યે છીયે. બેહેસ્તમાંના ફીરેશ્તાઓ પણ આપણ માનવીઓને જોઇને અજબ થતા હશે કે દુન્યાદારીના બે દીવસના સુખની કાંઇ નજીવી ચીજ મેળવવા માટે આપણે ફીફાં મારયે, છીયે જ્યારે બેમુળ આત્મીક બક્ષેશો, જે માત્ર સહેજ માંગતાંજ મળી શકે તેવી છે તે તરફ આપણે ઝાંખીને જોતાંબી નથી એવો આપણુ માણસજાતનો ખવાસ વીચીત્ર છે.

## ગાથા ૫ મો વહીશતોયશત



નેકીનો માર્ગ, અમર્ગ જીંદગીનો ખરો માર્ગ છે. ક્રોધ, કીનો, કપટ અને જાનવરી હવસો દુર કરવાથી નેકીના માર્ગમાં દાખલ થવાય છે. નેકીના માર્ગમાં જો આગળ વધવું હોય, તો નેકીના મુળ પાયાથી શરૂઆત કરવી જોઇયે. તે શરૂઆત માટે મનમાંથી સ્વાર્થને તેમજ હલકા જુસ્સાઓને પહેલાં દુર કરી નાંખીને તેની જગા પરમાર્થને આપવી જોઇએ. નેકી અને પરમાર્થ એવા ઉડતા ફીરેશ્તાઓ છે કે જે કોઇપી એક ધર્મ સાથે બંધાઇ રહેવાને ના પાડે છે. પરમાર્થ અને નેકી આગળ માણુસની સઘળી ફીલસુફી કુચ્છ બીસાદમાં નથી. નાતજાતના કાંઇપી અંતર વગર જે માણુસ સઘળાઓ સાથે એકસરખી નેકી અને પરમાર્થથી વરતે, તે ખરો ધરમી અને ઇશ્વરી માર્ગ ઉપર ચાલનારો દેખાય.



God does not always refuse when he delays, but he loves perseverance and grants it everything.—*Beusset*.

To know how to wait is the great secret of success.—*J. de Maistres.*

આપણી માંગી મુરાદ પાર પાડવામાં ઢીલ થાય તેથી કાંઇ હંમેશ એમ નથી કરતું કે ખોદા આપણી ઇચ્છા પાર પાડવાને ના પાડે છે. નહી, તેમ નથી. ખંત રાખીને મેહેનત કરવામાં આવે તે ખોદાને ગમે છે અને તેથીજ એવી મહેનત કરનારને તેની મરજી મુજબની દરેક વાજબી ચીજ તે બક્ષે છે—બુસે.

ધીરજ રાખીને કેમ થોભવું, તે જેઓ જાણે છે, તેઓ ફતેહનો મોટો ભેદ જાણી ગયા છે—જે. ડ મેત્ર.



Yet abstinence in things we must profess,
Which nature fram'd for need, not for

excess.—*Browne*

Against diseases here the strongest fence.
Is the defensive virtue abstinence-*Herrick*

આપણે ખાવા પીવાની તેમજ બીજી સઘળી ચીજોમાં અંદાજે રાખવો જોઇયે, કારણકે કુદરતે એ ચીજો આપણી હાજતો દુર કરવા માટે બનાવેલી છે, નહિ કે તેમાં અતેરૂં કરવા માટે— બ્રાઉન.

ખાવા પીવામાં તેમજ બીજી દરેક બાબદમાં મધ્યમપણું રાખવાનો સદગુણ બચાવની એક એવી મજબુત વાડ સમાન છે કે જે વાડ આપણા શરીરમાં દુઃખ દરદોને દાખલ થતા અટકાવે છે. હેરીક.



A little learning is a
dang'rous thing.
Drink deep, or taste not
the Pierian spring
Their shallow draughts
intoxicate the brain,
And drinking largely
sobers us again.—*Pope.*

કોઇબી ચીજનું ઉપરટપકેનું થોડું ગ્નાન મેળવવામાં જોખમ છે. ગ્નાન જો મેળવવું હોય, તો પુરેપુરૂંજ મેળવવું—નહી તો તેને અડકવુંજ નહી. દંતકથામાંના પાએરીયન ઝરાના પાણીના એકાદ બે ગોટ પીતાં લોકોને કેફ ચહડતી અને વધુ પાણી પીતાં તેઓ પાછા સાવધ થતાં; તેજ મીસાલે કોઇબી ચીજનું થોડું ગ્નાન મેળવાથી માણસના ભેજામાં ખુમારી ચહડે છે અને સંપુરણ ગ્નાન મેળવ્યાથી તે ખુમારી પાછી દુર થાય છે.—પોપ.



Poverty destroys pride. It is difficult for an empty bag to stand upright—*A. Dumas Fils.*

The best victory is to vanquish one's heart—*Mme. de Saint-Surin.*

A man without patience is a lamp without oil—*A de Musset.*

ગરૂબાઇ મગરૂરીનો નાશ કરે છે. સબબ, એક ખાલી કોથળો સીધો ટટખણુખાર ઉભો રહી શકતો નથી.—એ. ડુમાસ ફીલ્સ.

દુન્યામાં જે ફતેહ સહુથી સરસ ગણાય છે, તે આપણા અંતઃકરણ ઉપર મેળવવામાં આવતી ફતેહ છે. મતલબ એ કે જે માણુસ ખુદ પોતાને એટલે પોતાના જુસ્સાઓને જીતી શકે તેના જેવો બહાદુર કોઇ નથી.—માડમ ડ સેંટ સયુરે.

ધીરજ વગરનો માણુસ, તે તેલ વગરની બતી જેવો છે.—એ. ડ મયુસે.

I am in *good* spirits, because I take *no* spirits; I am *hale* because I use no *ale*; I have these four reasons for continuing to be a total abstainer:— First, my health is stronger: second, my head is clearer; third, my heart is lighter; fourth, my purse is heavier.—*Dr. Guthrie.*

હું ખુશ મીજાઝમાં રહું છું, કારણ કે હું દારૂ પીતો નથી; હું તંદરોસ્ત છું કારણ કે શરાબને અડકતો નથી. દારૂથી દુર રહેવાના મારી પાસે ચાર મજબુત કારણો છે:—પહેલું એ કે દારૂ વગર તંદરોસ્તી સારી રહે છે: બીજું એ કે ભેજાં ઉપર કાંઇ ભાર રહેતો નથી; ત્રીજું એ કે જીવ ખુશખુશાલ રહે છે; અને ચોથું એ કે દારૂના ખરચ વગર ગજવું ભારી રહે છે.—ડા૦ ગુથરી.



Bless God for what you have, and trust God for what you want. If we cannot bring our condition to our mind, we must bring our mind to our condition. If a man is not content in the state he is in, he will not be content in the state he would be in—*Mason*.

તમારી પાસે જે કાંઇ હોય તે માટે પરવરદેગારના શુક્રાણા કરો અને જે કાંઇ તમને જોઇતું હોય તે માટે તેની ઉપર ઇતબાર રાખો. તમારી હાલત તમારી મરજી મુજબની ન હોય, તો તમારી મરજીને તમારી હાલત મુજબની બનાવો, યાને તમારી ચાલુ સ્થિતિ માટે સંતોશથી શુકાણા કરો. એક માણુસ જો પોતાની ચાલુ હાલતથી સંતોશ પામતો ન હોય, તો પોતાની મરજી મુજબની ચઢતી હાલતમાં આવ્યા પછીબી તે સંતોશ પામવાનો નથી.—મેસન.



There is for adversity but one refuge—the tomb.—*De Segoyer.*

Fate gives us parents; choice gives us friends.—*Delille.*

Society is divided into two classes: the fleecers and the fleeced.—*Talleyrand.*

આફતમાંથી છટકીને આશરો મેળવવાનું એકજ મથક છે અને તે કબર છે—ડ. સેગોય.

આપણે જે માતપીતાને ત્યાં જનમ્યા હોઇએ તે માતપીતા આપણી સરજતથી આપણને મળે છે, જ્યારે આપણા મીત્રો તો આપણી પોતાની પસંદગીથી આપણે મેળવી શકયે છીયે.—ડલીલ.

સોસાયટી યાને આપણું સંસાર મંડળ બે જાતના માણસોનું બનેલું હોય છે. એક ભાગ, બીજાઓના પૈસા નીચવી ખાનારાઓનો, અને બીજો ભાગ, તેઓના હાથ ઉપર વેતરાઇ જનારાઓનો બનેલો હોય છે.—તાલેરાં.



Books are the food of youth, the delight of old age, the ornament of prosperity, the refuge and comfort of adversity, a delight at home and no hindrance abroad; companions by night, in travelling, in the country.—*Cicero.*

The guilt of eulogizing or apologizing for wicked actions is second only to that of committing them.—*Southey.*

પુસ્તકો જવાનીઆઓનો ખોરાક છે, બુઢાઓનું મન વેરવાનું સાધાન છે, આબાદીના વખતનો તે સણગાર અને મુશ્કેલીના વખતમાં આશરો અને સધ્યારો લેવાનું સાધન છે. પુસ્તકો જેમ ઘરમાં મન રીઝવનારાં થઇ પડે છે તેમ ઘરની બાહેર દીલને કાંઇ ઓછું ખુશ કરતાં નથી. રાતની મુસાફરીમાંની તે આપણા ગોઠયા જેવાં થઇ પડે છે.—**સીસરો.**

બુરાં કામોની તારીફ કરવી, યા તેને વાજબી ઠરાવવાં તે એક એવો ગુનાહ છે કે જે, બુરાં કામો કરવાનાં ગુનાહથીજ ઉતરતો છે.—**સાઉધી.**



Happiness does not consist in things but in thought.—*Booth*

You traverse the world in search of happIness, which is within the reach of every man : a contented mind confers it on all.—*Horace*.

ધન દોલત, માલ મીલકત યા એવીજ બાજી ચીજો મળવાથી કાંઇ ખરૂં સુખ મળતું નથી. જેની પાસે પૈસા ટકા વાડી વજીફા, અને ગાડા ઘોડા નહી હોય, તોપણુ તે જો પોદાએ જે કાંઇ આપ્યું હોય તેથીજ સંતોશી રહે, તો તે ખરેખરો સુખી કહેવાય—બુથ.

સુખ દરેક માણુસની નજદીકમાં છે. દરેક સ્ત્રી પુરૂશ જો ચાહે તો ખરેખરૂં સુખ વગર મુશ્કેલીએ મેળવી શકે. પણ તેમ હોવા છતાં લોકો પોતાના અગ્નાનપણુામાં આખી દુન્યા સુખની શોધમાં ખુંડી મારે છે અને તે છતાં તેઓને સુખ મળતું નથી. જેનું મન સંતોશી હોય તે ખરૂં સુખ પોતાના ઘરમાં અને પોતાના દેશમાંજ વગર પૈસે ભોગવી શકે છે—હોરેસ.



Men are to rise upon their performances, and not upon their discontent. A man that will not do well in his present place, because he longs to go higher, is neither fit to be where he is nor yet above it; he is already too high, and should be put lower.—*Beecher*

માણુસ બેદીલ અને અસંતોશી થવાથી દુન્યામાં આગળ વધતો નથી, પણ કાંઇક મોટાં કામો કરીને પોતાની લાયકાત બતાવ્યાથીજ વધે છે. જે માણુસ વધારે ચઢતા ઓધા ઉપર જવાની ઇચ્છાને લીધે પોતાની હાલની જગાનું કામ બરાબર બજાવતો ન હોય, તે ચઢતા ઓધા માટે નાલાયક છે એટલુંજ નહી પણ હાલની જગા માટેબી તદન નકામો છે. હાલની જગા તેને માટે જોઇયે તે કરતાં વધારે ચઢતા દરજાની છે અને તે ઉપરથી તેને નીચે ઉતારી પાડવાની જરૂર છે.—બીચર.



## માહ ૧ લો ફ્રરવરદીન શેહેનશાહી.
## માહ ૨ જો અરદીબેહેશત કદમી.

| રોજ. | તેહેવારો. |
| --- | --- |
| ૧—અહુરમજદ.. | શેહેનશાહી "નોરોજ" (પતેતી) નવું વરસ. |
| ૨—બેહમન..... | |
| ૩—અરદીબેશત. | હમકારો, શે. રપીથવન ઉજવાનો દીવસ—કદમી અરદી બેહસ્ત |
| ૪—શેહરેવર..... | અમશાસફંદનું જશન. |
| ૫—સફંદારમદ.. | The ancient of days |
| ૬—ખુરદાદ...... | શેનશાહીઓનો ખોરદાદસાલ (ખાસ લોકોનો નોરોજ) પેગંબર જરથોસ્તનો જન્મ દીવસ. |
| ૭—અમરદાદ... | શેહેનશાહી અમરદાદ સાલ (વરાવો). |
| ૮—દેપાદર...... | His ways are everlasting |
| ૯—આદર...... | હમકારો. દી. મે. પીતાજીની બાજ |
| ૧૦—આવાં...... | His glorious power |
| ૧૧—ખુરશીદ ... | કદમીઓનાં 'મેદીઓજરેમ' ઘંબાર. |
| ૧૨—મોહર...... | I live for ever |
| ૧૩—તીર........ | ઇસ્ટ ઇંડીયા કંપની સ્થાપી, ૧૬૦૦. |
| ૧૪—ગોસ...... | My salvation shall be for |
| ૧૫—દેપમેહર... | ever |

## માહ ૧ લો ફરવરદીન શેહેનશાહી.
## માહ ૨ જો અરદીબેહસ્ત કદમી.

| રોજ. | તેહેવારો. |
|---|---|
| ૧૬–મેહર... .. | The everlasting God |
| ૧૭–શરોશ..... | હમકારો. |
| ૧૮–રશને...... | God hath power to help |
| ૧૯–ફરવરદીન.. | શેહેનશાહી ફરવરદીઆંનનું જશન, નવશારી મસેસરની દરેહમે- હેરની સાલગરેહ. |
| ૨૦–બેહરાંમ.... | હમકારો, એડનમાં દરેહમેહરની સાલગરેહ. |
| ૨૧–રાંમ ....... | Glory for ever and ever |
| ૨૨–ગુવાદ... ... | Amen |
| ૨૩–દેપદીન..... | The power of an endless |
| ૨૪–દીન ....... | life |
| ૨૫–અરશીસવંગ. | ફસલી નવું વર્ષ. |
| ૨૬–આસતાદ .. | Our God for ever and ever |
| ૨૭–આસમાન . | |
| ૨૮–જમીઆદ.. | God blessed for ever |
| ૨૯–મારેસફંદ .. | Amen |
| ૩૦–અનેરાંન... | They saw his glory |

## માહ ૨ જો અરદીબહેશત શેહેનશાહી.
## માહ ૩ જો ખુરદાદ કદમી.

| રોજ. | તેહેવારો. |
|---|---|
| ૧—અહુરમજદ.. | God is my strength and |
| ૨—બેહમન ..... | power |
| ૩—અરદીબેશત. | હમકારો, પુણાની ક૦ શેહેનશાહી |
| ૪—શેહરેવર..... | દરેમેહેરનું વરસ, શેહેનશાહી |
| ૫—સફંદારમદ. | અરદીબેસ્તનું જશન, મુંબઈ- |
| | માં જરથોસ્તી અંજુમનનાં |
| | [આતશબેહેરામનું વરસ.] |
| ૬—ખુરદાદ ..... | કદમી ખોરદાદ અમસાસફંદનું જશન |
| ૭—અમરદાદ... | My temptation ... in my |
| ૮—દેપાદર...... | flesh |
| ૯—આદર...... | હમકારો. |
| ૧૦—આવાં .... | The power of God |
| ૧૧—ખુરશીદ... | શેન૦ 'મેઘીઓજરેમ' બંબાર, મ- |
| | જગામ પટેલની દરેમેહર સાલ. |
| ૧૨—મોહોર.... | Neither give place to the |
| ૧૩—તીર....... | devil |
| ૧૪—ગોસ...— | Pray, lest ye enter into |
| ૧૫—દેપમેહર... | temptation |

## માહ ૨ જો અરદીબેહેશત શેહેનશાહી.
## માહ ૩ જો ખુરદાદ કદમી.

| રોજ. | તેહેવારો. |
| --- | --- |
| ૧૬–મેહેર...... | Lead me, and guide me |
| ૧૭–શરોશ..... | હમકારો, નવસારીના આતશબેહેરાંમનું વરસ, સુરતના શેહેનશાહી આ૦ નું વરસ, મું૦ ના [વાડીઆજીના આ૦ નું વરસ. |
| ૧૮–રશને...... | |
| ૧૯–ફરવરદીન.. | Stand not in an evil thing |
| ૨૦–બેહરામ... | હમકારો, હો૦ બ૦ વા૦ ના ચરનીવાડીમાંનાં આદ્રાંનનું વરસ |
| ૨૧–રાંમ ... .. | |
| ૨૨–ગુવાદ ..... | ઇ૦ ઇ૦ કુંપની સોડેથી નામદાર માહારાણી સરકારે હીંદુસ્થાન પોતાને સ્વાધીન લીધું ૧૮૫૮. |
| ૨૩–દેપદીન.... | ઉદનની દરેમેહરની સાલગરેહ. |
| ૨૪–દીન ...... | આકોલાની દરેમેહરનું વરસ. |
| ૨૫–અરશેસ્વંગ | Evil is present with me |
| ૨૬–આસતાદ.. | શેઠ પા૦ મા૦ શરાફના કોટમાંના [ આદ્રાંનનું વરસ. |
| ૨૭–આશમાન. | |
| ૨૮–જમીઆદ. | Forgiving...if any man... quarrel |
| ૨૯–મારેસફંદ. | |
| ૩૦–અનેરાંન... | Be...kind one to another |

## માહ ૩ જો ખુરદાદ શેહેનશાહી.
## માહ ૪ થો તેશતર તીર કદમી.

| રોજ. | તેહેવારો. |
|---|---|
| ૧–અહુરમજદ.. | માહા ૪ થો કદમી. |
| ૨–બેહમન...... | Be not hasty...to be angry |
| ૩–અરદીબેહશત. | હમકારો, સુરતમાંના પે. કાવાભાઇ વકીલના કદમી આતશબેરાંમનું વરસ, પુણાના સર જ૦ જી૦ ભાઇના આદરાંનની સાલગ્રેહ |
| ૪–શેહરેવર... | Having forgiven you all trespasses |
| ૫–અસ્પંદારમદ... | |
| ૬–ખુરદાદ...... | શે. ખુરદાદ અમશાસપંદનું જશન. |
| ૭–અમરદાદ.... | Forgive, and ye shall be forgiven |
| ૮–દેપાદર...... | |
| ૯–આદર ...... | હમકારો. |
| ૧૦–આવાં...... | Ye ought...to forgive him |
| ૧૧–ખુરશીદ.... | કદમી તીર મહીનાના 'મેદીઓશે-હમ' ગંબાર. |
| ૧૨–મોહર...... | Be not overcome of evil |
| ૧૩–તીર ....... | કદમી તીરગાનનું જશન. |
| ૧૪–ગોશ ...... | Forgive ..every one his brother |
| ૧૫–દેપમેહર ... | |

## માહ ૩ જો ખુરદાદ શેહેનશાહી.
## માહ ૪ થો તેશતર તીર કદમી.

| રોજ. | તેહેવારો. |
|---|---|
| ૧૬—મેહેર..... | |
| ૧૭—સરોશ..... | હમકારો—કા. બે. બનાજીના મુંબઇનાં કદમી આતશબેહ૰ સાલગ્રેહ |
| ૧૮—રશને..... | Who forgiveth all thine iniquities |
| ૧૯—ફ્રરવરદીન.. | |
| ૨૦—બેહેરાંમ... | હમકારો. |
| ૨૧—રાંમ ..... | My God shall supply all your need |
| ૨૨—ગુવાદ...... | |
| ૨૩—દેપદીન..... | His unspeakable gift |
| ૨૪—દીન....... | બેલગામમાં પે. ખ. બાઇસ દરેહમેહેરની સાલગ્રેહ. The word ... endureth for ever |
| ૨૫—અરશિસ્વંગ | Ye...helping...by prayer for us |
| ૨૬—આસતાદ.. | |
| ૨૭—આસમાન | The Good pleasure of his will. |
| ૨૮—જમીઆદ. | |
| ૨૯—મારેસફંદ. | After ye have done the will of God |
| ૩૦—અનેરાંન.. | |

## માહ ૪ થો તીર શેહેનશાહી.
## માહ ૫ મો અમરદાદ કદમી.

| રોજ. | તેહેવારો. |
|---|---|
| ૧—અહુરમજદ... | માહા ૫ મો કદમી. |
| ૨—બેહમન...... | ૫૦ સને ૮૫માં જરથોસ્તીઓ ઇરાંનથી સનજાનમાં આવી વસ્યા. |
| ૩—અરદીબેહશ્ત . | હમકારો. |
| ૪—શેહરેવર..... | My kingdom is not of this world |
| ૫—સફંદારમદ... | |
| ૬—ખુરદાદ....., | બદનેરાની દરેમેહરનું વરસ. |
| ૭—અમરદાદ.... | કદમીનું અમરદાદનું જશન. |
| ૮—દેપાદર...... | Keep them from the evil |
| ૯—આદર....... | હમકારો. |
| ૧૦—આવાં...... | I am the bread of life |
| ૧૧—ખુરશીદ ... | શે૦ 'મેદીઓશેમ' ધંબાર. |
| ૧૨—મોહર...... | He hath filled the hungry |
| ૧૩—તીર......... | શેહેનશાહી તીરધજદનું જશન. |
| ૧૪—ગોશ... | His kingdom ... shall not be destroyed |
| ૧૫—દેપમેહર ... | |

## માહ ૪ થા તીર શેહેનશાહી.
## માહ ૫ મા અમરદાદ કદમી.

| રોજ. | તેહેવારો. |
| --- | --- |
| ૧૬—મેહર...... | Be careful for nothing |
| ૧૭—સરોશ..... | હમકારો, સુરતના ખીસ્નીના આદ્રાંનનું વરસ, ભાયખલા મેવાવાલાની દરમેહરનું વરસ. |
| ૧૮—રશને...... | Thine eyes shall see the |
| ૧૯—ફરવરદીન... | king |
| ૨૦—બેહરાંમ... | હમકારો, એ. કા. બાટલીવાલાના માહાલક્ષમીના આદરાંનનું [ વરસ. ] |
| ૨૧—રાંમ....... | A name which is above |
| ૨૨—ગોવાદ..... | every name |
| ૨૩—દેપદીન.... | Glory to the God of |
| ૨૪—દીન....... | heaven |
| ૨૫—આરદીસ્વંગ. | The angels of God in |
| ૨૬—આસતાદ .. | heaven |
| ૨૭—આશમાન.. | કરંજ ગામની દરેમેહરનું વરસ |
| ૨૮—જમીઆદ | My Father...is in heaven |
| ૨૯—મારેસફંદ.. | Sons of the living God |
| ૩૦—અનેરાંન... | To fulfil his will. |

## માહ ૫ મો અમરદાદ શેહેનશાહી.
## માહ ૬ ઠો શેહેરેવર કદમી.

| રોજ. | તેહેવારો. |
|---|---|
| ૧—અહુરમજદ.. | માહા ૬ ઠો શેહેરેવર, નવસારી-ની દેશાઈ મનચેરજી ખુ૦ [ની દરેમેહરનું વરસ. |
| ૨—બેહમન . ... | |
| ૩—અરદીબેહેશત. | હમકારો, મુંબઈ કોટના ગોદાવ-રા મોબેદોનાં આદરાંનની [ સાલગરેહ. |
| ૪—શેહેરેવર..... | ક૦ શેહેરેવર અમ૦ નું જશન. |
| ૫—સફંદારમદ.. | Father...of heaven and earth. |
| ૬—ખુરદાદ...... | |
| ૭—અમરદાદ ... | શે૦ અમરદાદ અમશાસપંદનું જશન, વડોદરાની ઉમરીગરની [ દરેમેહેરનું વરસ. |
| ૮—દેપાદર ...... | |
| ૯—આદર ...... | હમકારો. અંજુમનની મજગામ [ ની અગ્યારીનું વરસ. |
| ૧૦—આવાં...... | |
| ૧૧—ખુરશીદ ... | The helper of the father less |
| ૧૨—મોહોર..... . | |
| ૧૩—તીર ....... | ક૦ શેહેરેવર મહીનાના ધંબાર. |
| ૧૪—ગોશ...... | Their Prayer came...unto heaven |
| ૧૫-દેપમેહેર... | |

## માહ ૫ મો અમરદાદ શેહેનશાહી,
## માહ ૬ ઠો શેહેરેવર કદમી.

| રોજ. | તેહેવારો. |
|---|---|
| ૧૬—મેહેર...... | Attend unto my prayer |
| ૧૭—શરોશ..... | હમકારો, ચોપાઠી વાછાગાંધીના કદમી આદરાંનનું વરસ. |
| ૧૮—રશને...... | Pray one for another |
| ૧૯—ફરવરદીન .. | વેલાતની તારની લાઇન સરકારે લીધી ૧૮૭૦ |
| ૨૦—બેહરાંમ .. | હમકારો. |
| ૨૧—રાંમ....... | One God and Father of all |
| ૨૨—ગુવાદ...... | I will be his father |
| ૨૩—દેપદીન.... | The Father of spirits |
| ૨૪—દીન....... | Holy is his name, |
| ૨૫—અરશીશવંગ | The will of God. |
| ૨૬—આશતાદ . | કદમી શેહેરેવર મહીનાના પેતેશહમ પંબાર. |
| ૨૭—આસમાન.. | His glorious name for ever |
| ૨૮—જમીઆદ.. | અંગ્રેજો પેહેલવેહેલા હીંદુસ્થાનમાં આવ્યા, ૧૬૧૩. |
| ૨૯—મારેશફંદ.. | The everlasting Father |
| ૩૦—અનેરાંન... | Thy years ... have no end |

## માહા ૬ ઠા શેહરેવર શેહેનશાહી.
## માહા ૭ મા મેહર કદમી.

| રોજ. | તેહેવારો. |
|---|---|
| ૧—અહુરમજદ.. | માહા ૭ મો કદમી. |
| ૨—બેહમન ..... | |
| ૩—અરદીબેહશત . | હમકારો. |
| ૪—શેહરેવર..... | મુંબઈની વસ્તીની ગણત્રી સને |
| ૫—સફંદારમદ... | ૧૨૭૫મા કીધી તે કુલે વરણુ |
| ૬—ખુરદાદ...... | ની-૯૭૭૮૨૨ ની થઈ, તેમાં |
| ૭—અમરદાદ ... | પારસીઓની વસ્તી ૪૮૮૨૪ની |
| | હતી. શે૦ નું શેહેરેવર અ૦ નું |
| | [ જશન. |
| ૮—દેપાદર...... | દમણુની દરેમેહરની સાલગ્રેહ. |
| ૯—આદર ... | હમકારો. |
| ૧૦—આવાં ..... | |
| ૧૧—ખુરશીદ ... | He hath delivered my soul |
| ૧૨—મોહોર .... | No power but of God |
| ૧૩—તીર ....... | ૧૮૭૨માં મુંબઈની કુલે વસ્તીની |
| ૧૪—ગોસ...... | ગણત્રી ૬૪૫૫૭૬ માણસની |
| ૧૫—દેપમેહેર... | થઈ, તેમાં પારસીઓની વસ્તી |
| | ૪૪૦૯૧ થઈ, જેમાં મરદો |
| | ૨૩૧૧૧ ને ઓરતો ૨૦૯૮૦. |

## માહ ૬ ઠો શેહરેવર શેહેનશાહી.
## માહ ૭ મો મેહર કદમી.

| રોજ. | તેહેવારો. |
|---|---|
| ૧૬—મેહેર ..... | કુ૦ મેહેરગાનનું જશન. |
| ૧૭—સરોશ..... | હમકારો. શેઠ જીજીભાઈ દા૦ નાં |
| ૧૮—રશને...... | કોલાબેના આદ્રાંનની સાલ- |
| ૧૯—ફરવરદીન... | ગરેહ. સાહેરની માહલક્ષ્મીની |
| | દરેમેહેરની સાલગ્રેહ. |
| ૨૦—બેહરામ... | હમકારો. મુંબઈ કાંદાવારા મોહ- |
| ૨૧—રાંમ...... | લાના આદ્રાંનનું વરસ. વાંદ- |
| ૨૨—ગુવાદ...... | રાની તાતા દરેમેહેરનું વરસ. |
| ૨૩—દેપદીન..... | મુંબઈની વસ્તીની ગણત્રીમાં |
| ૨૪—દીન ....... | ૧૯૦૧ માં ૭૭૦૮૪૩ માણસ |
| ૨૫—આરદીસ્વંગ. | થયાં પારસી વસ્તી ૪૬૨૩૧- |
| | ની તેમાં ૨૪૨૭૭ મરદ અને |
| | ૨૧૯૫૪ ઓરત હતી. |
| ૨૬—આસતાદ.. | શેહેનશાહી શેહરેવર મહીનાંના |
| ૨૭—આસમાન.. | "પેતેશહમ" તથા કદમી મેહેર |
| | મહીનાના "પાથરેમ" ગંબાર. |
| ૨૮—જમીઆદ.. | મુંબઈ ને કલકતા વચે રેલવે ચાલુ |
| ૨૯—મારેસફંદ.. | [થઈ ૧૮૭૦. |
| ૩૦—અનેરાંન ... | Every imagination was evil |

# માહ ૭ મો મેહેર શેહેનશાહી.
# માહ ૮ મો આવાં કદમી.

| રોજ. | તેહેવારો. |
|---|---|
| ૧—અહુરમજદ.. | માહ ૮ મો કદમી આવાં. |
| ૨—બેહમન..... | |
| ૩—અરદીબેહેશત. | હુમકારો. ૧૮૩૨માં જામે જમ- |
| ૪—શેહેરેવર ... | શેદ પત્ર નીકલ્યું. |
| ૫—સફંદારમદ.. | Abstain from all evil |
| ૬—ખુરદાદ..... | Let him refrain from evil |
| ૭—અમરદાદ... | I will fear no evil |
| ૮—દેપાદર...... | Abstain from fleshly lusts |
| ૯—આદર....... | હુમકારો. થાણાંના પટેલના આદરાંનનુવરસ.૧૮૮૧માંનું વસ્તીની ગુત્રીમાં પારસીની ૪૮૫૯૭ની જેમાં ૨૫૩૧૫ મરદો, ને ૨૩૨૮૨ ઓરતો હતી. |
| ૧૦—આવાં ..... | કદમી આવાં અરદુઈશુરનું જશન. |
| ૧૧—ખુરશીદ ... | |
| ૧૨—મોહોર .... | જમશેદી નવરોઝ. |
| ૧૩—તીર....... | |
| ૧૪—ગોશ...... | [ ના આદરાંનની સાલગરેહ.] |
| ૧૫—દેપમેહર... | મુંબઈનાં ગોલવાડમાંના હંગડા- |

## માહ ૭ મો મેહેર શેહેનશાહી.
## માહ ૮ મો આવાં કદમી.

| રોજ. | તેહેવારો. |
|---|---|
| ૧૬—મેહેર ...... | શેહેનશાહી મેહેર ઇજદનુ જશન. |
| ૧૭—સરોશ ...... | હમકારો. |
| ૧૮—રશને ...... | If thy brother repent forgive him |
| ૧૯—ફરવરદીન... | |
| ૨૦—બેહરામ ... | હમકારો. |
| ૨૧—રાંમ ....... | An angel said Arise and eat |
| ૨૨—ગુવાદ....... | |
| ૨૩—દેપદીન .... | A way to escape |
| ૨૪—દીન ....... | ધોબીતલાવપરનાં આ. આ. વાડયાના આદરાંનની સાલગરેહ. |
| ૨૫—અરશીસ્વંગ | |
| ૨૬—આસતાદ.. | શેહેનશાહી મેહેર મહીનાનાં " પાથરેમ " ધંબાર. |
| | I will send you corn |
| ૨૭—આસમાન.. | He filleth the hungry soul |
| ૨૮—જમીઆદ.. | He is faithful to forgive us |
| ૨૯—મારેસફંદ.. | Who can forgive but God |
| ૩૦—અનેરાંન... | God left him to try him |

## માહ ૮ મો આવાં શેહેનશાહી.
## માહ ૯ મો આદર કદમી.

| રોજ. | તેહેવારો. |
|---|---|
| ૧—અહુરમજદ.. | માહા ૯ મો ક૦ આજથી રપીથ-} |
| | [ વનને બદલે હાવનગેહેભણવી. } |
| ૨—બેહમન ..... | |
| ૩—અરદીબેશત.. | હમકારો. મુંબઇના ગ્રાંટરોડપર-} |
| ૪—શેહરેવર .... | ના રાનજીનાં આદરાંનનું વરસ } |
| ૫—સફંદારમદ.. | The true bread from |
| ૬—ખુરદાદ..... | heaven |
| ૭—અમરદાદ... | મુંબઇની જી. આઇ. પી. રેલવે} |
| ૮—દેપાદર...... | [ ચાલું થઇ ૧૮૫૩.} |
| ૯—આદર ...... | કદમી આદરઇજદનું જશન. અ-} |
| | મદનગરના આદરાંનનું વરસ. } |
| | બેતવાડી હાસબરનના આદરાં } |
| | [ નનું વરસ. હમકારો. } |
| ૧૦—આવાં ..... | શેહેન૦ આવાં અરદુઇશુરનું જશન. |
| ૧૧—ખુરશીદ... | I commanded to feed my |
| ૧૨—મોહર...... | people |
| ૧૩—તીર ....... | God feed me my life long |
| ૧૪—ગોશ..... | મુંબઇ મજગામમાંના શપલાના } |
| ૧૫—દેપમેહર... | [ આદરાંનનું વરસ. } |

## માહ ૮ મો આબાં શેહેનશાહી.
## માહ ૯ મો આદર કદમી.

| રોજ. | તેહવારો. |
|---|---|
| ૧૬—મેહેર...... | |
| ૧૭—સરોશ.... | હમકારો. |
| ૧૮—રશન...... | સુરતનાં કેટલાક પારસીઓએ કદમી તરીકો અખત્યાર કીધો. ૫૦ ૧૧૧૪. |
| ૧૯—ફરવરદીન.. | કદમી અશોફરોહરનું જશન, કુઅમા નજદીક બંદગીનો [દીવસ. |
| ૨૦—બેહરામ.. | હમકારો. |
| ૨૧—રાંમ....... | Preach the kingdom of God |
| ૨૨—ગુવાદ..... | Man doth not live by |
| ૨૩—દેપદીન.... | bread only |
| ૨૪—દીન....... | ઇસ્ટ ઇંનડીઆ કુંપનીના લશકર- |
| ૨૫—અરશીશવંગ | માં બેદીલી ફેલાયાથી ૧૦૦૦૦ |
| ૨૬—આસતાદ... | [માણસોને બરતરફ કીધાં. |
| ૨૭—આસમાન.. | |
| ૨૮—જમીઆદ. | ભાવનગરની ઉમરીગરની દરેમેહ- |
| ૨૯—મારેશફંદ. | રનું વરસ. |
| ૩૦—અનેરાંન... | મુંબઇ વાંમવે આલી ૧૮૭૪. |

## માહ ૯ મો આદર શેહેનશાહી.
## માહ ૧૦ મો દએ કદમી.

| રોજ. | તેહેવારો. |
| --- | --- |
| ૧—અહુરમજદ. | માહ ૧૦ ક૦;ક૦ જશન મહીનો. |
| ૨—બેહુમન .... | દાદાર અહુરમઝદનું ૧લુ જશન |
| ૩—અરદીબેસ્ત.. | નાલીયે૦ ના દાદરનાં આદ૯૦ વરસ<br>કોટની પીરોજબાઇ દરે૦ વરસ |
| ૪—શેહરેવર..... | |
| ૫—સફંદારમદ.. | સુરત ઇ ગ્રેજોને તાબે થયું ૧૮૦૦... |
| ૬—ખુરદાદ...... | વાલકે૦ હુંદીના આદરાંનનું વરસ. |
| ૭—અમરદાદ... | કદમી અહુરમજદનું ૨ જુ જશન. |
| ૮—દેપાદર...... | શેહેનશાહી આવાં પજદ જશન. |
| ૯—આદર....... | ૫૦ ૯૨માં સંજાણ મધે દસ્તુર<br>નેરીઓસંગધવલે તખ્તનશીન<br>કીધેલાં આતશબેરાંમ જે ઉદ-<br>વારામાં છે તેનું વરસ. |
| ૧૦—આવાં...... | લારડ રીપને સ્વગાજ બક્ષયું ૧૮૮૨. |
| ૧૧—ખુરશીદ ... | કદમી પેગમબરનો દીસો. |
| ૧૨—મોહોર..... | |
| ૧૩—તીર........ | |
| ૧૪—ગોશ ...... | કદમી દાદાર અહુરમજદનું ત્રીજું |
| ૧૫—દેપમેહેર... | જશન. |

## માહ ૯ મો આદર શેહેનશાહી.
## માહ ૧૦ મો દેએ કદમી.

| રોજ. | તેહેવારો. |
|---|---|
| ૧૬–મેહેર ..... | કદમી દેહ મહીનાના 'મેદીયારેમ' |
| | ગંબાર. વલસાડની મોટાભાઈ |
| | ની અગીઆરીનું વરસ. |
| ૧૭–સરોશ ... | હુમકારો. ખેતવાડીમાંના શેઠ પા૦ |
| ૧૮–રસને ..... | ખ૦ કામાના આદ૦ વરસ. |
| ૧૯–ફરવરદીન.. | શેહે૦ ફરવરદીયાન જવાનું જશન. |
| ૨૦–બેહરામ ... | હુમકારો. મું૦ કોટમાં બાઇ મોટ |
| ૨૧- રાંમ...... | લાંબાઇવાડયાનાઆદરાંનનું વરસ. |
| ૨૨–ગુવાદ ..... | ઉદવાડાના આતશબેરાંમનેલગતી |
| | દરેમેહેરની સર દી૦ મા૦ પીટીટ |
| | બેરોનેટે બાંધેલાં મકાન સાલ૦ |
| ૨૩–દેપદીન .... | કદમી દાદાર હોરમજદનું ચોથું |
| ૨૪–દીન...... | [ જશન. |
| ૨૫–અશ્તાદશીસ્વંગ | |
| ૨૬–આસતાદ.. | The temple of God in |
| ૨૭–આસમાન. | heaven |
| ૨૮–જમીઆદ. | I talked with you from |
| ૨૯–મારેસફંદ. | heaven |
| ૩૦–અનેરાંન... | |

## માહ ૧૦ મો દેએ શેહેનશાહી
## માહ ૧૧ મો બેહુમન કદમી.

| રોજ. | તેહેવારો. |
|---|---|
| ૧—અહુરમજદ.. | માહા ૧૧ મો કદમી. શેહેનશાહી જશનનો મહીનો. દાદાર અહુરમજદનું પેહેલું જશન. |
| ૨—બેહમન..... | કદમી બેહમનનું જશન. |
| ૩—અરદીબેશત. | હમકારો. |
| ૪—શેહેરેવર..... | |
| ૫—સફંદારમદ.. | A voice from heaven |
| ૬—ખુરદાદ..... | God in heaven above |
| ૭—અમરદાદ... | A voice...from heaven |
| ૮—દેપાદર...... | શેહનશાહી દેહ મહીનાનું બાજું [ જશન. |
| ૯—આદર...... | હમકારો. |
| ૧૦—આવાં..... | |
| ૧૧—ખુરશીદ... | શે૦ પેગમબર સપેંતમાન "જરથોશત"ના ગુજરવાનો દીવસ. |
| ૧૨—મોહોર .... | |
| ૧૩—તીર........ | |
| ૧૪—ગોશ...... | [ ત્રીજું જશન. |
| ૧૫—દેપમેહર... | શેહેનશાહી દાદાર અહુરમજદનું; |

## માહ ૧૦ મો દએ શેહેનશાહી.
## માહ ૧૧ મો બેહમન કદમી.

| રોજ. | તેહેવારો. |
|---|---|
| ૧૬—મેહેર...... | શેનશાહીઓના "મેદીઆરેમ" ઘંબાર. |
| ૧૭—સરોશ..... | હમકારો. |
| ૧૮—રશને..... | |
| ૧૯—ફરવરદીન.. | Watch unto prayer |
| ૨૦—બેહેરાંમ... | હમકારો. |
| ૨૧—રાંમ....... | |
| ૨૨—ગુવાદ...... | હોમાજીની બાજ. |
| ૨૩—દેપદીન.... | શેહેનશાહી દાદાર અહુરમજદનું [ ચોથું જશન. |
| ૨૪—દીન ...... | ૧૮૨૨ માં મુંબઇ સમાચાર |
| ૨૫—અરશીસવંગ | પત્ર નીકલ્યું. |
| ૨૬—આસતાદ .. | |
| ૨૭—આસમાંન. | God is in heaven |
| ૨૮—જમીઆદ. | God created the heaven |
| ૨૯—મારેસફંદ.. | I bow my knees unto the |
| ૩૦—અનેરાંન... | Father |

## માહા ૧૧ મા બેહેમન શેહેનશાહી.
## માહા ૧૨ મા સફંદારમદ કદમી.

| રોજ. | તેહેવારો. |
|---|---|
| ૧–અહુરમજદ | માહા ૧૨ મો સફંદારમદ કદમી. |
| ૨–બેહેમન … | શે૦ બહમન અમ૦ જશન. |
| ૩–અરદીબેશત | હમકારો. |
| ૪–શેહેરેવર… | |
| ૫–સફંદારમદ. | ક૦ સફંદારમદ અમશાસપંદનું જશન. |
| ૬–ખુરદાદ … | |
| ૭–અમરદાદ.. | |
| ૮–દેપાદર …. | પુણાની શે૦ ર૦ પટેલવાલી દરે૦ ૪૯ મું ૧૦ અજમેરની દરે૦ ૪૯ મું વરસ. |
| ૯–આદર ….. | હમકારો. |
| ૧૦–આવાં…… | |
| ૧૧–ખોરશેદ . | |
| ૧૨–મોહોર….. | Lord, teach us to pray |
| ૧૩–તીર …… | I prayed in my house |
| ૧૪–ગોશ…… | The prayers of all saints |
| ૧૫–દેપમેહેર… | |

## માહા ૧૧ મો બેહેમન શેહેનશાહી.
## માહા ૧૨ મો સફંદારમ કદમી.

| રોજ. | તેહેવારો. |
| --- | --- |
| ૧૬–મેહેર …… | |
| ૧૭–સરોશ …. | હમકારો. |
| ૧૮–રસને …… | |
| ૧૯–ફરવરદીન .. | કદમી અશોફરોહરનું જશન. |
| ૨૦–બેહેરાંમ … | હમકારો. પરેલમાંના વાડયાનાં આદરાનને ૮૭ મું વરસ. |
| ૨૧–રાંમ …… | |
| ૨૨–ગુવાદ ….. | |
| ૨૩–દેપદીન … | |
| ૨૪–દીન …… | |
| ૨૫–અરશીસ્વંગ | કદમી મુકતાદ શરૂ થયાં. |
| ૨૬–આસતાદ.. | ક. ફરામરોદના હા. |
| ૨૭–આસમાન . | |
| ૨૮–જમીઆદ. | |
| | He shall come and pray.<br>Brethren, pray for us |
| ૨૯–મારેસફંદ.. | કદમી મીનો મારેસફંદનું જશન. |
| ૩૦–અનેરાંન… | |

## માહ ૧૨ મો સફંદારમદ શેહેનશાહી.

## માહ ૧ લો ફરવરદીન કદમી.

| | |
|---|---|
| ૧—અહુરમજદ | ગાથા ૧ લો કદમી, હમસ્પથમધિમ. |
| ૨—બેહેમન ... | ગાથા ૨ જો ઓસ્તુઅદ કદમી. |
| ૩—અરદીબેહશત | ગાથા ૩ જો સ્પેનતોમદ. ક. શે. હમ. |
| ૪—શેહેરેવર... | ગાથા ૪ થો વાહુક્ષથર, કદમી. |
| ૫—સફંદારમદ. | ગાથા ૫ મો વહીસતોઇસત કદમી. |
| ૬—ખુરદાદ .. | કદમી નવુ વરસ. અહુરમજદ રોજ. |
| ૭—અમરદાદ . | કદમી બમન રોજ. |
| ૮—દેપાદર ... | ક. રપીથવન ક૦ અરદીબેસ્ત રોજ. |
| ૯—આદર ... | શેહેનશાહી હમકારો. |
| ૧૦—આવાં..... | કદમી સફંદારમદ રોજ. |
| ૧૧—ખોરશેદ... | કદમી ખુરદાદ સાલ. |
| ૧૨—મોહોર ... | કદમીઓનો અમરદાદ સાલ. |
| ૧૩—તીર ...... | કદમી દેપાદર. |
| ૧૪—ગોસ...... | કદમી આદર રોજનો હમકારો. |
| ૧૫—દેપમેહેર .. | કદમી આવાં રોજ. |
| ૧૬—મેહેર..... | કદમી ખોરશેદ રોજ. |
| ૧૭—સરોશ.... | શેહેનશાહી હમ ક. મોહોર રોજ. |
| ૧૮—રશને ..... | કદમી તીર રોજ. |
| ૧૯—ફરવરદીન.. | શે૦ અસોફરોહરનું જશન. |

## માહા ૧૨ મો સફંદારમદ શેહેનશાહી
## માહા ૧ લો ફરવરદીન કદમી.

| | |
|---|---|
| ૨૦—બેહેરાંમ... | શે૦ હમકારો |
| ૨૧—રાંમ ...... | કદમી મેહેર રોજ. |
| ૨૨—ગુવાદ .... | ક. સરોશ રો. હમકારો. બહારકોટ-દાદી૦ આતશબેહેરાંમનું એવાના કોટેકોટના કદમી આદ્રાંનનું વરસ. |
| ૨૩—દેપદીન ... | કદમી રસના રોજ. |
| ૨૪—દીન ...... | ક૦ ફરવરદીનનું જશન. |
| ૨૫—અરશીસવંગ | ક૦ બેરામરોજનો હમકારો. શે-હેનશાહીઓનાં મુકતાદ શરૂ થયાં. |
| ૨૬—આસતાદ.. | આજથી શે૦ ફગમરોદના હા. |
| ૨૭—આસમાન | કદમી ગુવાદ રોજ. |
| ૨૮—જમીઆદ. | કદમી દેપદીન રોજ. |
| ૨૯—મારેસફંદ. | શે૦ મીનો મારેસફંદનું જશન. |
| ૩૦—અનેરાંન .. | કદમી અરશીસવંગ રોજ. |

## શેહેનશાહી પાંચ ગાથાઓ.

| | | |
|---|---|---|
| ૧—અહુનુઅદ | શે. ગા. ૧ લો. | ક. આસ્તાદ રોજ. |
| ૨—ઓશતુઅદ | ગાથા ૨ જો. | ક. આસમાન રોજ. |
| ૩—સપેનતોમદ | ગાથા ૩ જો. | ક. જમીઆદ રોજ. |
| ૪—વોહુખશથર | ગાથા ૪ થો. | ક. મારેસ્પંદ રોજ. |
| ૫—વહીસ્તોયસ્ત | ગાથા ૫ મો. | ક. અનેરાન રોજ. |